# તખ્તેશ તવારીખ.

રચનાર અને પ્રસિદ્ધ કર્તા.

ભાલુભાઈ કલ્યાનદાસ મણિયાર ભાવનગરવાળા.

# तख्तेश तवारीख.

યાને

## મહારાજા વિરહ.

---

**દુહો.**

જનુની જણુ તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહીંતો રહેજે વાંઝણી, કે મત ગુમાવિશ નૂર.

**ઉપેંદ્રવજ્રા.**

જેની ભુજામાં હતું રત્ન રૂડું, જેથિ ન થાતું દ્રવ્ય લેશ ઉણું;
કપાલ જ્યોતિ શશિની સમાન, હસ્તું વદન સ્મિત સદામઝેનું.
સત્યે હરિશ્ચંદ્ર તણિજ જીગ્હા, વિદ્યા વળિ ભોજ સમાન વ્હાલી;
ગૌ બ્રાહ્મણોનો પ્રતિપાલ પૂરો, ઉગારવામાં અરજૂન શૂરો.
હતી રાજ્યનીતિ રૂડિ રામ જેવી, ન્યાયે ખરો ધર્મ સમાન બિજો;
દાનેશ્વરી કર્ણ સમાન ગણતાં, આવે છે અશ્રુગત્ત આજ ભણતાં.
સરસ્વતિ તો રડતી દિસે છે, નિજ શિષના પોશણને વિચારે;
ઉગતા કવિ કૃત્યને આશ્ર કર્તા, આજે ગુમાવ્યો ભૂમિ શ્રેષ્ટ ભર્ત્તા.

**સવૈયા.**

માન ધરા ધન લક્ષ્મી ધણી, કરિસધ ગયો સદ્કીર્ત્તી પ્રકાશી,
વિયોગ થકિ કકળે બહુબાળ સદા શુભ રૈયત સર્વ ઉદાસી;
જતાં મુજનાથ અનાથ પતિ તખ્તેશ વિના બહુ કલેશ થયો છે,
શોક થયો ક્રુર કેર થવા થકિ કાળજ કાળજું કોરી ગયો છે.


**રચનાર અને પ્રસિદ્ધ કર્તા**

**बालुभाई कहानदास मणीआर भावनगरवाळा.**


---



---


**મુંબઈ.**

સાંકળચંદ મહાસુખરામના છાપખાનામા છાપ્યું.

વિક્રમાર્ક ૧૯૫૨ ઈસ્વી૦ ૧૮૯૬

**મુલ્ય બે રૂપીઆ.**

રાજ્યભક્ત પ્રીંટીંગ પ્રેસ.

## શિક્ષક સ્મરણ.

---

કવિ મીત્ર મગન લઘુ વયમા !
હરનિશ હતો મુજના જયમા !
ગયો સ્વર્ગ મગન સકોમળતું !
દુભવિ પતની પિતુ મીત્ર જનો !

ભગવાન મણી મુજજ્ઞાન ગુરૂ !
મુજ ઉત્તમ શિક્ષકનેજ સ્મરૂ !
શુભ ઉન્નતી ચાહક નાયક જે !
કરતા મુજને સુખદાયક એ !

સુણ્યા શબ્દ કઠોર કુડાજનના !
ધનવાન થવા મુજને મનમા !
સતિ કર્મ વિષે રતિ સુખનથી !
નિરમાલ્ય મળ્યો એહને ભર્તા !

તનથી મનથી ધનથીજ સદા !
વિધ વિધ કર્યા મુજ કાર્ય ઘણા !
દઈ છેહ અને ગયો શ્રેષ્ટ સ્થળે !
બની નારિસતિ પણ ક્રિય ખરે !

મુજ મીત્ર અને અર્ધાંગ વળિ !
પ્રભુમી વદુ ઈશ અજન્મ બનો !
તુજ સેવક શ્રેષ્ટ ઉરે ધરજો !
ભવ બારિ બધાટવીના હરજો !!



ભાવનગર સંસ્થાનાધિશ સ્વર્ગસ્થ મહારાજા સાહેબ !!
સર તખ્તસિંહજી નાઈટ ગ્રાંન્ડ, કંમાન્ડર ઑફ ધિ
મોસ્ટ એકઝૉલ્ટેડ ઑર્ડર ઑફ ધિ સ્ટાર ઑફ ઇન્ડિયા.



| જન્મદિવસ. | તખ્તનશીન. | સ્વર્ગવાસ. |
|---|---|---|
| તા. ૬-૧-૧૮૫૮ | તા. ૨૩-૪-૧૮૭૦ | તા. ૨૯-૧-૧૮૯૬ |

“સાક્ષર સહાયક પ્રજ્ઞ પ્રબોધક” પ્રિન્ટિંગ પ્રેસમાં બાલુભાઈ કહાનદાસ મણિયાર ભાવનગરવાળાને માટે છાપ્યું.

# ग्रंथार्पण.

## સ્વર્ગસ્થ મહારાજા સાહેબ ! !

### મનહર.

નરેંદ્રમાં ઇંદ્રસમો ગુણરૂપમા અનુપ.
કેમ કરૂં ભુપ નથી થતિ નિવા પાંજલી;
તુજતણા સ્નેહ તણિ ચાહગિરી માટે ઘણા,
ધનવાંન ધન આપે સ્નેહ પાસમા ભળી;
રંકને કિંકર તેશું કરી શકું તારી પુંઠે,
તખ્ત તારા સખ્ત ઘાને માટેતો રહ્યાજળી;
સોચે તખ્તપતિ તારા યશના સમુદ્ર થકિ,
અધાથિ લઇને હુંતો અરપું યશાંજલિ.

સાક્ષર વર્ગને સાહાયતા આપવામા નિરંતર ઉત્સાહિ, વિદ્યા વિલાસિયોના અંતઃકરણની જીજ્ઞાસા તૃપ્ત કરનારૂં કલ્પવૃક્ષ, ભાવનગર સંસ્થાનની સઘળી પ્રજાનુ સત્તેજ રત્ન. ઇંગ્રેજ સરકારના એક ખરેખરા ખરેખાંહ અને વફાદાર દોસ્ત, ભાયાતો અને રાજ્ય વંશી મીત્ર મંડળનું અંતઃકરણ પૂર્વક ભલું ઇચ્છનાર દાઝજ્ઞ !! પ્રજાનુ પૂત્રવત્ લાલન પાલન કરનાર ઉત્તમોત્તમ મહારાજા, રંક નિરાશ્રીતોના આશ્રયનો વજ્ર સ્થંભ, પ્રજા હિત કર્તવ્યો અને સુધારણા કરવાને અદ્દભુત લાગણિ અને મમતા સાથે યોગ્ય દયા વાપરી અંતઃકરણ પૂર્વક અદલ ઇન્સાફ આપવાને અત્યંત આતુર, વ્હેપાર રોજગાર વિદ્યા અને કળા કૌશલ્યની વૃદ્ધિ કરવામા તેમજ પ્રજા સુખના સાધનો પુરા પાડવામા અને ગરિબ ગુરબાંઓની સદાસર્વદા સંભાળ લેવામાં દ્રવ્યનો છુટથી ઉપયોગ કરનાર સખાવતોનો મહાસાગર !!

કાવ્ય કૃતિની ભુજ જાણનાર, પવિત્ર આત્માથી, સદ્દકર્તવ્યો, શ્રેષ્ઠ સમાગમ, વિશુદ્ધ બુદ્ધિ, સભ્યતા, અને પ્રસંશનિય ઉદગારોથી દૈવસ્વરૂપ પ્રકાશીત થયેલા અર્યાવર્તના અત્યુત્તમ અહરમણિ પરંમ સુજ્ઞ સ્વર્ગસ્થ મહારાજા સાહેબ ! !

આપની ઉદારતા, ઉચ્ચ પંકતીની ધાર્મીક મનોવૃતી, ભાવનગર સંસ્થાન કેલવણિમય બનાવવાની સબળ જીજ્ઞાસા, વિદ્યા દેવીની મહત્વત્તા વધારવાને અતિ ઘણું સમર્થન વિગેરે આપની ભિન્ન ભિન્ન પ્રકારની કિંમતી નેમો યાદ આવતા શોકજનક વિયોગના વિરહાંનળથી ધખધખતા હૃદયને આપની ન્યાય મુર્તીનુ સાદ્રષ્ય સ્વરૂપ યાદ આવતાં જીગર ઉભરાઇ જાય છે. વિષેશ શું ! અશ્રુપાત્ત ભરેલા હૃદયવડે રડતિ કલમથી વિષેશ નહીં લખતાં સદ્દગતિને પાત્ર થયેલા લોક પ્રીય મહારાજા સાહેબ !!

આપના ખેદ જનક વિયોગની વ્યાકુળતાથી નિગળતા અશ્રુબિંદુ સહિત આ મારી રંક કલમથી લખાયેલું આપના પૂર્વજોનું ઐતિહાસિક સંક્ષિપ્ત વૃતાંત આપનુ સ્વલ્પમાત્ર ગુણ કથન અને કવખતના વિયોગની દુઃખજનક જવાળાઓથી ભરેલું આ લઘુ પુસ્તક જેકે આપનુજ છે તે આપને અંતઃકરણ પૂર્વક અર્પણ કરૂં છું. જેકે મોક્ષના પવિત્ર ધામને વિષે પણ અંગિકાર કરશો. તા૦ ૨૭ એપ્રિલ ૧૮૯૬

હું છું આપની વફાદાર અને માયાળુ
પ્રજા માંહેનો એક
સ્વિકાર્શો
**વિરહી બાલુના અશ્રુ !!**

# "પ્રસ્તાવના"

પ્રસ્તાવના એ પુસ્તકનુ રહસ્ય બતલાવવાને ઉત્તમપ્રતિમાનુ સાધન છે. પરંતુ જ્યારે પુસ્તકનુ નામ પોતેજ તત્વ બતલાવવાને સમર્થ હોય છે ત્યારે તેવી પ્રસ્તાવનાની કશી જરૂર રહેતી નથી. તેવીજ રીતે આ પુસ્તકના ખ્યાંનને માટે પ્રસ્તાવના લખવાની અગત્ય હોય તેવું જણાતું નથી.

પરંતુ સૃષ્ટીમા કાળના પ્રભાવે કરીને સર્વે જીવોમા ન્યુનાધિકતાપણું પ્રવર્ત્તે છે. એક સમયમા કોઇપણ મનુષ્ય એવીપણ સ્થિતિમા આવી જાય છે કે તે સમયમા તેની તુલ્યના કરવા ને બીજું કોઈ મળી શકતું નથી. મતલબકે જેથિ કરીને તે અનૂપમેય ગણી શકાય છે. પરંતુ તેવા મહાન પુરૂષોના કર્તવ્યો સદા સર્વદા તાજેતર રહે તેને માટે તેવા નામાંકિત નરોના ચરિત્રો પુસ્તક રૂપે વાંચકવૃંદમા ફેલાવવાની ખરેખરી જરૂર છે. અને તેમ થવાથી ઉત્તમ કીર્તી સંપાદન કરવાની અભિલાષાવાળા મનુષ્યોને તેવા સમર્થ પુરૂષોના પગલે અનુકરણ કરવાને ઇચ્છા થાય એ પણ સ્વાભાવિક છે અને એથી જન સમુદાયને ઉત્તમ પ્રકારના ફાયદા થવાની સમ્પુર્ણ વકિરાણી શકાય છે. આ પૂસ્તકનુ બહાર પડવું પણ એજ લાગણિને અનુસરીને થયેલું છે. જોકે માહારિ સ્વલ્પ બુદ્ધિના પ્રમાણમા એક દાદુરાં જંતુના સમર્થન જેવું હોવાથી તેમા હું પોતે એક પલવાર પણ ગુમાન કે ફાંકો રાખ્યા વિના કબુલ કરૂંછું કે તેમા ઉપમા અલંકાર વિગેરે વિવિધ પ્રકારની ખોડ ખાંપણ અને દરેએક પ્રકારના તેમજ પ્રૂફસીટ તપાસવામા દ્રષ્ટી દોષો પણ પુરતી રીતે સમાયેલા વાંચક વર્ગના જાણવમા આવશે. પરંતુ સાર ગ્રાહિ સુજ્જન મહાશયોના પાદપંકજમા અભિવંદન કરી અતિ નમ્રતા પૂર્વક વિનંતી નિવેદન કરૂંછું કે માહારા તેવા પારાવાર દોશો દુર કરી વાંચનારી આલમ સાર માત્ર ગ્રહણ કરશે.

આ પુસ્તક જેમ બને તેમ તાકિદે બહાર પાડવાની સતેજ લાગણિ પૂર્વક મહારા મીત્રો મી. સી–આઇ પારેખ એચ–બી–શાહ એચ–બી–જોશી એમ–કે–સુર્યેશ્વર એઓએ આ પુસ્તકના અંગે નાણા સંબંધી જે સગવડ અંતઃકરણ પુર્વકના ઉત્સાહ સાથે મારી ઉન્નતીની ખાતર કરી આપી છે તેનો આ તકે ઉપકાર માનવો એ પણ હું મહારી ફરજ સમજુંછું તેમજ મારે જાહેર કરવું જોઇએ કે આ પુસ્તક પાછળના કેટલાએક કાવ્યોને મારા સ્વર્ગવાસી મિત્ર ભગવાનદાસની કવિતાનો આધાર મળ્યો છે.

સેવક ગ્રંથકર્ત્તા.

---

## અવશ્યની સૂચના.

પ્રથમ પ્રકરણમા સામાન્ય વર્ણનવાળા પ્રષ્ટ૫૨ કાઠિયાવાડના જુદા જુદા સ્ટેટોના વર્ગો વિષે વર્ણન કરવામા આવ્યું છે પરંતુ તેમા સને ૧૮૮૨ પછી અમુક અમુક વખતે ફેરફાર કરવામા આવ્યો છે જેથિ અત્યારે જુદા જુદા વર્ગોમા જેજે સ્ટેટોછે તે નિચે પ્રમાણે.

પહેલા વર્ગમા—ભાવનગર–જુનાગઢ–જામનગર–ધ્રાંગધ્રા–પોરબંદર–ગોંડલ–અને મોરબી છે. બીજાવર્ગમા—વાંકાનેર–પાલીતાણા–ધ્રોલ–લિંબડી–રાજકોટ–વઢવાણ–અને જાફરાબાદ છે. ત્રીજાવર્ગમા—લખતર–સાયલા–ચુડા–વળા–જેતપૂર લખમણવાળા–જેતપુરસુરંગવાળા–અને બાટવા (માણાવદર) છે. ચોથાવર્ગમા–મુળી–લાઠિ–માળિયા–બજાણા–જેતપૂર–કોટડાસાંગાણિ–વિરપુર–ગિદડ અને પાટડી છે. પાંચમાવર્ગમા—વનોડ–વસાવડ–ડેડાંણ–મેંગણી–ગવરીદડ–પાલ–ગઢકા–વડિયા અને જાળિયા છે. છઠ્ઠાવર્ગમા—રાજપુર–વડોદ–દસાડા–ચોટીલા–સંધોસરા–આણંદપુર–ભોઇકા–રાયસાંકળી–પાળિયાદ–બગસરા–વીછુવાડા–કુબા–ભાદવા–રાજપરૂ–કોઠારિયા–શાહપુર–બાબરા—કોટડાપીઠા–બાડલી–ઇતરિયા અને વાંકિયા. સાતમાવર્ગમા—કરમદ–કાથરોટ–ખિજડિયા–લોઢિકા–વડાલી–ખિરસડા–કરિયાણા અને કરમદિયા છે. તા૦ ૨૭ એપ્રિલ ૧૮૯૯.

# स्थापना प्रकरण.

## ( રાજ્યની સ્થાપના થએલા મહારાજાઓ )
## "અને સામાન્ય વર્ણન."

પ્રિયતમ વાંચનાર ! !

સૃષ્ટીની સપાટી ઉપર ભિન્ન ભિન્ન નામના અને ભિન્ન ભિન્ન પ્રકારના ઘણાં ઘણા દેશો પડેલા છે. પરંતુ તેમાની જે ભૂમીપર આપણે વસિયે છીએ. • તે ભૂમીપર વસનારા આપણા ભાઇઓ આર્યના નામથી ઓળખાય છે. (અર્વાચિન બદલાઈને ઘણે ભાગે હિંદુના નામથી પણ બોલાય છે.) અને તેજ પ્રમાણે આપણો દેશ આર્યાવર્તને નામે પ્રસિદ્ધ છે. ( જેનું નામ અર્વાચિન સમયમાં હિંદુસ્તાન પણ પ્રસંગોપાત કહેવામાં આવે છે.)

આધુનિક આર્યાવર્તનો દેખાવ કાંઇક વિચીત્ર માલમ પડેછે. મતલબકે પુરાતની આર્યાવર્ત જાણે તદન બદલાઇજ ગયો હોયની તેવો દેખાવ દેછે. જેવી રીતે આર્યાવર્ત રીત રીવાજોમાં જાહો જલાલીમાં અને બીજી પણ કેટલીએક રીતે પલટાઇ ગયો છે; તેમજ તે ઉપર આવેલા જુદા જુદા ઈલાકાઓ, પ્રાંતો વિગરે ભાગોના નામોમા પણ અને ખસુસ કરીને સ્વજાતે પોતાના નામમા પણ કાંઇક ફેરફાર થયેલો જોવામાં આવે છે.

જેમકે આર્યાવર્તને લોકો કેટલીએક વખત હિંદુસ્તાનના નામની સંજ્ઞાથી ઓળખાવે છે, તેમજ મારૂ દેશ મટીને મારવાડ થયો; સૌરાષ્ટ મટીને કાઠિયાવાડ થયો.

**કાઠિયાવાડ**—એક દ્વિપકલ્પ છે. આખા દ્વિપકલ્પનું ક્ષેત્ર ફળ ૨૩૫૦૦ ચોરસ માઈલનું ગણાામાં આવ્યું છે. અને કુલ વસ્તી ૨૫ લાખ કરતા વધારે છે. કાઠિયાવાડનો કેટલોએક ભાગ બ્રિટીશ સરકારના, કેટલોએક ગાયકવાડ સરકારના, અને બાકીનો તમામ ભાગ કાઠિયાવાડમાં રાજ્ય કર્ત્તા દેશી રાજાઓના તાબામાં છે.

આ પ્રાંતમાં મુખ્યત્વે કરી દસ મોહોટા વિભાગો ગણવામાં આવેલા છે. અને તેનું વર્ણન નિચે પ્રમાણે છે.

**ઝાલાવાડ**—ઉત્તર દિશાએ આવેલો છે અને તેનું ક્ષેત્ર ફળ ૪૩૯૨ ચોરસ માઇલને આશરે છે. અને તેમાં ઘણાખરા સંસ્થાનોના રાજા ઝાલા રજપુત છે જેથી તેનું નામ ઝાલાવાડ પાડવામાં આવ્યું છે.

**ગોહિલવાડ**—ખંભાતના અખાત ઉપર છે અને તેનું ક્ષેત્ર ફળ ૪૨૦૮ ચોરસ માઇલને સુમારે છે. ગોહિલવાડનો ઘણો ભાગ ગોહિલ રજપૂતોના તાબામાં છે તેથી તેનુ નામ ગોહિલવાડ પડયું છે.

**ઉંસરિયાવાડ**—કાઠિયાવાડનો સહુથી નાનો વિભાગ છે અને તેનું ક્ષેત્ર ફળ ૧૬૦ ચોરસ માઈલ છે. જેને કે હાલ ગોહિલવાડમાં ભેળી દીધેલો હોય તેવું માલમ પડે છે.

**બાબરિયાવાડ**—દરિયા કાંઠા ઉપર ગોહિલવાડ અને કાઠિયાવાડની વચ્ચે બરાબર મધ્ય ભાગમાં આવેલો છે. જેનું ક્ષેત્ર ફળ ૫૦૦ ચોરસ માઇલને સુમારે છે.

**કાઠિયાવાડ**—કાઠિયાવાડનો મધ્યસ્થભાગ, જેમાં ઘણું ભાગે કાઠિયો વસેલા છે. અને તેનું ક્ષેત્ર ફળ ૪૦૦૦ ચોરસ માઇલને સુમારે છે. જેને હાલ સોરઠમાં મેળવી દીધેલો હોય તેવું માલમ પડે છે.

**સોરઠ**—જેનું ક્ષેત્ર ફળ ૫૨૨૦ ચોરસ માઇલને સુમારે છે અને તેમાં જુનાગઢનું રાજ્ય બાટવા સંસ્થાન, ગાયકવાડી કોડીનાર પ્રાંત અને ફિરંગીનો ટાપુ દીવનો પણ સમાવેશ થાય છે.

**બરડો**—જેનું ક્ષેત્ર ફળ ૫૦૦ ચોરસ માઇલ છે. અને તે નૈઋત્ય કિનારાપર આવેલો, અને તેમાં જેઠવા રજપૂત રાજ્ય કર્ત્તા છે. જેને કે હાલ સોરઠ સાથે મેળવી દિધેલો માલમ પડે છે.

**હાલાર**—જેમા નવા નગર, રાજકોટ, ગોંડલ, ધ્રોલ અને સાંગાણિ કોટડાએ પ્રમાણે સંસ્થાનો છે. અને તે શિવાય કેટલીએક નાની નાની જાગીરો છે. હાલાર પ્રાંતનું નામ કચ્છના જાડેજા જામહાલાના કોઇ વંશ જોએ સને ૧૫૩૫ માં પોતાની હાકેમી બેસાડેલી તેથી પડયું હોય તેમ સંભવે છે.

**મચ્છુકાંઠો**—એ મચ્છુ નદીના કિનારા ઉપરનો મુલક છે. જેનું ક્ષેત્ર ફળ ૭૮૦ ચોરસ માઇલ છે. મચ્છુકાંઠો હાલમાં હાલાર સાથે ભેળી દિધેલો માલમ પડે છે.

**ઓખામંડળ**—દ્વિપકલ્પના છેક પશ્ચિમના છેડા ઉપરનો મુલક છે અને ક્ષેત્ર ફળ ૩૦૦ ચોરસ માઇલને સુમારે છે.

**કાઠિયાવાડ**—પ્રાંતના મુખ્યત્વે કરીને ઉપર જણાવવા પ્રમાણે દસ વિભાગ જણાય છે. પરંતુ તેમાં નાના મોટા જુદા જુદા લગ ભગ ૬૬ સ્ટેટો છે, અને તાલુકદારોનો તો ટોટોજ નથી. આવી રીતે છાસઠ સ્ટેટો અને તમામ તાલુકદારો મળીને કુલ ૧૮૮ સંસ્થાનો છે. જેમાં મોટામાં મોટાં રાજ્યો અને નાનામાં નાના વાંટાના ગિરાસનો પણ સમાવેશ થાય છે.

ઇ૦ સન ૧૮૬૩ માં કાઠિયાવાડના બધા રાજા રાણાઓની સત્તાનું ધોરણ રાખી બ્રિટીશ સરકાર તરફથી તેના સાત વર્ગ કરવામાં આવ્યા છે.

**પહેલા વર્ગના**—રાજા રાણાઓને કશીપણ પરવાનગી વિના ઇંગ્રેજ સરકારની રૈયત ન હોય તેને ફોજદારી કેશમાં દેહાન્ત દંડની શિક્ષા કરવાને અને દિવાની મુકરદમાને માટે તમામ પ્રકારની સત્તા છે.

**બીજા વર્ગના**—રાજા રાણાઓ પોલીટીકલ એજન્ટની પરવાનગી વિના માત્ર સ્વપ્રજા હોય તેવા ગુન્હેગારનેજ દેહાંત દંડની શિક્ષા કરી શકે છે. ને દિવાની કામમાં તેઓને કુલ અખત્યાર છે.

**ત્રીજા વર્ગના**—રાજા રાણાઓ સખત મજુરી સાથે સાત વરસની કયેદની અને દશ હજાર રૂપૈયાના દંડની શિક્ષા કરી શકે છે. તેમજ દિવાની કેશમાં વીશ હજાર રૂપૈયા સુધીના દાવા ફેસલ કરવાને અખત્યાર ધરાવે છે.

**ચોથા વર્ગના**—રાજાઓને ત્રણ વર્ષની કયેદ અને પાંચ હજાર રૂપૈયા સુધીના દંડની શિક્ષા કરવાને અને દિવાની દાવા દશ હજાર રૂપૈયા સુધીના ફેંસલ કરવાને અધિકાર છે.

**પાંચમા વર્ગના**—રાજાઓને બે વર્ષની કયેદ અને બે હુજાર રૂપૈયા સુધીના દંડની શિક્ષા કરવાને તેમજ દિવાની દાવા પાંચ હજાર રૂપૈયા સુધીના ફેંસલ કરવાને અધિકાર છે.

**છઠા વર્ગના**—રાજાઓને ત્રણ માસ સુધીની કયેદ બસો રૂપૈયા સુધીના દંડની અને દિવાની દાવા પાંચસો રૂપૈયા સુધીના ફેંસલ કરવાને અધિકાર છે.

**સાતમા વર્ગના**—ઠાકોરોને પંદર દહાડાની કયેદ પચીશ રૂપૈયા દંડ અને દિવાની દાવા સાંભળવાને બીલકુલ અધિકારજ નથી. બાકીના સંસ્થાનોને તાલુકદારો તરીકે ગણવામા આવ્યા છે પણ તેમને કોઈ જાતની સત્તા છે નહી.

**પહેલા વર્ગમાં**—ભાવનગર, જામનગર, જુનાગઢ, અને ધ્રાંગધ્રા છે.

**બીજા વર્ગમાં**—વઢવાંણ, લિંબડી, પાલીતાણા, ધ્રોળ, વાંકાનેર, ગોંડલ, રાજકોટ, મોરબી, અને જાફરાબાદ છે.

**ત્રિજા વર્ગમાં**—બાટવા (માણાવદર) ચુડા, જસદણ, લખતર, પોરબંદર, સાયલા ને વળા છે.

**ચોથા વર્ગમા**—બજાણા, જેતપુર, કોટડા, સાંગાણી, લાઠી, માળીઆ, મુળી અને વીરપુર છે.

**પાંચમા વર્ગમાં**—વનોડ, પાટડી, ગીદડ, વસાવડ, ડેડાણ, મેંગણી, ગરવીદડ, પાલ, ગઢકા, અને જાળીઆ છે.

**છઠ્ઠા વર્ગમાં** રાજપુર, વડોદ, દસાડા, ચોટીલા, સણોસરા, આણંદપુર, ભોઇકા, રાયસાંકળી, પાળિયાદ, અગસરા, વીછુવાડા, કુબા, ભાદવા, રાજપરૂ, કોઠારીયા, શાહપુર બાબરા, કોટડાપીઠા, ભડલી, ઈતિરિયા, અને વાંકીયા છે.

**સાતમા વર્ગમાં** કરમદ, કાથરોટ, ખિજડિયા, લોઢીકા, વડાલી, ખીરસડા, કરીઆણા, અને કરમદીયા છે.

ઉપર પ્રમાણે સાત વર્ગમાં લગભગ ૬૬ સ્ટેટો છે. જેમાં ભાવનગરનું રાજ્ય ફસ્ટ કલાસમાં હોવાથી દરેક પ્રકારે સ્વતંત્ર સત્તા ભોગવે છે. ફસ્ટ કલાસમાં ભાવનગર શિવાય પણ બીજાં ત્રણ સ્ટેટો મળીને ફસ્ટ કલાસમાં કુલ ચાર સ્ટેટો આવેલા છે. પરંતુ તે સર્વેમાં આજ કાલ દરેક પ્રકારે સર્વોત્તમતા, શ્રેષ્ઠતા અને અત્યુત્તમ પ્રસંશાને માટે ભાવનગર સ્ટેટની બરાબરી બીજા કોઇપણ સ્ટેટથી કોઇપણ પ્રકારે બની શકે તેમ નથી.

ભાવનગર સંસ્થાનની વાર્ષીક પેદાશ લગભગ રૂપૈયા પાત્રીશ લાખ કરતાં પણ વધારેની છે. જે પૈકી જુનાગઢના નવાબની જોર તલબી, ગાયકવાડ સરકારની જમાબંદી અને બ્રિટીશ સરકારને મળીને કુલ એકંદર રૂપૈયા, એકલાખ ચોપનહજાર ચારસોંને નવાણું આપવા પડે છે.

ભાવનગર સંસ્થાન વેપાર રોજગારના કામમાં દરેક પ્રકારે બીજા સંસ્થાનોથી ચઢીયાતું છે. તેમજ નવા સુધારા દાખલ કરવાની પહેલ કરનાર તરિકેનું ઉતમ માન પણ ઘણે ભાગે ભાવનગર સંસ્થાનનેજ મળેલું છે.

કેળવણિને માટે ભાવનગર સંસ્થાન એક કાઠિયાવાડનું નાક ગણાય છે. આવી આવી આ સંસ્થાનની ઉત્તમત્ત્વ જાહોજલાલી અને સુખના સાધનોને માટે ભાવનગર સંસ્થાનની ગાદીએ થઇ ગયેલા દરેક મહારાજાઓને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપવો ઘટે છે. તેમજ ભાવનગર સંસ્થાનમાં હદપાર સુખ, સુધાર્ણા અને પ્રજા પ્રિય કર્તવ્યો કરનાર તેમજ ભાવનગર સંસ્થાનને બેહદ ખિલી નિકળવાનું કારણ આપી સૃષ્ટીના સૌભાગના લોકોને આતુરતા પૂર્વક દૃષ્ટી ખેંચવા

લાયક બનાવનાર અમારા મરહુમ મહારાજા સર તખ્તસિંહજીને અમારી સહ પ્રજા તો શું પણ હવે પછીની ઉત્તરોત્તર પ્રજા પણ કોઇ કાળે વિસારી શકશેજ નહીં.

ભાવનગર સંસ્થાનનો વિસ્તાર સુમારે ૨૮૬૭ ચોરસ માઇલ છે. કુલ ૬૬૮ ગામો છે. અને કેટલાએક ડુંગરા છે, તેમજ સુખભાદર, કાલુભા, શેત્રુંજી, બગડ, માલણ અને ઘેલો આ મુખ્ય નદીયો છે. અને બિજી કેટલીએક નાની નાની નદીયો પણ છે. ભાવનગર, મહુવા, સુંદરાઇ, સુલતાનપુર, પ્રીન્સઆલ્બર્ટવિકટરપોર્ટ અને તળાજા નજદીક સરતાનપુર આ પ્રમાણે બંદરો છે.

**વસ્તી**—લગ ભગ પાંચ લાખ માણસની છે તેમાં લગભગ ૩૬૭૭૮ મોહોમેદન કેટલાએક પારસી અને થોડાએક ખ્રિસ્તી છે. બાકીની હિંદુ પ્રજાનો સમુદાય છે.

ભાવનગર સંસ્થાનની ગાદીના વંશજો ગોહિલ રજપૂતના નામથી ઓળખાય છે. આ શબ્દ **ગોઇલા** નામના પુરાતની શબ્દને બોલતા ચુકી લોકો ગોહિલ આવો શબ્દ બોલતા થયા હોય તેમ માનવાને કલ્પના થાય છે. અને ભાવનગર સંસ્થાનાધિશ નામદાર મહારાજાસાહેબના પૂર્વજોના અદભૂત કર્તવ્યો, બેહદ પ્રાક્રમો અને ગગન સમીપ ગર્જના કર્તી અનહદ કિર્તીના પોકારોની ધ્વનિ શ્રવણ કર્તા મક્કમ પણે ઉપરના શબ્દને સિદ્ધ કરી કબુલ રાખવાને મન થાય છે. ત્યારે ગોઇલા આ શબ્દનો સંસ્કૃતની રીતે સામટો અર્થ જેનામાં પૃથ્વીની શક્તી (પૃથ્વીનું રક્ષણ કરવાની શકતી) હોય તેવો ગોઇલા શબ્દનો અર્થ થાય છે. તેમજ રાઓળ રજપૂતના મુળ પુરૂષે અને તે પછીના થએલા તેમના વંશજોએ ખરી રીતે તે નામને છાજે તેવા ઉત્તમ કર્તવ્યો કરી બતાવી યોગ્યતામાં કદિપણ અભાવ થવા દીધો નથી.

**ભાવનગર**—સંસ્થાનના રાજાઓની ઉત્પત્તિ ચંદ્રવંશમાંથી થઇ હોય, તેવું માલમ પડે છે. જેમના વંશમાં પુરૂરવા-નહુષ-અયાતી-અરજુન-અભિમન્યુ અને શાલીવાહન જેવા મહા પ્રતાપી અને બહુ બલીષ્ઠ રાજાઓ થયા છે. જેના કર્તવ્યો અને માન અકરામને માટે જગતમાં અજાણ્યું કોઇકજ હશે. શાલીવાહન જેવા મહાપ્રતાપી મહારાજાએ જ્યારે પોતાના નામનો શક ચલાવ્યો ત્યારે નહુષનું કર્તવ્ય તો અદભૂત આશ્ચર્યજનક અને સર્વ કોઇને ચોંકાવ્યા વિના રહે નહીં તેવું છે. અને તે એછેકે તેમણે પોતાનું અતુલીત બલ તેજ તપશ્ચર્ય અને અવર્ણનીય પ્રાક્રમ વડે દેવતાઓનો પરાભવ કરી સ્વર્ગનું પણ રાજ્ય કર્યું. તે શિવાય પુરૂરવાએ પણ સાતે દ્વિપનું રાજ્ય કર્યું. અને અયાતી પણ ચક્રવર્તી રાજા થઇ સદ્ધર્મથી પૃથ્વીનું રક્ષણ કરી શુક્રાચાર્યની દીકરી દેવ યોની તથા વર્ષ પર્વાની પૂત્રી શર્મીષ્ટા સાથે પાણી ગ્રહણ કર્યું.

એ રીતે ભાવનગર સંસ્થાનના મહારાજાઓ આવા પ્રતાપી અને દૈવી સત્તાવાન નૃપતિયોના વંશજ છે, તેવું પુસ્તકોથી સિદ્ધ થાય છે.

એજ પ્રમાણે અત્યંત કિર્તીવંત પ્રાક્રમી; શૂરવીર અને પ્રચંડ પ્રતાપી ચંદ્રવંશના જગ પ્રસિદ્ધ મહારાજ શાલીવાહનથી હંસરાજજી, લાજી અને ઝાંઝરસી વિગેરે પછી ગોહિલ કુળનો મુળ પાયો નાખનાર મહાનશૂરવીર અને સામર્થ્યવાન પરમ પૂરૂષ સેજકજી પ્રગટ થયા.

**સેજકજી**—પણ પોતાના વડીલોની સ્થાપેલી મારવાડમાં ભાલોત્તરાની પશ્ચિમે લુણી નદીના કીનારાપર આવેલા ખેરગઢની ગાદીએ બિરાજમાન થયા હતા. તેઓનું ગોત્ર ગૌત્તમ, શાખા માધ્યંદી, પ્રવરત્રણ અગ્નિ દેવતા, અને કુળદેવી ચામુંડા છે.

પ્રિયવાચક!! સેજકજી એ ખેરગઢ કેમ તજ્યું અને તેઓ કાઠિયાવાડમાં કયારે આ-વ્યા તેનું ટુંક વૃત્તાંત આ જગ્યાએ આપવું અવશ્યનું છે.

સેજકજી—પણ પોતાના પૂર્વજોની સાફક ડાભિજાતના રજપૂતની દિકરી વેરે પરણ્યા હતા. જેકે ઘણાજ સુશીલ અને ધર્મજ્ઞ તેમજ સતીત્વપણુ પાળવાને કુશળ હતા. મુળદેવ નામ નો ડાભી રજપૂત સેજકજીનો સસરો થતો હતો. મુળદેવ અને તેના કુંટુંબીઓ સેજકજીના આશ્રાતળે રહેતા હતા. તેવામાં જોધપુરના રઠોડના સરદારે ડાભી લોકોને કંઈક પ્રકારના દ્વેશ-ભાવને લીધે ઊશ્કેર્યા કે તમે આવા મોટા જથાવાળા અને બળવાન માણસ થઇ એકનિરબળના તાબામાં રહેતાં શું તમને શરમ નથી થતી? તમોને જે મદદ જોઇશે તે અમે પુરી પાડીશું અને તમે તેમની પાસેથી રાજ છીનાવી લ્યો.

આ ઉશ્કેરણીથી ડાભીઓએ લડાઈ લડીને નહીં પણ દગેથી સેજકજીને મારી નાંખવા નો ઇરાદો કરી પોતાને ત્યાં જમવા નોતર્યા. જેની ખબર તેમના સૌભાગ્યવંતા પત્ની જે વખતે તેઓ પિયરમાં હતાં તેથી તેમને મળીકે લાગલાજ તુરતવાર રથ જોડાવી પોતાના વ્હાલા અને સૌભાગ્યરક્ષકને તે વાતથી વાકેફ કીધા. છુપા છળભેદની જાણ થતાં પોતાના શુરવીર સાંમતોને એકઠા કરી પાછીપાની નહીં કરતાં પોતાને સાસરે સેજકજી જમવા ગયા. ભાણા ઊપર બેઠા કે તુરત ડાભીલોકોએ સમશેર ચલાવી, સેજકજી અને તેનાં માણસોએ પણ જમવાનું પડતું મુકી ભુમી માતાને લોહિથી ત્રુપ્ત કરવામા ચંચળતા બતાવી. જેમ કોઇ શિકારી મૃગ્યા રમતો હોય તેમ સેજકજીએ ડાભિઓનો કચ્ચરઘાણ કર્યો અને અત્યંત હર્ષભેર સ્વરાજ્ય મ્હેલમાં પાછા પધાર્યા.

પરંતુ ડાભિ અને ગોહિલ ઉભયપક્ષ આ લડાઈથી નબળા પડેલા, તેનો લાભ લઇ રાઠોડોએ મ્હોટો હુમલો કરી સેજકજી પાસેથી ખેરગઢનું રાજ્ય કબજે લીધું. જેથી સેજકજી પોતાનું પ્રારબ્ધ અજમાવવા પોતાના કેટલાએક માણસો સહીત સોરઠમાં આવ્યા. ઇ. સન ૧૨૬૦ની શાલમા લગભગ શાહપુર નજીક આવતાં તેમના રથનું એક પૈડું નિકળી પડયું. જેથી સેજકજીએ ત્યાં આગળ પોતાનો મુકામ કીધો.

કારભારી રાજપાળને સાથે લઇ જુનાગઢના ચુડાસમાં રાજા રાવકવાત પાસે ગયા. રાવે તથા તેના દિકરા ખેંગારે તેમનો સત્કાર કર્યો, સ્વદેશ છોડવાનું કારણ જાણી રાવે તેમને શાહ પુર અને બીજાં અગિયાર ગામ જાગિરમાં આપ્યા, અને એ ભાગનું ખાંટ ભિલ વિગરે લુંટારા લોકોથી રક્ષણ કરવાનું કામ સોંપ્યું.

એજ પ્રમાણે રાવે બીજી વખતે વળી બીજા તેર ગામ બક્ષિસ આપ્યાં, જેથી સેજક જીએ શાહપુર પાસે એક ગામ વસાવ્યું અને જેનું નામ સેજકપુર પાડયું. અને ત્યાં આગળ પોતાની રાજ્યધાની સ્થાપી. શિવાયપણ ઉજ્જડ જમીનમાં બીજા ચાળીશ નવાં ગામ વસાવી સેજકપુર તાલુકાનો વિસ્તાર વધાર્યો. સેજકજી ઈ. સન ૧૨૯૦ની સાલમાં કૈલાસવાસી થયા. સેજકજીના ત્રણ પુત્રો માંહેથી પાટવી પુત્ર રાણાજી ૧૨૯૦ની સાલમાં ગોહિલ તખ્તના વારસ થઇ સેજકપૂરની ગાદિયે બેઠા. રાણાજીએ ભાદર અને ગોમા નદી ઉપર રાણપુર નામનુ ગામવસાવ્યું. રાણાજી ધંધુકાના પ્રખ્યાત રાજા ધનમેરની પુત્રી સાથે પરણ્યા હતા. રાણાજીએ બ્રાહ્મણોની ફરીયાદથી અને પોતાના સસરા ધનમેરની ભલામણથી તથા મદદથી વળા ઉપર ચઢાઇ કરી અને વળાના રાજા એભલવાળાને ઠારકરી વળાનુ રાજ્ય કબજામા લીધું, આરાજ્ય ધનમેરે સુવાંગ પોતાના જમાઇને આપ્યું, આવખતથી રાણાજીએ પોતાની રાજ્યધાની વળામાઠરાવી. રાણાજી ઇ.

સન ૧૩૦૯ની સાલમા કૈલાસવાસિ થયા. જેવખતે તેમેનો ઉગ્રપ્રતાપી પૂત્ર મોખડો ગોહિલ સેજ કપૂરમાહતો.

**મોખડાજીએ** ભીમડાદ વિગેરે ગામોવાળા પાસેથી અને કાગડીઆકોળી પાસેથી ઉમરાળા જીતી લઇ ત્યાં આગળ રાજ્યગાદી સ્થાપી, બાદ ખોખરા અને તેની આસપાસના ગામો સહીત મુસલમાનો પાસેથી સર કરી મીતિયાળાનો કિલ્લો જે હાલ કુંડલા પ્રગણામાં છે, તે લીધો. અને નુરમીયાં પાસેથી ગોઘાનો કિલ્લો લઈ ગોઘાબંદરને અબાદ કીધું. બારઇયા જાતના સંખ્યાબંધ કોળીઓને તલવારની ધારતળે કાહાડી નાંખી ઇ. સન ૧૩૪૭ની સાલમાં પીરમ બેટ સ્વાધિનમાં લીધું. મોખડાજીએ તઘલખવંશી બાદશાહ મહમુદશાહના વ્હેપારી વિરોચંનના ૧૪ વ્હાંણો સોનાની રેતીથી ભરેલાં લુંટયાં અને બાદશાહના બળની રંચમાત્ર પણ દરકાર ન કરી, આ વાતની ફરિયાદ બાદશાહ પાસે થતાં બાદશાહ અત્યંત ક્રોધાતુર થઇ મોખડાજીને સજા કરવાના ઇરાદાથી સજ્જ થયો. પેરમ પાસે સમુદ્રકિનારે આવી બાદશાહે પોતાની છાવણી નાખી, વ્હાણો પાછાં આપવા મોખડાજીને કહેવરાવ્યું. પરંતુ રંચમાત્ર તે વાત મોખડાજીએ ધ્યાનમા લીધી નહીં. બાદશાહી લશ્કરે લડાઇ શરૂ કરી પરંતુ વચ્ચે સમુદ્ર વિગેરે કારણોને લીધે તેની કશી અસર થઇ નહીં દગો કરી તાબે કરવાના પ્રયત્નો પણ નિષ્ફળ ગયા. છેવટ દરેક રીતે બાદશાહ થાકી ગયો ત્યારે ઘેરો ઘાલી બાદશાહ પણ ત્યાં આગળ રહયો.

પેરમની રઇયત અનાજની તંગીથી ઘણીજ મુંઝાંણી જેણેકે તલસતાં તલસતાં મોખડા પાસે આવી અરજ કરી કે આપ સરખા મહાંન શુરવીર સુર્ય છતાં, ગંગાજલ ગોહિલ અમારૂ શિતળ અને સુખકર શિરછત્ર છતાં; અમારી આવી અધમાવસ્થા બને છે. પ્રજાના આવાં દિનવચનો સાંભળતાં જેમ કેશરિસીંહ ગર્જના કરે તેમ પોકાર કરી ગાજી ઉઠયો. મરવું બહેતર વિચાર્યું પણ પ્રજાને કષ્ટ પડે તે પસંદ પડયું નહીં. અલબત ક્ષત્રીનો એજ ધર્મ છે. અને તેનો મોખડાએ અંતઃકરણપુર્વક સ્વિકાર કરી અને સાચવ્યો. માથે મોતનો મુગટ પહેરી હાથમાં ચમકતી સમશેર લઇ લડાઇના મેદાનમાં દાતરડાવતે ઘાંસ કાપે તેમ મુસલમાનો તરફ કાપણી ચલાવવા માંડી. સઘળી જગ્યાએ ત્રાહિ ત્રાહિનો પોકાર થયો જે બાજુ મોખડો ધસે તે બાજુનું બાદશાહી લશ્કર થરથર ધ્રુજવા લાગ્યું અને નાસતા તથા સંતાતા માલમ પડવા લાગ્યા. સાબાશીની ગર્જના ભાટ ચારણો અને ક્ષત્રિયો તરફથી તો શું પણ મુસલમાની લશ્કરમાંથી પણ મોખડ બાહાદુરને માટે થવા લાગી. આરણક્ષેત્રના ચિતારની યોગ્ય કલ્પના અંતઃકરણના ઉદગાર પૂર્વક લખાયતા એનાથીજ પુસ્તકનું કદ ઘણું મ્હોટું થઇ પડે.

પ્હાડ જેવા મહત્ત લશ્કરનો પ્રતાપી મોખડે વિજળીની પેઠે નાશ કર્યો. છેવટે ગોઘાને દરવાજે ખજુરિયા ચોતરા પાસે પિરમ પતિ પ્રતાપી મોખડાનું માથું પૃથ્વીપર પડયું. તથાપી ધડ તલવાર સહ દુશ્મનના દળનો દાળોવાટો કરતાં અટકયું નહીં. બાદશાહને પણ દિકરો મેળવતાં દાઢીવાળો ગુમાવ્યા જેવું થયું. આ ધડ કેમે કર્યું પડે નહીં પ્રચંડ વેગ સાથે દુશ્મનોના દમ કહાડતું સાત ગાઉ સુધી લડયું. છેવટે ખદડપોર પાસેની મીઠીવીરડી નજીક રામસુર નામના કાઠિની દગલબાજીથી ગળીના ત્રાગવતે મોખડાના પવિત્ર ધડને અભડાવતાં તે ઇ. સન ૧૩૪૭માં જમીનદોસ્ત થયું. દૈવયુદ્ધ લડી ગોહેલ મોખડો સ્વર્ગસ્થ થયો. જે પછી તેના પુત્ર ડુંગરજીએ ગોઘામાં ગાદી સ્થાપી. ડુંગરજીએ ઇ. સન ૧૩૭૦ સુધી રાજ ભોગવ્યું. ડુંગરજી પછી તેના પુત્ર વીજાજી ગોઘાની ગાદી ઉપર ઇ. સન ૧૬૯૫ સુધી રાજ ભોગવી પ-

સ્વર્ગલોકવાસી થયા. વીજાજી પછી તેમના પાટવી કુમાર કાનાજી ગાદીએ બેઠા. અને કાનાજી ગુજરી ગયા ત્યારે તેમના બંને કુમાર સારંગજી અને જયમલજી સગિર વયમાં હતા. કમનશીબે આ વખત મહુમદ બેગડાનો સરદાર ખંડણી લેવા આવ્યો જે વખતે મોટી લડાઈ થઈ તેમાં છેવટે સારંગજીના કાકા રામસિંહજીએ ગાદી પોતાના હસ્તકમાં લીધી. અને ગાદીના ખરા હકદાર માલેકને ગોરી મોગલની ઓળકમાં સોંપ્યા.

સારંગજીને મુસલમાન સરદાર અમદાવાદ લઇ ગયો. જ્યાં આગળ સાનુકુળ સમયે અને ઇશ્વરના અનુગ્રહથી કોળીયાક ગામનો ભોજો કુંભાર જઇ પહોંચ્યો. જે કે સારંગજીને પોતાના લુગડામાં ગુપ્તપણે સંતાડી બાદશાહી હદમાંહેથી લઇ ગયો પાછળથી બાદશાહને ખબર મળતા ઘણીએક શોધ કરી.

ભોજાકુંભારને અતિત નામના ગોસાંઇયોનું એક મોટું. ટોળું લશ્કરી દેખાવમાં સામું મળ્યું તેના નાયક **પ્રતાપગરને** ભોજા કુંભારે સારંગજીનો બચાવકરવા કહ્યું. પ્રતાપી ગોહિલ વંશના તરૂણ સારંગજીનું રક્ષણ કરવાને તેણે કબુલ રાખ્યું. પ્રતાપગર ગોસાંઇયે પોતાના રક્ષણ તળે સારંગજીને લઇ સારંગજીના ફુવા ચાંપાનેરવાળા **પતાઇ** રાઓળને સોંપ્યા. સારંગજીચ ળીશવરસનીઉમ્મરસુધીડુંગરપોરમાં ગુપ્તપણે રહી યુદ્ધકળા રાજ્યનિતી ધર્મશાસ્ત્ર વિગેરેનું યથાસ્થિત જ્ઞાન સંપાદન કીધું. અને પોતાના વડીલોની અદ્ભૂત કીર્તી અને કર્તવ્યોથી વાકેફ થયા. જેથી તેણે પોતાનું ગુમાવેલું રાજ્ય પાછું મેળવવાને દૃઢ સંકલ્પ કીધો. અને તુરતવાર ફોઇની પાસે આજ્ઞા માગી. પતાઇરાઓળે પોતાની દીકરી પરણાવી ઘટતો પોશાક આપી યોગ્ય સરંજામ સહિત વિદાય કીધા ફોઇનું આશિરવચન સાંભળી કુંવર ઘણાજ ખુશી થયા. અને ફુવાને ત્યાંથી મળેલા આશ્રયની યાદગિરી તરીકે તેમણે વંશપરંપરાને માટે રાઓળનો ખિતાબ ધારણ કરી, લશ્કર સહિત કુચકરીઉમરાળે આવી મુંકામ નાખ્યો.

આ વાતની ખબર મળતાં રામસિંહ ઘણોજ પરિતાપને પામ્યો. સારંગજી સામે ટક્કર કરવાના વિચારમાં નિષ્ફળ થવા લાગ્યો, લાઠી અને પાલીતાણાવાળા ભાયાતોને જુદી જુદી લાલચો આપી મદદે બોલાવ્યા, તેઓએ પણ દીર્ગ દ્રષ્ટીથી જોઇ કુમક કરવાને ના કહી અને ઉલટા સારંગજીની છાયામાં ભરાયા. આથી સારંગજીના દુષ્ટ કાકા રામસિંહજી ઊરફે રામજીને એકે રસ્તો રહયો નહીં, છેવટે ભાયાતો પાસે સંપ અને સમાધાનીને માટે વૃષ્ટી મોકલી આથી સારંગજીએ શરણાંગત રક્ષણનો પરમ ધર્મ સમજી તેમજ ભાયાતોની ઈચ્છાનો સત્કાર કરવાની ખાતર અને કુટુંબ કલેશ નહીં કરવાના સબબે રામજીની જીવાઇ તરીકે ઉબલા અગિયાળી મોણપર વિગરે મળી તેત્રીશ ગામ જુદા કહાડી આપ્યાં. તે લઇ રામજીએ મોણપર પાસેના ધરાઇ ગામમાં પોતાનો નિવાસ કીધો. અને સારંગજીએ ઈ. સન ૧૯૨૦ની સાલમાં ગોધાની ગાદી પોતાના સ્વાધિનમાં લીધી.

આ સમાધીનીને અંતે ત્રાપજના બારગામ પાલીતાણાવાળા નોઘણને અને વાળુકડના બારગામ લાઠીવાળાને આ પ્રમાણે બન્ને ભાયાતોને આપી કુટુંબમાં સંપ વધાર્યો. જેવી રીતે રાઓળના આશ્રયને માટે રાઓળ નામનો ખિતાબ ધારણ કર્યો તેવીજ રીતે સારંગજીએ કુંભારના આશ્રયને માટે ઠરાવ કર્યો કે મારા વંશજો ગાદીએ બેસતી વખતે પહેલો ચાંલ્લો કુંભાર પાસે કરાવે. તેમજ ગોસાંઇના નાયક **પ્રતાપગરને** બોલાવી ઉમરાળામાં કેટલીએક જમીન કોસ વિગરે આપી અઘાટ દસ્તાવેજ કરી આપ્યા. સારંગજી ઈ૦ સને ૧૪૪૯ સુધી રાજ્ય કરી સ્વર્ગવાસી થયા.

સારંગજી પછી તેમના પૂત્ર **શિવદાસજી** પચ્ચીશ વર્ષ સુખે રાજ્ય કરી ઇ૦ સને ૧૪૭૦ મા કૈલાસવાસી થયા.

શિવદાસજી પછી તેના પૂત્ર **જેતજી** પણ ત્રીશ વરસ રાજ કરી ઇ૦ સને ૧૫૦૦ ની સાલમા આફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગસ્થ થયા.

જેતજી પછી તેના પાટવી કુમાર **રામદાસજી** ગાદીએ બેઠા. જે પછી તેઓ કાશિ વિગરેની યાત્રાયે ગયા જ્યાં આગળ ચૌદ સહસ્ત્ર બ્રાહ્મણોને ભોજન કરાવી એક એક સોનાની મહોર દક્ષિણામા આપી. પાછા ફરતી વેળાયે સાથેના સંઘને ઘર તરફ વિદાય કરી પોતે ચિતોડ પધાર્યા. જ્યાં આગળ રાણાએ તેમનું અત્યંત સન્માન કર્યું. અને કેટલીએક પૂછપરછ કરવા બાદ પોતાની સકોમળબા નામની પૂત્રી પરણાવીપોતાનેત્યાંઆગળરાખ્યાહતાતેવા-માં માળવાના સુલતાન મહમદ ખિલજીયે ચિતોડ ઉપર સ્વારિ કરી તે સામે રામદાસજી બેહદ બાહાદૂરીથીલડી **મોખડાની** સૂરી સમશેરને ફરિવાર ચલકાટ આપ્યો. છેવટે સંખ્યા બંધ હાથી ઘોડા માણસો વિગરેનો નાશ કરી પીઠ નહીં બતાવતા લડાઇના અંતે શત્રુને હંફાવી ઇ૦ ૧૫૩૫ મા સ્વર્ગવાસી થયા.

રામદાસજી પછી તેમના પૂત્ર **સંતદાસજી** ગાદીયે બેઠા સંતદાસજી ૩૫ વર્ષ સુખે રાજ્ય કરી ઈ૦ સને ૧૬૭૦ મા કૈલાસવાસી થયા.

સંતદાસજી પછી તેના પૂત્ર **વીસોજી** ગાદીયે બેઠા. આ વખતમાં સિહોર વિગરે કેટલાએક ગામ જાની જાતના બ્રાહ્મણોના તાબામાં હતા તેવામાં કોઇક સ્ત્રીએ કુળ મર્યાદા લોપવાનું કારણ આપ્યું. મતલબકે જેથી બ્રહ્મણો અરસ પરસ લડયા. જેમાંહેના કેટલાએક બ્રાહ્મણોએ ગરિયાધાર અને પાલીતાણા વાળાની મદદ માગી ત્યારે કેટલાએકોએ ઉમરાળે જઇ વિસાજીની મદદ માગી. વીસાજીએ ઉમરાળેથી આવી સિહોર તાબે કર્યું. અને જ્યાં આગળ ડુંગરોની મજબુત ઝાડી વિગરે કુદ્રતી રખવાળી પસંદ પડતાં પોતાની રાજધાનીનું શહેર ઇ૦ સને ૧૫૭૬ માં ઠરાવ્યું. વીસાજીએ ઇ૦ સને ૧૬૦૦ ની સાલમાં સ્વર્ગવાસ કર્યો..

વીસાજી પછી તેના પાટવી કુમાર **ધુનાજી** ગાદીયે બેઠા. આ વખતમા તેમના ભાયાત ગારિયાધાર વાળા નવઘણજીના ઉપર ખેરડીના કાઠીલોમા ખુમાણે ચઢાઇ કરીનવઘણજીની જમીન વિગરે સરહદો દબાવવા લાગ્યો. જેથી નવઘણજીએ ધુનાજીનો આશ્રય માગ્યો ધુનાજી પણ પોતાના પિત્રાઈને મદદ કરવામાં સંપુર્ણ ઉત્સાહ બતાવી સિંહની માફક ગર્જના કરી. આ વાતની ખબર લોમાને પડતાં ધુનાજીની તૈયારી બરાબર થઇ નહતી તેવામાં અચાનક સિહોર ઉપર ઘણાં ઘોડેસ્વારો અને પાયદલ સહીત હુમલો કર્યો. લોમા ખુમાણનુ મહા બળવાન અને મોહોટી સંખ્યાનું લશ્કર શસ્ત્ર સાથે સજ થયેલું તૈયાર હોવા છતાં ધુનોજી કિંચીતમાત્ર ડર્યા નહીં અને લડાઇના મેદાનમાં સપાટા બંધ ધસ્યો. નવઘણ પણ તેના અંગ રક્ષક તરીકે સાથે ચાલ્યો લડાઇમાં બંને ત્રુસ્કાળ લડયા અરિનાદળને ઘાંસની માફક કાપી જેર કીધું, પરંતુ લોમા પાસે માણસોની ઘણીજ છતને લીધે કપાઈ જતા માણસની જગ્યાએ બીજા પુરતો ગયો. જેથી છેવટે ક્ષત્રિકુલદિપકમણિ ધુનોજી ઇ. સન. ૧૬૧૯ ની શાલમાં કારતક વદ ૬ ને રોજ દુશ્મનોની સન્મુખ લડાઇમાં પડી સ્વર્ગવાસી થયા.

આ લડાઈમાં તોપણ નવઘણજી બચ્યા હતા. તેમણે એજ વરસમાં સિહોરનું રાજ્ય પાછું મેલવ્યું અને લોમા ખુમાણની હયાતીમાંજ ધુનાજીના પુત્ર અખેરાજજીને તખ્તનશીન

કર્યા, તખ્તનશીંન થયા પછી અખેરાજજી તુરતજ કૈલાસવાસીથયા તેથી તેમના નાનાભાઈ રતનજી ઇ. સન ૧૬૧૯માં સિહોરની ગાદીએ બીરાજ્યા. રતનજી પણ પોતાની પ્રજાનું રક્ષણ કરવાના ક્ષત્રિયધર્માભિમાનપણાના જુસ્સાને વશ થઇ પ્રજાના ઢોરોવાળી જનાર કનાડ ગામના ખસિયા કોળી, ખુમાણુ કાઠી અને સરવઇયા જાતના સ્વારોને સજા કરવાના ઇરાદાથી તેઓની પાછલ પડયા. અને માંડવી મુકામે ઉગ્ર યુદ્ધ થયું. જેમાં રતનજી પોતાનું ચમતકાર ભરેલું પ્રાક્રમ બતાવી ઇ. સ. ૧૬૨૦ માં મરણ પામ્યા.

રતનજી પછી તેમના પાટવી કુમાર હરભમજી ગાદીયે બેઠા. તેઓ પણ માત્ર બે વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૬૨૨માં દેવલોક થયા. જે વખતે તેમના પુત્ર અખેરાજજી માત્ર બે વરસ ની ઘણીજ નાની વયમાં હતા. જેથી તેમના કાકા ગોવિંદજીની દાનત રાજ્ય બથાવી પાડવાની થઇ, એટલે અખેરાજજીને જન્મ આપનાર રાજ્યમાતા અનાજી બા, કુંવરને લઇ લીલાજીબા નામના કુંવરની ફોઈ જે કે કચ્છના રાવ વેરે આપેલાં હતા તેમના આશ્રા નીચે ભુજ ગયા. આથી વાછાણી દેવાણી વિગરે ગોહેલોને ઘણુંજ માઠું લાગ્યું કે ખરા હક્કદારને રાજ્યની હદ છોડી પરરાજ્યના આશ્રાતળે જવું પડે અને ગોવિંદજી સુખે રાજ્ય કરે? વાછાંણી કેશવજી અને મકનજી તેમજ દેવાણી માલજીએ મળીને ગોવિંદજીની સામે થવાનો નિશ્ચય કીધો. આ પ્રમાણે ખટપટ કરી તેઓની મતલબ અખેરાજજીને રાજ્યગાદી અપાવવાની હતી, તેવામાં ગોવિંદજીનું અમદાવાદ ખાતે ભવિશ થયું; અને ગોવિંદજીના દીકરા સરતાનજીને આ લોકોએ કયેદ કીધો. જેથી કેટલાએક કાઠી વિગરેએ મળી આ ટંટાનો નિવેડો આણ્યો, અને અખેરાજજીને ભુજથી તેડાવી ઈ. સ. ૧૬૩૬માં તખ્તનશીંન કર્યા. અને ગોવિંદજીના દીકરા સરતાનજીને ભંડારિયા વિગરે કેટલાક ગામો જીવાઇને માટે આપ્યા.

અખેરાજજી પોતાની જીંદગીમાં કેટલાંએક પ્રાક્રમો કરી ઇ. સ. ૧૬૬૦ ની સાલમાં સ્વર્ગવાસી થયા.

અખેરાજજી પછી તેમના પાટવીકુમાર રતનજી ઇ. સ. ૧૬૬૦ની શાલમાં ગાદીએ બેઠા. રતનજી નીગાળાવાળાની દીકરી કેશાબા સાથે પરણ્યા હતા. તેના પેટે ઇ. સ. ૧૬૮૩ ની શાલમાં ભાવસીંહજી નામના મહા પ્રાક્રમી પૂત્રનો જન્મ થયો હતો. રતનજી સુખે રાજ કરી ઇ. સ. ૧૭૦૩ ની સાલમાં દેવલોક પામ્યા.

રતનજી પછી તેમના પૂત્ર ભાવસિંહજી ઈ. સન ૧૭૦૩ની શાલમાં સિહોરના રાજ્યાસને બિરાજ્યા.

ભાવસિંહજીએ ઘણીજ સપાટ જમીન, તેમજ વેપારના કામને ઊતેજન મળે તેને માટે બંદર થઇ શકે તેવી ઘણીજ નજીકમા સમુદ્રની સુંદર ખાડી, બાગબગીચાને માટે ઝાડ પાન ફળ ફળાદિ અને રસાળ ભુમી ઇત્યાદિ મહત્વત્તા ભરેલું ઉત્તમ સ્થાન માલમ પડતાં તેમણે સંવત ૧૭૭૯ ના મીતી વઇશાક શુદી ત્રીજ ને સોમવારના રોજ ચાર ઘડી દીવસ ચઢતાં પોતાના નામ ઉપરથી ભાવનગર નામનું શહેર વસાવ્યું. અને જેને ફરતો મજબુત કિલ્લો બાંધી પોતાની રાજગાદી સ્થાપી.

આ વખતમાં બાદશાહનું રાજ્ય શાહુ રાજાના હસ્તકમાં આવવાથી આરબોનું ટોળું તેની સાથે મળી ગયું, જેથી તેઓ ચોબાજુ પોતાની સત્તા વધારવા લાગ્યા. એક વખત સતારા મુકામે દરબાર ભરી શાહુ રાજાએ પુછયું કે આપણે દિલ્લી ત્રોડી ઘણા ઘણા મુલકો સર

કીધા, હવે એવો કયો મુલક છે કે જે આપણા કબજામાં આવ્યો ન હોય ? જેના જવાબમાં તેમના રાજ્યમંડળમાહેનો શિવાજી બોલ્યો કે મેં ઘણા ઘણા દેશ જીત્યા પણ સૌરાષ્ટ જીતાયો નથી જે દેશમાં કાચું સોનું નિપજે છે ભુમી રસાળ રળીયામણી અને ફળદ્રુપ છે, વસ્તીની સંખ્યા બહુજ મ્હોટા પ્રમાણમાં છે, આવી આવી કેટલીએક તારીફ સાંભળી શાહુરાજાએ પોતાના બે બહાદુર સરદારો **પીલાજી અને કંથાજી**ને સૌરાષ્ઠ જીતવા આજ્ઞા કરી. તે એવી સરતે કે સૌરાષ્ઠ દેશ અથવા તેનો કોઇપણ ભાગ જીતશો તે તમોને ભેટ દાખલ મળશે. એવું સાંભળી પીલાજી તથા કંથાજી બંને એક બળવાન લશ્કર તઇયાર કરી સૌરાષ્ઠ જીતવાને કુચ કરી. પ્રથમ તેમણે ગુજરાત દેશ કબજે કીધો. દિલ્હીનો સરદાર રૂસ્તમઅલ્લી એંશીહજાર માણસની ફોજ સાથે તેમને સામો મળ્યો તેને પણ માર્યો. દરેક જમીનદાર માથું નમાવી તેમને નમવા લાગ્યા, તેટલુંજ નહીં પણ ચોબાજુથી પીલાજી અને કંથાજીને કાંને અવાજ આવવા લાગ્યાકે તમે અમને જીતશો અમે તમોને નમીશું કહેશો તેમ કરીશું બીજાઓ પણ નમશે પરંતુ સૌરાષ્ઠમાં ગોહિલવાડ જે ખરેખરૂં કુંદન છે અને તેમાં ભાવનગર જે સુંદર અને સમૃદ્ધિવાન શહેર છે; તેનો મહારાજા **ભાવસિંહજી** આજકાલ અભયપણે ચોબાજુ સિંહની માફક ગર્જના કરે છે. તેનું શૌર્ય, પ્રાક્રમ, બુદ્ધિ, ચાતુર્યતા અને ખજાનો જેનું વર્ણન અમારાથી થઇ શકતું નથી. અમે તેમને નમ્યું આપિએ છીએ. ભાવસિંહજીએ ઘણા ઘણા કિલ્લાઓ સર કર્યા છે, આ વાતથી પિલાજીને હાડો હાડ હુતાશન પ્રગટ થઈ, **ભાવ** જેવા સુકીર્તીવંત બળવાન અને મોટા ભુપાળનો પરાભવ કરવાની જીજ્ઞાસા વધવા લાગી, સામંતોને ફોજ સાથે કુચ કરવાનો હુકમ આપ્યો. અને પિલાજી તથા કંથાજી સહિત ઈ. સ. ૧૭૨૨ માં સિહોરથી બે ગાઉ છેટે પડાવ નાંખી ભાવસિંહજી તરફ ચીઠ્ઠી લખીકેકિલ્લોબિગરે તમારૂં તમામ રાજ્ય અમને સ્વાધિન કરો. આ ચીઠી વાંચતા ભાવસિંહજી જેવા સુતેલા સિંહને છેડયા બરાબર થવાથી કોપાયમાન થઇ કેશરીસિંહની ગર્જના કરતાં પણ અધિક ગર્જનાથી ગાજી ઉઠયા. બ્રાહ્મણે પણ જવાપની રાહ જોયા વિના કંપતા કંપતા ત્યાંથી ચાલ પકડી.

સવાર પડતાં નોબતો ગરગડી અને **પાણીપતના** મેદાનમાં પાંડવકૌરવના યુદ્ધની પઠે યુદ્ધ થયું. આવા શાહુ રાજાના મહા બળવાન લશ્કર અને પિલાજી કંથાજી જેવા સરદાર સાથેની અત્યંત ભયભિત બનાવનારી ભારે લડાઇમાં પણ ભાવનગર સંસ્થાનાધિશ મનુષ્ય ઇન્દ્રની ફતેહ થઈ. શાહુનું લશ્કર દાળોવાટો થઇ ગયું અને બાકી જે રહ્યું હતું તે જેમ તેમ નાશી છુટયું અને પીલાજી પણ યમરાયને સ્વાધિન.થયો. આવી આવી કેટલીએક લડાઈઓમાં વિજય કરી તથા આખા સૌરાષ્ઠમાં પોતાનો દાબ બેસાડી ભાવનગરનું બંદર હસ્તીમા લાવી રાજ્યનો અધિક વિસ્તાર વધારી લગભગ ૬૧ વરસ રાજ્ય ભોગવી ઇ. સ. ૧૭૬૪ માં એકાશી વરસનું લાંબુ આયુષ્ય ભોગવી સ્વર્ગવાસ પામ્યા.

ભાવસિંહજી પછી તેમના પાટવી કુમાર અખેરાજજી ઇ. સ. ૧૭૬૪ માં તખ્તનશીન થયા. આ વખતમાં ખંભાતના નવાબે ભાવનગરના આબાદ થએલા અને જાહોજલાલી પામેલા બંદરને નુકશાન કરવું આરંભ્યું જેથી તેને સજા કરવાને લડાઇની તઈયારી કરી અખેરાજજી સજ્જ થયા. પરંતુ આ વખતે આ દેશમાં ઇંગરેજ સરાકરનો પગપેસારો થયો હતો. જેમના સાથે આપણા સ્વર્ગસ્થ મહારાજા ભાવસિંહજીને તે લોકોએ પ્રથમ કોઠી સુરતમાં ઇ૰ સન ૧૭૫૯ ની સાલમાં સુરતના શીદીનો હક્ક લઇ સ્થાપી ત્યારથીજ ઇંગ્રેજ સરકારના પ્રયત્ને ગાઢ

મિત્રતા બંધાઇ હતી. જેકે આપણા નામદાર મહારાજાએ અને બ્રિટીશ સરકારે સંતોષકારક રીતે અરસપરસ મદદ કરી જાળવી રાખી હતી. તેથી આ વખતે ખંભાતના ઇંગ્રેજ રેસીડન્ટે વચમાં પડી એમ લખાવી લીધું કે ખંભાતનો નવાબ કોઇપણ પ્રકારે ભાવનગરના બંદરને અથવા તેના કોઇપણ ગામોને કશુંપણ નુકશાન કરે નહીં.

અખેરાજજીએ તળાજાના કોળી મહુવાના ખસિયા વિગરેને સજા કરી પ્રજાની સુખ-શાંતી અને આબાદિ વધારી ઇ૦ ૧૭૭૨ મા કૈલાસવાસિ થયા.

અખેરાજજી પછી તેમના પ્રાક્રમી પૂત્ર ધિર! વિર!! અને ચિર પ્રતાપવાન બેહદ બાહાદુર અને નાંમાંકિતનર **વખ્તસિંહજી ઉર્ફે આતાભાઈ નામના** પાટવી કુમાર તખ્તનશીન થયા.

વખ્તસિંહજીએ ઇ૦ સ. ૧૭૮૦ મા લડાઈ કરી **તળાજાનો** કિલ્લો હસ્તગત કર્યો અને પોતાના સસરા ખિમાભાઈ હાંકનાવાળાને ત્યાંના સુબા ઠરાવ્યા.

એજ વખતમા બોટાદ, ગઢડા, દાંત, રેટીયા, સાંઢીયા, વિગરે રજપૂતોના ગામો અને લાઠીઆવાડના ગામોમાં ખંભાત તરફના કોળી અને જતવાડાના જત તેમજ લુંઘા માંજરિયા વિગરે જાતના લોકોએ લુંટ ફાટ ચલાવી તેમજ ધાડાં પાડવાથી તે ગામો ઉજ્જડ થવા લાગ્યા જેથી લાઠી દરબાર અને ખાચરોની અરજ ઉપરથી વખ્તસિંહજીએ પોતાની બળવાન ફોજ લઇ તેવા લુટારાઓનો પરાભવ કરી દેશપાર હાંકિ કહાડયા. અને તે તમામ ગામો પોતાને તાબે કરી થાંણા બેસાડયા.

ઇ૦ સન ૧૭૮૧ મા હમીર ખશીયાનો પરાજય કરી **ઝાંઝમેરનો કિલ્લો** પોતાના સ્વાધિનમા લીધો.

ઇ૦ સન ૧૭૮૪ મા મહુવાના ભિશરી ખસિયાયે અને વાઘનગરના હમીર ખસિયાયે ભાવનગરના શાહુકારના બે વ્હાણ લુંટયા જેથી વખ્તસિંહજી પંદરહજાર માણુસની જોરાવર ફોજ લઇ તેને સજા કરવાને ગયા. મહુવા તથા વાઘનગરને ઘેરો ઘાલી તે બંન્ને પરગણાં સ્વાધિનમા લીધા. મહુવાવાળો જસો ખસિયો નાશીને રાજુલે ગયો જેથી રાજુલે જઇ ત્યાંના ભોળા ખાંખડા પાસેથી રાજુલા તથા તેની આજુ બાજુનો મુલક ખાલસા કર્યો. આવા ચાંચિયા લો-કોનો પરાજય કરી વખ્તસિંહજી ઇ૦ સણ ૧૭૮૫ મા પાછા રાજ્યધાનીમા પધાર્યા. જે વખતે તેમને નામદાર મુંબઈ સરકાર તરફથી દોસ્તીના સંબંધે મુબારકબાદીનો પત્ર તા૦ ૨૪ મી ડીસમ્બરે મળ્યો જેથી વખ્તસિંહજી ઘણાજ ખુશી થયા.

વખ્તસિંહજીએ મહુવાનુ બંદર પણ આબાદ કર્યું. તેમજ કિલ્લો ફરિવાર નવેસરથી બંધાવ્યો (આ વખતે કર્નલ વાકર સાહેબે ભાવનગર સંસ્થાનના મહારાજાની ઘણીજ સ્તુતી કરી હતી.)

ઇ૦ સન ૧૭૯૦ મા કુંડલાના ખુંમાણોએ મહુવા પ્રગણાની પ્રજાને રંઝાડવી શરૂ કરી જેથી વખ્તસિંહજી મ્હોટી બળવાન ફોજ લઈ ત્યાં ગયા અને કુંડલા નજીક મ્હોટું યુદ્ધ કરી કુંડલા પરગણું તાબે કર્યું. પરંતુ કુંડલાના ખુમાણો જુનાગઢની મદદ મેળવી પાછા લડવા આવ્યા જેથી વખ્તસિંહજીએ સામે થઇ તેમને ખારાપાટ સુધી હઠાવ્યા અને ખારાપાટ નજીકનું **લીલીયા** પરગણું પણ સ્વાધિનમા લઇ કુંડલા સાથે જોડી દીધું. આથી લીલીયા અને ગુંદર-ણાના કાઠિયોયે પાછી જુનાગઢની મદદ માગી જેથી મહમુદતોરા નામના સરદારના ઉપરીપણા

નીચે પાછા સામા થવાને તૈયાર થયા તેનો પણ શૂરવીર વખ્તસિંહજીએ જેર કરી સલડી વિગરે ગામોમાં થાંણા નાંખી પોતે ભાવનગર પધાર્યા. આ પછી પણ વખ્તસિંહજીએ સંખ્યાબંધ લડાઇઓ કરી અને તેમા વિજય મેળવ્યો. ચોબાજુ વખ્તસિંહજીની વિજયપતાકા ફરકવા લાગી દુશ્મનો આતાભાઇ ના નામથી થર થર કાંપવા લગ્યા. આતાભાઇના આશ્રયવાળા ચોબાજુ માન મેળવતા થયા. લડાઇ ઉપર લડાઇઓ થાય નિરાંતે બેસવાનો ઘડીભર વખત મળે નહીં છતાં પણ બહાદુર આતાભાઇએ કિંચીતમાત્ર કોઇપણ વખતે કાયરતા બતલાવી નથી. નાની મોટી દરેક લડાઇમાં તેઓ એક સરખી આતુરતા બતલાવતા હતા. ઇ. સ. ૧૮૦૨ની સાલમાં વડોદરા વાળા ગાયકવાડ સરકાર તરફથી ઇંગરેજ એજંટ વખતસિંહજી પાસે લહેણી થયેલી ખંડણી લેવા આવ્યો. જે વાત તેમણે ટપ્પે ચઢાવી અને ખંડણી આપવાની છેવટે ચોખ્ખી નાકહિ- ગાયકવાડ સરકાર જેવા માતબર રાજ્યની સાંમે બાથ ભીડી. એટલે ગાયકવાડ સરકારે ખંડણી વસુલ કરવા પોતાના સુબા બાબાજી આપાજીને મ્હોટું બળવાન અને દબદબા ભરેલું લશ્કર આપી સોરઠમાં મોકલ્યો.

બાબાજી ગાયકવાડ સરકારનો ઘણોજ બહાદુર અને કીર્તીવંત સુબો હતો. જેના મગજમાંથી વિજય વાવટાનો પવન કહાડનાર અદ્યાપી સુધી કોઇ તેને મળ્યું હતું નહીં. આ વખતે તેણે માર્ગ કાપતા કડી ઉપર હુલ્લો કરનારનો દુરજય એવો મહા બળવાન કિલ્લો સ્વાધિન માં લીધો. પાટડીનો દેશાઇ કોઇને પણ નમ્યું ન આપવાની જેણે પ્રતિજ્ઞા કરી હતી તેની પાસેથી એક લાખ રૂપિયા લીધા. પાટડી કબજામાં લીધું તથા બીજા ઘણાએક કિલ્લાઓ તોડયા. ધ્રાંગધ્રાનો રાજા ૧૮૦૦ પાદરનો ધણી હતો છતાં તેની પાસેથી ખંડણી લીધી. વઢવાણ, વાંકાનેર, લીમડી, સાયલા, વિગરેના રાજાઓ પાસેથી મોં માગ્યું દ્રવ્ય લીધું. મોરબીને અને માળી યાવાળાને પણ દંડયા જામનગરનો જામ તેને પણ જેર કીધો એ સુબાએ બધા મળી લગભગ ચાર હજાર તાલુકદારોને દંડયા. જુનાગઢના નવાબને દંડયો, હાલાર લીધું. પોરબંદરના માના જેઠવાને પણ બાકી ન રાખ્યો. આખા સોરાષ્ટમાં કોઇથી સામા થવાયું નહીં. દિગ્વિજય કરિ છેવટે આપણા માનવંતા અમર કીર્તીયુકત સ્વર્ગસ્થ મહારાજાની સરહદ ઉપર આવી પડાવ નાંખ્યો.

આતાભાઇ પાસે લહેણી ખંડણીનો ફડચો થશે એમ ધારી બાબાજી કેટલાએક દિવસ એમનેએમ પડયો રહ્યો. પરંતુ શુરવીર સુભટ આતાભાઈ દુશ્મનના દિગવિજયથી રંચમાત્ર ડર્યા નહીં. અને ફડચો કરવાની ના પાડી.

બાબાજી પોતાની ધારણામાં નાશીપાશી થયાના સમાચારથી ઘણોજ નિરાશ થયો. અને રાઓળના મુલકમાં કેટલીક ખરાબી કરવી શરૂ કરી. આથીકરીને કેટલાએક બ્રીટીશ સહિયારાં અને કેટલાંએક તેવાં એકમેક થઇ ગએલાં ગામોને પણ નુકશાન થવા માંડયું. જેથી કરનલવાકર સાહેબે સુચના કરી કે તમે વ્યાજબી ખંડણી ગાયકવાડ સરકારને નહીં આપતાં સામા થવા ધારો છો તેથી જે કંઇ કંપની સરકારને નુકશાન થશે તે આપની પાસેથી મુજરે લેવામાં આવશે. મતલબકે લડાઇ ન કરવી વધારે સારી છે. મહારાજા વખ્તસિંહજીએ દુશ્મનથી નહીં ડરતાં માત્ર ઇંગ્રેજ સરકાર સરખા અંગત મીત્રની ભલામણને માન આપી ત્રણ વરસની ખંડણી ચુકાવી આપવા કબુલ કર્યું. ત્યારે બાબજીએ કહેવરાવ્યું કે અમે ચઢેલી શીરસ્તા મુજબ ખંડણી લેવાના નથી પરંતુ તમારા અત્યારના મુલકના પ્રમાણમાં લેવાના છઇયે.

આ સાંભળતાં વખ્તસિંહજીના રૂવેં રૂવાં ઉભા થયા અને આંખ લાલચોળ થઈ ગઇ કેશરિસિંહની માફક વિક્રાળ મુખ મુદ્રાથી ગર્જના કરી કે મુલક વધાર્યો તે મારી સમશેરના બળ વડે વધાર્યો છે. માટે વધારે ખંડણી શીરસ્તાથી ઉલટી તેરી સ્વપ્ને પણ મેળવવાની આશા રાખતા નહીં. તમે બધા રાજાને હરાવી દંડ લીધો છે પણ મહારા હાથની રંચ માત્ર તપાસ કરી નથી, તમારા મગજમાંથી જીતનો પવન મહારી શિવાય બીજો કોઇ કાહાઢનાર તમને મળ્યો નથી. અને તેના ભોગ થવાને માટેજ ઇશ્વરે આવી કુમતી તમોને સુજાડી છે. સુતેલા સિંહને જગાડી તેનું કલેજું ત્રસ કરવા શિવાય તમારી ઇચ્છામાં બિજું કશું પણ બનવાનુંજ નથી. આવા આવા અરસ પરસના કેટલાએક જુસ્સા ચાલવા બાદ લડાઇ શરૂથઈ. પોતાના શૂરવીર સામંતોનું હમેશા સમગ્ર મંડળ ભેળું કરી છટાદાર વિરરસના જુસ્સા સાથેના ભાષણથી સચેત કરવાનું કાંમ યુદ્ધ કળાના ઇશ્વર આતાભાઈયે શરૂ રાખ્યું.

યુદ્ધમાં શૂરવીર ક્ષત્રીઓના સજ્જડ મારાથી મારાઠાઓ લઢતા લઢતા થાકી ગયા. વખ્તેશના સામંતોએ બાબાની ફોજને લુંટી લીધી, વખ્તેશે બાબાજી આપાજીનું દિગ્વીજય પણું છીનાવી લઇ માનભંગ કર્યો. કેટલેએક વખત કેદખાનાની માફક તંબુમા ભરાઈ રહેવું પડયું છેવટે ઠાકોરની દરેક દરખાસ્તો કબુલ રાખી ખંડણી ભર પાયાની પહોંચ લખીઆપી; ત્યારે તેને જવાની ઠાકોર સાહેબ તરફથી આજ્ઞા મળી. જે સુબો સૈકડો જગ્યાએથી દંડ ઉઘરાવી આવ્યો હતો તેને આ જગ્યાયે સાંમા પાંચ લાખ બેઠા ત્યારેજ તેનો છુટકો થયો. આવો પણ એક તેને આખિ જીંદગીમાં ક્ષત્રિ પૂત્ર ગોહેલ રજપૂત રાજવંશી મળ્યો.

ઈ૦ સન ૧૮૦૬ ની સાલમા પાળીતાણા વાળા ઉન્નડજી સાથે સલાહ કરી તેના બદલામાં ઉન્નડજીએ એક પિંગળી કરીને ગામ તળાજા પાસે છે તે આતાભાઇને આપ્યું.

તા૦ ૩૧ ડીસેંબર ૧૮૦૨ ના રોજ વસાઇ મુકાંમે ઇંગ્રેજ સરકાર અને પેશ્વા વચ્ચે એક સંધી પત્ર થયું હતું જેથી વ્હેંચણને અનુસાર કાઠીયાવાડના બંદોબસ્ત વેળા ભાવનગર સં-સ્થાનનો કાંઈ ભાગ ઇંગ્રેજ સરકારને અને બાકિનો ભાગ ગાયકવાડ સરકારને તાબે થયો. જે પ્રમાણે આ રાજ્યને અત્યારે પણ જમાબંદી જુદી જુદી આપવી પડે છે.

ગાયકવાડ સરકારે પોતાની પેશકશી વસુલ કરવા ઇગ્રેજ સરકારની મદદ માગી, તેમજ તાલુકદારોએ પણ વચ્ચે પડવા અરજ કરી. જેથી કર્નલ વાકર સાહેબ વડોદરાના દિવાન વિઠુબા સહિત કાઠિયાવાડમાં આવ્યા. આ વખતે વખ્તસિંહજીએ સઘળો જમેનો બંદોબસ્ત રાખ વાનું કબુલ રાખી ગાયકવાડ તરફથી પલટનના ખરચ બદલ અંગ્રેજ સરકારને કંઇ ર-કમ આપવા ખુશી બતલાવી અને એથી તા. ૮ નવેમ્બર ૧૮૦૮ ના રોજ એક દસ્તાવેજ થયો. તેમજ જુનાગઢના નવાબની જોરતલબીના કરનો આંકડો પણ નક્કી કર્યો. જે કે અત્યારે પણ આપવામાં આવે છે.

આથી કરીને પોતાના પુરાતની મીત્ર ઇંગ્રેજ સરકાર સાથે દોસ્તીનો સંબંધ ગાઢ થતો ગયો.

વખ્તસિંહજીને માટે કર્નલવાકર સાહેબ પોતાના ૧૮૦૭ તા૦ ૨૨ મી ડીસંબરના રી-પોર્ટમાં મહારાજા વખ્તસિંહજીની ચાલાકી, સાહસિક પણું રાજનિતી વિગરે બાબતમા કેટલાએક સ્તુતિ પાત્ર શબ્દો વાપરી છેવટે ત્યાં સુધી લખ્યું છે કે વેપારની બાબતમા પુષ્ટિ આપવા વિગરે આવી રાજ્યનિતીના ખુલ્લા લાભ જાહેર કરવાની ચાતુર્યતામાં ભાવનગરના ઠાકોરજ પહેલા છે. તેમજ તેઓની ચઢતા દરજ્જાની વિચારશકિત અને રાજ્ય નિતી વખાણવા લાયક છે.

ગાયકવાડ સરકાર પોતાની જમે ઓનરેબલ કંપનીને નામે ચઢાવે એ વાત ભાવનગર ના રાજાએ તુરતવાર ખુશીથી કબુલ રાખી તે લખી જણાવતા મને ઘણોજ હર્ષ પેદા થાય છે એ રાજા ઓનરેબલ કંપની સાથે જે સંબંધ ધરાવે છે. તે ઉપરથી તેના આડ જામીન લેવા એ એક ખાસ વિચારની વાત થઇ પડી છે. ભાવનગરના રાજા અને ઓનરેબલ કંપનીને નજ દીકની મિત્રાઇથી તે પોતે ચાલચલણને માટે કોઇ બીજાને જવાબદાર કરે એ ડાહાપણવાળું નહીં લાગવાથી કંપની સરકારને આડ જામીન રહેવા તેણે દરખાસ્ત કીધી ત્યારે મને ઘણોજ સંતોષ થયો વિગરે વિગેરે.

"કાઠિયાવાડના તાલુકદારો જોરજુલમ પરસ્પર ટંટા અને ચાંચિયાપણું કરનારાઓને ઉત્તેજન આપતા ત્યારે તેથી દુર રહેવા સઘળાના જામીન આપવાનું ઠર્યું. જ્યારે આ ઠાકોરને તેવો ધંધો કરનારાઓ સાથે પકકું વૈર હોવાથી તેઓની પાસેથી દસ્તાવેજ કરાવવાની કે જામીન લેવાની જરૂર નહીં ધારી બાકીના તમામ પાસેથી બંધણી કરવામાં આવી.

ધંધુકા અને ઘોઘા ઇંગરેજસરકારને મળ્યાબાદ પણ એ પરગણામાં જે ભાગ ઠાકોર નો હતો તેમનું તેના વજન અને રાજ કરવાની સારી રીતથી પહેલાની પેઠે વગર અડચણે હુકુમત કરવા દેતા.

ઈ. સ. ૧૮૧૨ની સાલમાં વખતસિંહજીએ પોતાના રાજ્યની લગામ તેના પાટવી કુમાર વિજયસિંહજીને આપી પોતે ડાકોરનાથજીની યાત્રાએ ગયા. તે વખતે આણંદરાવ ગાયકવાડે તેમનો સારો સત્કાર કર્યો હતો.

વખતસિંહજી ઇ. સ. ૧૮૧૬ સંવત ૧૮૭૨ ના ફાગણ વદ ૧ ના રોજ કૈલાસવાસી થયા.

વખતસિંહજીના પછી તેમના પાટવી કુમાર **વિજયસિંહજી** તખ્તનશીન થયા. આ વખતે પણ લુટારા લોકો જયાં ત્યાં પાછા લુટફાટ ચલાવવા લાગ્યા ખુમાણ કાઠિઓ પણ માંહો માંહેના વરને લીધે બારવટે નીકળ્યા આથી પ્રજાને અસહ્ય હેરાનગતી સહન કરવી પડતી જે સઘળાનો યોગ્ય રીતે બંદોબસ્ત કરી વિજયસિંહજીએ અંત આણ્યો.

ઉપરની ખટપટમાંથી પતી રહેતાં વિજયસિંહજીને વળી બિજી ખટપટ આવી પડી અને તે એ હતી કે ઇ. સ. ૧૮૩૦—૩૧ની સાલમાં ગોઘા અને ધોલેરાના બંદરોમા સરકાર મંજુરીથી અમદાવાદના કલેકટરે કેટલીએક છુટ આપી તેથી આપણા ભાવનગરની હાલત પડતી થવાનો સંભવ થયો.

**ભાવસિંહજીએ** અને તે પછીના મહારાજાઓએ પોતાના બહોળા પ્રયત્નથી આબાદ કરેલું વ્હેપાર રોજગારની ભરયુવાવસ્થાને પામેલું ભાવનગર ભાગી પડે તે વિજયસિંહજીને ગમ્યું નહીં. જેથી રણછોડ પાશા, ભવાની પાશા, ઝુલીયા, કારેલી, હારશૃંગાર, આઠીઓ, મલકાઈ, કાથેરી, પ્રેમબોટ, તાજબોટ, વિગેરે નાના મ્હોટાં ઘણા વહાણો બાંધી વહેપાર કરવા માંડયો.

ઇ. સ. ૧૮૪૦ ના સપટેંબર માસની તા૦ ૮ મી ના રોજ દર વરસે કંપની સરકાર પાસેથી રૂ ૪૦૦૦ લેવાના ઠરાવથી ગોઘાની તરી અને ખુશકી જકાતના ભાગ સંબંધીનો પોતાનો દાવો ઠાકોર વિજયસિંહજીએ રદ કીધો. તેમ દર સાલ રૂ ૨૭૯૩—૬—૫ લેવાના ઠરાવથી પોતાના સંસ્થાનની ટંકશાળ બંધ કરવા તથા તેવો ચલણીનાણા સંબંધી સિકકો નહીં પાડવા કબુલાત આપી.

ઈ૦ સન ૧૮૪૭ ની સાલમાં આ રાજ્ય બહુજ ઘુંચવણમા આવી પડયું હતું અને તે ઘુંચવણો નીચે પ્રમાણે હતી.

૧ રાજયનો વિસ્તાર વધારવામા, જુદી જુદી સંખ્યા બંધ લડાઈયો લડવામાં, કિલ્લાઓ વેચાતી લેવામાં વિગરે બહુજ જરૂરના કારણોમાં વખ્તસિંહજીએ રૂ. ૬૦ લાખનું કરજ કરેલું જેની બાંહે ધરી ઠાકોર તરફથી આરબના જમાદાર નાસરની કરાવી આપેલી તેની રૂઈથી જમાદારના દિકરા તાલબ તથા સાલેએ મળીને મહુવાનો કસ્બો કબજે કર્યો.

૨ એજન્સીમાં બીજા સંસ્થાનો તરફથી થયેલા દાવાઓમાં પોતા વિરૂદ્ધ કરેલા ફેંસલા અમલમા લાવવા સારૂ જુદી જુદી વેળાએ કરેલા, ૭૦ મોસલોના દરમાસે રૂ. ૧૫૦૦ આપવાના થયા હતા.

૩ જુદા જુદા શાહુકારોનું રાજ્યને માથે ૧૬ લાખનું ખુમાણુ કાઠીયો લુંટારાઓ વિગરેનો પરાભવ કર્તા જરૂરના કારણસર દેવું થયેલું. તથા આરબ સિબંદીનો પગાર દેવો થયેલો.

૪ કુંડલા પરગણાના ૭૬ ગામ ઉપર જુનાગઢે માલીકીનો દાવો કરવાથી એજન્સીએ તે ગામો ઉપર જપ્તી કરી.

૫ રાજ્યગાદીનું અને બીજાં મળી ૧૧૬ ગામ ઉપર સરકારે કાયદો બેસાર્યો.

૬ ૧૧૬ ગામો માંહેથી સન ૧૮૪૪ ના ૧૯ મા આકટથી સાયરની બાબત લેવાનું સરકારે બંધ કરાવાથી તેની મોટી ઉપજ આવતા અટકી.

૭ પેશ્વા ભાગની જમેમા દરવેળાયે વધારો થયા કરતો.

૮ સુંદરાઇ બંદરમાં સરકારી બંદરેથી આમ દરફત થતો માલ સરકારે અટકાવી તે બંદર બંધ કર્યું હતું,

આવી આવી અનેક ઘુંચવણમા વિજયસિંહજી આવી પડ્યા હતા. તેવામા તેમના પ્રસિદ્ધ દિવાન પરમાનંદ દાસે જઇફ થવાથી કારભાર છોડયો અને ખાનગી કામદાર ગીરજાશંકર કરૂણાશંકર પોલીટીકલ એજંટ કર્નલલાંગ સાહેબની સ્વારિમા ગયા હતા ત્યાં કોલેરાના મરજથી સ્વર્ગવાસી થયા,

આ વખતે નવો દિવાન નિમવો એ બહુજ વિચારનું અને ડહાપણનું કામ કરવાનું હતું. જેથી બુદ્ધિવાન વિજયસિંહજીએ આવે વખતે જગત પ્રસિદ્ધ અને જેની ચોબાજુ વાખ વાખી થઇ છે તેવા પ્રસિદ્ધ માહત્મા ગવરીશંકર ઉદયશંકર તેમજ પ્રસિદ્ધ નાગર ગ્રહસ્થ દેશાઇ સંતોકરામ સેવકરામને પોતાના દિવાન નિમ્યા.

એજ સાલમાં ગવરીશંકરે લાંગ સાહેબ પાસે જઈ મોસલો ઉઠાડવાની દરખાસ્ત મેળવી. અને ખજાના માંહેથી દેવું ચુકવ્યું.

લાંગ સાહેબની સાથે જઇ તાલબ અને સાલે જમાદાર જોડે સમજણ તથા સલાહ કરી જેથી લાંગ સાહેબે મહુવાનો કિલ્લો ઠાકોરને સોંપવાનો હુકમ કર્યો.

જુનાગઢના દાવાથી ૭૬ ગામો પર જપ્તી હતી તે પણ ઉઠડાવી મુકી અને તે બદલ જુનાગઢ સ્ટેટના દાવાની કેટલીએક બાબત ખરી હતી જેથી દરવરસે જુનાગઢ સ્ટેટને ૯૦૦૦ રૂપૈયા આપવા ઠરાવ્યા.

ઉપરની દરેએક ઘુંચવણોનો મી. ગવરીશંકરે સમય સુચકતા ચાલાકિ અને પોતાની કુશળ વિદ્વતા વાપરી અંત આણ્યો. પરંતુ ૧૧૬ ગામો ઉપરથી હુકમ ઉઠાવા મુંબઈ અને કલકત્તા સરકાર તરફ ઘણા એક લખાણો કર્યા પરંતુ તેમાં કાંઇ વળ્યું નહીં છેવટે એક નમ્રતા ભરેલી યાદી નામદાર મહારાણી તરફથી સત્તા પામેલી કોર્ટ ઓફ ડાઇરેકટર્સ તરફ લંડન મુકામે મોકલી તે મધ્યે પોતાના કુળની ઉત્પત્તી સ્વતંત્રપણે રાજ્યસત્તા ચલાવવાને ભરૂસાપાત્ર વચનો ઈંગરેજ સરકારના અમલદારોએ આપેલા તે. અને સરકારને સર્વોપરી સત્તા મળતાં આબરૂમાં વધારો થવાની આશા રાખેલી તેના બદલામાં ઓર પોતાના મુલકના અમુક ભાગ ઊપરથી તેમને સ્વતંત્ર સત્તા ચલાવતા મોકુફ કીધા વિગેરે વરણુન લખી હકુમત ઉઠાવવા માગણી કરી. તે ઉપરથી પુખ્ત વિચાર કરી મુંબઇ સરકાર ઉપર બ્રિટીશ હકુમત ઉઠાવી લેવાનો ઠરાવ થઇ આવ્યો હતો. એટલે વિજયસિંહજીને કેટલોએક સંતોષ થયો.

વિજયસિંહજીએ પ્રજાપિડક લોકોને મારી કહાડી રાજ્ય નિષ્કંટક કીધું. ઊજ્જડ થઇ ગયેલાં ગામડાં પૂરિ વસાવી મુલક આબાદ કીધો. ખેડુતો, કારીગરો, ધંદાદારિઓ તેમજ વિદ્યાર્થીઓ પણ તેમના દિલથી ઉતેજન પામવા લાગ્યા. તેમણે પ્રજાના સુધારા માટે ખંત રાખી નિશાળો, કન્યાશાળા, રોગશાંતીશાળા (દવાખાનું) વિગરે સ્થાપન કીધાં. વાવ, કુવા, તળાવો વિગરે બંધાવી લોકોને સંપુર્ણ સુખ આપ્યું. જેથી ભાવનગર સંસ્થાનની બહારના લોકો પણ અહીંયા આવી વસવા લાગ્યા. તેઓ દરેક બુધવારે એક દરબાર ભરતા અને તેમાં કવિ લોકોની પરિક્ષા કરી તેમને ઇનામ આપતા ત્યારથી આ બંગલાનું નામ બુધવારિયો બંગલો કહેવામાં આવ્યું હતું. અને તે હજુ પણ કહેવાય છે. તેમણે કેટલાએક નાના મોટા બગીચા બનાવ્યા. ચોકી પહેરાનો સારો બંદોબસ્ત રાખી અત્રેના દરેએક વ્હેપારીઓના કામકાજને નિરભય કીધું. તે શિવાય વિજયસિંહજીનું નેકિલાપણું એક અનુકરણ કરવા જોગ હતું વિગરે દરએક રીતે થયેલા એઓ સ્તુતિપાત્ર મહારાજાએ સંવત ૧૯૦૮ ના ચૈત્રવદ ૫ ને શુકરવારના રોજ સ્વર્ગવાસ કિધો.

વિજયસિંહજીના પાટવી કુમાર **ભાવસિંહજી** વિજયસિંહજીની હયાતીમાજ કૈલાસવાસી થયા હતા. જેથી વિજયસિંહજીની પાછળ તેમના મરહુમ પાટવીકુમાર ભાવસિંહજીના વડા પુત્ર **અખેરાજજી** તખ્તનશીન થયા. જેઓએ માત્ર બેજ વર્ષ રાજ કરી સંવત ૧૯૧૦ ના શ્રાવણ શુદ ૫ ના રોજ આ ફાની દુનિયાનો ત્યાગ કીધો. તેમણે તેટલા વખતમાં કેટલાએક કિલ્લા અને દરબારો રિપેર કરાવ્યા. તેમજ ભાવનગરમાં રૂવાપુરીમાતાનો દરવાજો નવેસરથી બંધાવ્યો.

અખેરાજજી અપૂત્ર ગુજરી જવાથી તેમની પાછળ તેમના નાનાભાઇ **જસવતસિંહજી** ૨૬ વર્ષની ભર યુવાવસ્થામાં સંવત ૧૯૧૦ ના શ્રાવણ વદી ૪ શનીવાર તા. ૧૨ મી આગષ્ટ ૧૮૫૪ ના રોજ તખ્તનશીન થયા.

જસવતસિંહજીએ પોતાના મરહુમ વડિલ વિજયસિંહજીએ નિમેલા કુશળ કારભારીયોને તેજ હોદા ઉપર કાયમ ઠરાવ્યા. તેઓ પણ બ્રિટીશ સરકાર સાથેની પોતાના પૂર્વજોના વખતની મિત્રતા જાળવી રાખવાને ઘણાજ ખંતિલા હતા. સત્તાવનના ભયંકર બળવા વખતે રેલ્વે વિગેરેનું સાધન નહીં હોવાથી મહારાણી સાહેબની ફોજ ગોધા બંદરે ઉતરી. તેને અમદાવાદ પહોંચાડવામાં ઘણી ઘણી મદદો આપવા ઉપરાંત જરૂર ને વખતે સ્વારો વિગેરેની મદદ આપવા પણ જણાવ્યું હતું.

ભાવનગર તાબાના ૧૧૬ ગામો માંહેથી સરકારી હકુમત ઉઠાવવા સંબંધી મુંબઇ સરકારતરફ ઠરાવ થઇ આવેલો છતાં તે અમલમાં આવેલો નહીં હતો. પરંતુ મુંબઇના ગવર્નર સરબાર્ટલ ફ્રિયરે એ બાબત પોતાની કાંઉન્સીલમાં વિચાર કરી તા૦ ૧ ફેબ્રુવારી ઇ૦ સન ૧૮૬૬ ના રોજ આગળ પાછળની બીજી બાબતોનું પણ સમાધાન કરી ૧૧૬ ગામોની હકુમત બાબતનો ચાલતો તકરાર બંધ કરી ઇંગ્રેજસરકારની તમામ જાતની હકુમત ઉઠાવી લઇ ભાવનગર સંસ્થાનને સોંપી. જેથી સદરહુ ગાંમો ઉપરથી બ્રિટીશ કાયદાની હકુમત ખશી જવાથી સ્થાનિક ધારાની હકુમતતળે તે ગામોને દાખલ કર્યા.

આવા જંગી ગુંચવાડાનું નિરાકરણ મનમાનતી રીતે સંતોષકારક થવાથી જસવતસિંહજી ઘણાજ પ્રસંન્ન થયા અને મી૦ ગવરીશંકર તથા સંતોષરામ દેશાઇની અદભુત લાગણી અને મહાભારત પ્રયત્નની બુજ જાણી ગયેલી હકુમત પુનઃ સંપાદન થયાની ફતેહની ખુશાલીમાં ગવરીશંકરને તુરખા અને દેશાઇને કુંભણ ગાંમ વંશપરંપરાને માટે ઇનામ દાખલ આપ્યા.

આવા કિંમતી પ્રયત્નની બુજ જાણવામાં નૃપતિઓની આવી ઉદારતા ભરેલી સખાવત ખરેખર આનંદજન અનુકરણ કરવા લાયક અને અવર્ણનિય સ્તુતિને પાત્ર છે. અને આવે વખતે આવી ઉદારતા વાપરવાની સમજશકિતએપણ નૃપતિઓની આખી તવારિખની ઉત્તમતાને માટે એક સાક્ષીભુત અને બેહદ ખુશી થવા જોગ દાખલો છે.

જસવતસિંહજીને અદલ ઇન્સાફ આપવાની ખંત, બ્રિટીશસરકાર સાથેની પુરાતન વખતની બહુજ સંભાળથી અને દીર્ગદ્રષ્ટિથી સાચવી રાખેલી ઉત્તમ પ્રકારની દોસ્તી અને ભયંકર બળવાના વખતમાં વફાદારી ભરેલી મદદ આપવા વિગરેના કારણોથી નામદાર મુંબઇ સરકારે તા૦ ૨૦ મી ફેબરૂઆરી સને ૧૮૬૭ અને બુધવારના રોજ સાંજના પાંચ વાગતે સ્ટાર ઓફ ઇંડીયાની ઘણી ઉંચી પદ્વિના નાઇટ કંમાન્ડરના દરજાનો ચાંદ તથા સનંદ મુંબઇમાં મ્હોટો દબદબા ભરેલો દરબાર ભરી ઇનાયત કર્યો હતો. એ વખતે મુંબઇના નામદાર ગવર્નર સર હેનરી બાર્ટલ એડવર્ડ ફ્રિયર સાહેબ જી૦ સી૦ એસ૦ આઇ એમણે જે લાંબુ અને છટાદાર ભાષણ સ્તુતિપાત્ર શબ્દોમાં આપ્યું તેની મતલબ અમારા વાંચનારાઓ માટે અમે આ જગ્યાએ આપવાને દુરસ્ત ધારીએ છીએ.

ઠાકોર સાહેબ ! !

આપની સારી રીતે અને દયા ભરેલી લાગણીથી રાજ્ય ચલાવવાની ઉત્તમતા તેમજ વ્હેપારનું રક્ષણ કરવાની સંભાળ લડાઇની બહાદુરી અને જે રીતે રજપુત રાજાને ઘટે એવી રીતે આપના બુજરગોએ ઇસ્ટઇન્ડીઆ કંપનીના અમલદારોને ઊદાર દિલથી મદદ કરેલી છે. અને ભાવનગરના ઠાકોરોએ ગયા ૬૦ વર્ષમાં વ્હેપારી તથા ખેડુતોનું રક્ષણ કરવામાં, તરીમાર્ગે તેમજ ખુશકી ઉપર પોતાથી બની શકતી કોશિશો પરમાણે પુષ્કળ પ્રયત્નો કીધેલા છે. એપરમાણે પરંપરાથી ચાલતી આવેલી આપના કુળની રાજ્યનીતિ પ્રમાણે આપની પહેલાં થઇ ગયેલા ઠાકોર સાહેબે તેમજ આપે પણ રાજ્ય ચલાવ્યું. અને ભાવનગરને ગુન્ર્જરદેશમાં એક મહત્વતા ભરેલું બંદર બનાવ્યું. બંદર ઊપર જતાં કાદવના મોટા મોટા મેદાનમાં ડક્કા તથા બંધ બંધાવ્યા તથા રસ્તાઓ અને નિશાળો કરી એ સર્વે ખાત્રી કરી આપે છે કે આપના સારા રાજ્ય કારભારની તેમજ પ્રજાની સંભાળની પ્રખ્યાત અને ખુલ્લી નિશાનીઓ છે.

આપે ઇન્સાફ ખાતાનું કામ બરાબર ચલાવવા માટે આપે ખાસ ધ્યાંન તે ઉપર રાખી

જે કાંઇ બંદોબસ્ત કર્યો છે. તેથી પશ્ચિમ હિંદુસ્તાનના રાજાઓને અનુકરણ કરવા યોગ્ય એક અચ્છો નમુનો કરી બતલાવ્યોછે. આપના ન્યાયાધિશોને વર્તવાનો આપનો છાપેલો ધારો મેં જોયો તેથી માહારી ખાત્રી થાય છે કે તેમા આપેલી ઘણી એક બાબતો પસંદ કરવા જોગ અને આપના મુલકને અનુકુળ આવે તેવી તથા સરકારી ધારાના ધોરણ ઉપર છે.

અહિંની સરકારમા મહારી પહેલા થઇ ગયેલા ગવર્નર સરજ્યોર્જ કલાર્ક સાહેબે જે કંઇ બંદોબસ્ત આપની સાથે કરેલો અને જેકે તેમણે વચન આપ્યા પ્રમાણે હું અમલમાં લાવ્યો, તેની રૂઇથી જે પરગણાના ઈન્સાફનુ કામકે સરકારના પરબારા અમલ તળે લાંબી મુદત થયાં હતું. તે આપના તાબામા સોંપ્યું છે. સરજ્યોર્જ કલાર્ક સાહેબે આપની સારી રાજ્યનીતિ ચલાવવાની સાબેતિ થયેલી ખાએસ ઉપર ભરોસો રાખેલો અને તે તેમનો ભરૂસો ખોટી જગ્યોએ રાખેલો નથી; એવી ખાત્રી હું તેઓને ખુશીની સાથે આપીશ.

હવે વાઇસરાય સાહેબના હુકમ પ્રમાણે હું આપને ચાંદ આપું છું. અને આતુરતાથી ઉમેદ રાખું છુંકે આ ઉચ્ચો દરજ્જો લાંબી મુદત સુધી આપ ભોગવો. તેમજ આપના અમલ નિચે આવેલી રૈયત તરફ આપની સ્વાભાવિક સંભાળને લીધે એ દરજ્જો આપને ઘટારત છે. એવું નિરંતર આપના સમજવામાં રહો.

સદરહુ ભાષણનો ઘટતો જવાપ આપી ખિતાબ ધારણ કર્યો. ત્યાર બાદ ભાવનગર આવી માહારૂદ્ર નામનો મોહોટો યજ્ઞ કર્યો.

સંવત ૧૯૨૧ ના મહા વદ ૧૩ ને બુધવારના રોજ પોતાના નામ ઉપરથી જશોનાથ નામનું રમણિય દેવાલય બંધાવ્યું. જેમા શંકરની પ્રતિષ્ઠા કરી તેમજ તેને લગતુ રામજી મંદીર પણ બંધાવ્યું અને વિષ્ણું યાગ નામનો મ્હોટો યજ્ઞ કર્યો.

તેમજ ઉત્તર દિશાએ મોતીબાગ નામનો મનરંજન મ્હેલ બંધાવ્યો અને કેટલીએક સડકો બંધાવી લોકોની સુખાકારિમા વધારો કર્યો.

**જસવતસિંહજીએ** મ્યુનિસિપલ ખાતું સ્થાપ્યું. મજબુત જેલ બંધાવી. અંગ્રેજી નિશાળ સ્થાપી. ભાવનગરમા પોતાના નામથી જસવતસિંહજી દવાખાનું સ્થાપ્યું. પુસ્તકો વિગેરે છાપવાને એક છાપખાનું સ્થાપન કર્યું. તેમજ ભાવનગર દરબારી ગેઝીટ આ નામનું માસિક પત્ર પણ સંવત ૧૯૨૩ ની શાલથી પ્રગટ કરવું શરૂ કર્યું.

પોતાના મુલકની જમીન દુરબીનથી તથા સાંકળથી મપાવવી શરૂ કરી.

ઉપર પ્રમાણે પ્રસંશનિય કર્તવ્યો કરવા ઉપરાંત તેમણે કાશી, પ્રયાગ, વંદ્રાવન, ગોદાવરી, રેવાજી વિગરેની યાત્રાઓ કરી સંપુર્ણ કીર્તી સંપાદન કરી સંવત ૧૯૨૬ ના ચૈત્ર શુદી ૧૦ સોમવાર તા૦ ૧૧ મી એપ્રિલ ૧૮૭૦ ના રોજ આફાનિ દુનિયાનો ત્યાગ કરી ક્ષણ ભંગુર દેહ સાથેનો સંબંધ છોડી સંસારથી વિરકત થયા. આ વખતે જસવતસિંહજીના પાટવી કુમાર સદપૂત્ર રત્ન તખ્તસિંહજી તેમજ જુવાનસિંહજી બન્ને સગિર વયમા હતા. આ વખતે તખ્તસિંહજીની ઉમ્મર બાર વર્ષ ઉપરની હતી. પરંતુ રાજ્ય કરવાને કાચિ ઉમ્મર હોવાથી તેઓને તા. ૨૩ એપ્રિલ સન ૧૮૭૦ ના રોજ હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે માત્ર તખ્તનશી કરી ઉમ્મર લાયક થતાં સુધીને માટે સંસ્થાનનો કારોબાર જોઇન્ટ એડ મિનિસ્ટ્રેટર સાહેબોથી ચલાવવાનો તા. ૨૯ મી જુન ૧૮૭૦ ના રોજ મુંબઇના નામદાર ગવર્નરની ઇન કૌન્સીલ સાહેબોએ ઠરાવ કરી તે હોદ્દા ઉપર મી. ઈ. એચ. પરસીવલ સાહેબ અને માજી ઠાકોરોના

અનુભવી અને કાબેલિયતનેમાટે મશહુર થયેલા દિવાન ગવરીશંકર ઉદયશંકરને નિમી રાજ્યની વ્યવસ્થા કરવા માટે સત્તા આપી.

સુજ્ઞ વાંચનાર!!

આ જગ્યાયે **સ્થાપના પ્રકરણ** જે કે રાજ્યની સ્થાપના અને તેના ઉપર થયેલા નૃપતિયો તેમજ સામાન્ય વર્ણનને માટે રચવામાં આવ્યું છે તેની સમાપ્તિ કરવામાં આવે છે. આ રાજ્યની સ્થાપના અને તે ઉપર થયેલા રાજાઓના સંક્ષિપ્ત વૃતાંતથી પણ જણાયા વગર રહેશે નહીં કે મજકુર રાજ્યની સ્થાપના કશુંપણ ઠેકાણું નહીં રહેવા છતાં માત્ર બાહુબળ અને પ્રાક્રમો વડે તેમજ નિતી યુક્ત યુકતીથીજ ઘણી મુશ્કેલીના વખતમા થઇ છે. તેમજ તે ગાદીના ઉપર થયેલા રાજવંશીઓ પણ જેઓ જેઓને કે ઇશ્વરે જે પ્રમાણે આયુષ્ય બક્ષ્યું હતું તે પ્રમાણે તેમણે પોતાના પૂર્વજોના એક*એકના અનુકરણથી અદભૂત કિર્તી સંપાદન કરવાને બહુ બહુ સમર્થ ન કરેલું છે. જેથી કે ભૂમંડળના બીજા દરેક રાજાઓમા ઉત્તમતાના પદને પામ્યા વિના રહેજ નહીં. ગોહિલોએ પોતાની કિર્તીને માટે, પોતાની ટેકને માટે, પોતાના સ્વદેશાભિમાનને માટે, પોતાની રૈયતના રક્ષણને માટે, પોતાના કુટુંબિયોના ભલાને માટે, વફાદારિ ભરેલી મિત્રતા અને સત્યતા જાળવવાનેમાટે બદમાશ અને હિચકારાઓ તેમજ પ્રજા પિડક લોકોને સજા કરવાને માટે, લોકોની સુલેહ શાંતી સાચવવાને માટે કશિપણ દરકાર રાખ્યા વિના બહુજ બહાદુરીથી લડતા મર્ણ શર્ણાધિન પણ બનેલા છે. પરંતુ પોતાની ક્ષત્રીવટના સદ્ધર્મને સાચવવાના કાંમમાં કદિપણ પાછી પાની કરી નથી. તેમના પ્રાક્રમો અને બહાદુરી, હિંમત તથા શૌર્યને માટે ઘણિ એક લડાઇયોમાં મુખ્યત્વે કરીને પિલાજી કુંથાજી અને બાબાજી આપાજીના પરાભવ કર્યાના દાખલા દુનિયામાં પ્રસિદ્ધ અને સજીવન છે. આ ગાદી ઉપર થયેલા તમામ રાજાઓ એક એક કરતાં વધારે વધારે કિર્તી વરવાને ઘણાજ આતુર અને ખંતિલા રહ્યા છે કે જેને માટે ધર્મ સ્થંભ રૂપે ભાવનગર સંસ્થાન સૃષ્ટીના સૌભાગમા મશહુર થયું છે, તેમજ ટુંકામા એટલું પણ કહિશ તો રંચ માત્ર ખોટું નથી કે આ સંસ્થાનની પ્રજા રાજ્યકર્તા તરફથી સદાને માટે જેવી સુખી રહી છે અને અદ્યાપી પર્યંત જે સુખ ચેન અને વૈભવ ભોગવતી આનંદમાં દિવસો નિર્ગમે છે; તેવી જાતનું કાઠિયાવાડમા તો શું પણ હિંદુસ્તાનના કોઇ પણ સ્ટેટની પ્રજા તેવું સુખ ભોગવવાને કવચિતજ નશિબદાર થઇ હશે. જેવી રીતે આ ગાદીપર થયેલા દરએક રાજ વંશીઓ બુજ જાણવાને આતુર, પડતી ગુચવણો માંહેથી નિકળી જવાને બુદ્ધિમાન, પ્રજા રક્ષણ કરવાના જીજ્ઞાસુ થયા છે અને તેમણે જે કંઇ સુનીતિ યુક્ત ઉત્તમ કર્તવ્યો કરી જગતમાં પોતાની ઊત્તમતા પ્રસિદ્ધ કરી બીજાઓને બોધદાયક રૂપે પ્રકાશ્યા છે. તે તમામના સદ્ કર્તવ્યો અને ઉત્તમતાને સર જસવતસિંહજીના સદપુત્ર મહારાજા સર તખ્તસિંહજીએ જે ચળકાટ આપ્યો છે. અને ચાલતી સદીના વર્તમાનકાળમાં જે કંઇ કરી બતાવ્યું છે, જેથી કરી તેમના અંતઃકરણના નિખાલસપણાને માટે, તેમની ઊદારતાને માટે, તેમની ચાપલ્યતા ભરેલી તિવૃ અને ઉંચાપ્રકારની બુદ્ધિને માટે, તેમની રાજ્યનીતિને માટે, તેમની સુધારણાને માટે, તેમના પ્રજાપ્રિયપણાને માટે, તેમની બુજ જાણવાની ઊત્તમ પદ્ધતિને માટે, તેમણે કરેલા જનહિત કર્તવ્યોને માટે, તેમની દયાને માટે, તેમના માયાળુપણાને માટે અને તેમના દરેક નીતિ યુક્ત અથાગ કર્તવ્યોને માટે લોકોને આશ્ચર્યતામાં ગરકાવ કરી

હેવી પ્રયત્નો ચોંકાવ્યા વિના રહે નહીં તેવાં છે. તેમના પગલે પગલે દરેક રાજવંશીઓ વર્તે તો સતયુગના સમયમાં અને હાલના સમયમાં કશોપણ તફાવત ગણી શકાયજ નહીં.

સુજ્ઞ વાંચનાર !!

આ સ્થાપના પ્રકરણ આ જગ્યાએ હવે ખતમ કરવામાં આવે છે અને હવે પછીના પ્રકરણોમાં માત્ર **સ્વર્ગસ્થ મહારાજા સર તખ્તસિંહજી**ની કારકીર્દીની બાબતો દાખલ કરેલી છે જે કે આગળ વાંચવાથી માલમ પડશે.

**प्रथम प्रकरण समाप्त.**

# संसार प्रकरण

## મરહુમ મહારાજા સાહેબનું કુટુંબ અને જુદા જુદા સગાસબંધીઓ.

—:o:—

સ્વર્ગસ્થ મહારાજા સર તખ્તસિંહજીના પિતા સર જસવતસિંહજી સાત રાંણીઓ પરણ્યા હતા. તે માંહેના રાજપૂરાવાળા બાશ્રી હરિબાના ઊદરથી ઉજ્વળ કિર્તીવંત મરહુમ મહારાજા સાહેબ સર તખ્તસિંહજી સંવત ૧૯૧૪ના પોષવદી ૭ ને બુધવાર તા૦ ૬ ઠી જાન્યુઆરી ઈ. સન ૧૮૫૮ના રોજ ભાવનગર સંસ્થાનાધિશ મહારાજા સર જસવતસિંહજીના પાટવી કુમાર તરિકે પ્રગટ થયા હતા.

મહારાજા તખ્તસિંહજીના સાવકાં માતુશ્રી હિરજીબાએ પણ તે પછી જુવાનસિંહજી નામના પ્રતાપી કુંવરને જન્મ આપ્યો હતો.

ઉપર પ્રમાણે મરહુમ મહારાજા સર તખ્તસિંહજી તેમજ મરહુમ જુવાનુસિંહજી બન્ને ભાઇયો થતા હતા. તેમજ સિહોરમાં વસ્તા પ્રસિદ્ધ સાક્ષર હરિસિંહજી રૂપસિંહજી અને જેઠીભાઇ પણ મરહુમના સગા કાકાના દિકરા ભાઇઓ થાય છે.

તે એવી રીતે કે આ રાજ્યની ગાદી ઊપર અગાઉ થઇ ગયેલા પાંચમા મહારાજા વિજયસિંહજીના પાટવીકુમાર ભાવસિંહજી જેઓ કે તખ્તનશીન થવાનો વખત આવતા પહેલાંજ દેવઇચ્છાનુસાર સ્વર્ગવાસી થયા હતા. તેમને અખેરાજજી-જસવતસિંહજી-રૂપસિંહજી અને દેવિસિંહજી આ પ્રમાણે ચાર કુમારો હતા. જેમાંના અખેરાજજી ટુંક વખત રાજ્ય ભોગવી અપુત્ર કૈલાસવાસી થયા હતા.

જેવી રીતે જેઠીભાઇ અને હરિસિંહજી આ રાજ્યના નજિકના ભાયાતો છે, તેમજ તેમનાથી એકજ પેહેડિના અંતરે લાખણકા અને બિમડાદવાળા પણ ભાયાત થાય છે. તે એવી રીતે કે વિજયસિંહજીને-ભાવસંસજી-નારસિંહજી-અખુબા અને કેશરિસિંહજી એ પ્રમાણે ચાર દિકરાઓ હતા. તેમા ભાવસિંહજીનો વસ્તાર ઉપર પ્રમાણે થયો હતો. કેશરીસીંહજી અપૂત્ર ગુજરી ગયા હતા. નારસીંહજીને ભીમડાદ વગરે ત્રણ ગામ જીવાઇમાં મળવાથી તેઓ બિમડાદ જઇને વસ્યા હતા. જેથી તેમના વંશજો બિમડાદવાળા અને અખુબાને લાખણકા વિગેરે ત્રણ ગામ જીવાઇમાં મળવાથી તેઓ લાખણકે જઇને વસ્યા. જેથી તેઓ લાખણકાવાળા તરીકે ઓળખાય છે. તેમના વંશ માંહેના શેરૂભામોતીસીંહજી ઘણે ભાગે વિદ્યાભ્યાસના સબબે અત્રે (ભાવનગરમાં) રહેતા હોવાથી મહારાજાના ભવિષ્ય વખતે તેઓ ભાવનગરમાં હતા અને મહારાજાને અગ્નીસંસ્કારની ક્રિયા પણ તેમનાજ હાથથી કરાવવામાં આવી હતી.

**પાલીતાણા** દરબાર પણ આ રાજ્યના ભાયાત થાય છે અને તે એવી રીતે કે સૌરાષ્ટમા ગોહિલ રાજ્યનો મુળ પાયો નાખનાર **સેજકજી** ને રાણાજી શાહજી અને સારંગજી આ પ્રમાણે ત્રણ પૂત્રો હતા. તેમાના રાણાજી પાટવી કુમાર હોવાથી સેજકજીની પાછળ તેમને હકદાર તરિકે ગાદી મળી. તેમજ શાહજીના ઉપર જુનાગઢના રાવની મેહરબાની થતાં શાહજીને રાવે હઠીલા સુદ્ધાન ૨૪ ગામનું પરગણું આપ્યું જેથી શાહજીએ પ્રથમ ગારિયાધાર અને પછી પાલીતાણે ગાદી સ્થાપી. તેમજ પોતાના સ્વપ્રાક્રમે કેટલાએક ગામો વધાર્યા. પાલીતાણાવાળા શાહજીના વંશ જો હોય તેવું માલમ પડે છે.

એજ પ્રમાણે લાઠી દરબાર પણ આ રાજ્યના ભાયાત થાય છે. તે પણ એવીજ રીતે કે સેજકજીના ત્રીજા પૂત્ર સારંગજી ઉપર પણ જુનાગઢના રાવની મહેરબાની થાતા સારંગજીને પણ ૨૪ ગામનું માંડવી પરગણું આપ્યું જેથી સારંગજીએ પોતાની ગાદી લાઠીમાં સ્થાપી.

એજ પ્રમાણે વળાના ઠાકોર પણ આ રાજ્યના ભાયાત થાય છે. નામદાર તખ્તસિંહજી રાજ કોટની રાજકુમાર કોલેજમા કેટલીએક કેલવણિ સંપાદન કરી કેટલીએક મુસાફરિયો કરવા બાદ તા૦ ૨૦ મી એપ્રિલ સન ૧૮૭૪ ના રોજ શુભ મુહુર્તે ગોંડળના ઠાકોર જાડેજા રજપૂત શિગરામસિંહજીની કુંવરી માજીરાજબા, વઢવાણના ઠાકોર ઝાલા રજપૂત રાયસિંહજીની કુંવરી નાનીબા, વાંકાનેરના રાજ વખ્તસિંહજીની કુંવરી હરીબા અને તળાજા વાળા રજપૂત કલ્યાણસિંહજીની પૂત્રી બાજીરાજબા નામે ચાર કન્યા સાથે પરણ્યા હતા.

ગોંડળવાળા માજીરાજબાએ ઇ. સન ૧૮૭૬ ના એપ્રિલ માસની તા. ૨૬ અને રવીવાર સંવત ૧૯૩૧ ના ચૈત્ર વદ ૫ ના રોજ આપણા નામદાર મહારાજા સાહેબ ભાવસિંહજીને જન્મ આપ્યો હતો. જે પછી ટુંક વખતમાંજ કેટલીએક બિમારી ભોગવી તેઓના આત્માએ આ ફાની દુનિયાનો ત્યાગ કરી કૈલાસ વાસ કિધો હતો. જે પછી કેટલીએક મુદતે મહારાજા તખ્તસિંહજી મહુવાના ગિરાસિયા કમાભાઈની કુંવરી સાથે પરણ્યા હતા.

વઢવાણ વાળા નાનીબાએ ભગવતસિંહજી અને મંગળસિંહજી નામના બે પૂત્રોને જન્મ આપ્યો હતો. પરંતુ જણાવવાને દિલગીર છઇયે કે ભગવતસિંહજી અકસ્માતથી બહુજ કુમળી વયમા સંવત ૧૯૪૧ ના વૈશાક સુદ ૮ ને બુધવારના રોજ સ્વર્ગવાસી થયા હતા તેમનાથી નાના કુમાર શ્રી મંગળસિંહજી હાલ ૧૪ વરસની વયમા છે અને તેઓ રાજકોટ રાજકુમાર કોલેજમા કેલવણિ મેળવે છે.

વાંકાનેર વાળા હરીબાએ રામબા અને કેશાબા નામની બે કુંવરિયો ને જન્મ આપ્યો છે. તે માંહેના રામબાને પોરબંદરના રાણાસાહેબના પાટવી પૂત્ર ભાવસિંહજીની વેરે સંવત ૧૯૪૯ ના માઘ માસમા બહુજ ધામધુમ કરી પરણાવ્યા અને લાખો રૂપૈયાના કરિયાવર સાથે સાસરે વળાવ્યા. તેજ વર્ષમા અને તે સમયમા તે વખતના પાટવી કુમાર અને હાલના મહારાજા સાહેબ ભાવસિંહજીના લગ્ન પણ ઘણીજ ધામધુમથી રેવાકાંઠા ઇલાકાના સંસ્થાન દેવગઢ બારિયાના નામદાર રાજા સાહેબના કુંવરી દેવકોરબા સાથે થયા હતા.

કુમાર શ્રી મંગળસિંહજી અને કુંવરી કેશાબાના લગ્નની તૈયારીયો થતી હતી તેવામાં કમનસીબે મહારાજા સ્વર્ગસ્થ થવાથી હાલ તુરત વેળા બંધ રહ્યું છે.

મરહુમ મહારાજાના મરહુમ ભાઇ જુવાનસિંહજીને માટે લખતાં અમોને જુનો થયેલો પરંતુ સજ્જડ અને કારિ જખમ નહીં ભુલી શકાય તેવો; ઝેરી ભાલાની તિક્ષણધાર કરતાં પણ અધિક વેદના રૂપે ભાવનગર સંસ્થાન બધાની વિશાળ ભુમીપર વસ્તી ઓહોળી પ્રજાનુ નુર તેજ અને સર્વે પ્રકારનુ ચૈતન્ય ચુસી લેનાર; બાબાજી ત્રાહિ ત્રાહિ !! ના ઉચ્ચાર શ્રોણિતની ધારાઓ અને શોકનો વરસાદ વિગેરે અત્યંત દિલગીરી અને ભારે ખેદ સાંભરી આવી અંતઃકરણ સમ્પુર્ણગ્લાનિથી અને તેવા ઉદગારોથી ઘેરાય છે. ભાવનગર સંસ્થાનના અહરમણિનુ ઉગ્રપ્રતાપી કિર્ણ અસ્ત પામેલુ. પુનઃ હૃદયમાં પ્રગટ થાય છે. મરહુમ અને બાહદુર ક્ષત્રીપૂત્ર પરહિતપણાની સજ્જડ લાગણિ રાખનાર, બાલકોને આનંદ સાગરની લહેરમા દોરવનાર, ગોહિલ કુળ દિપક, ચાતુર્યતાથી, તિવ્ર બુદ્ધિથી, અને દયાળુ દિલથી નિરાશ્રીતોને આશ્રય આપનાર, કુમાર

શ્રી જુવાનસિંહજીનુ સાદ્રષ્ય સ્વરૂપ યાદ આવતાં હૃદય ઉભરાઈ જાય છે. જીગર અશ્રુમય બનતાં હિરજીબાનો હિરો નજર પાસે તર્યા કરેછે. વધારેશું !! હૃદયમા ઉદભવ પામતી શોકની જવાળા બતલાવાય પણ શી રીતે ?

જસવતસિંહજીના સકોમળ અને પવિત્ર આત્મામય લઘુ પૂત્ર, વિશુદ્ધ બુદ્ધિથી સદ્કર્તવ્યોથી સભ્યતાઇથી અને ઉત્તમોત્તમ પ્રકારના સઘળાની સાથેના સમાન સ્નેહથી પ્રકાશિત થયેલા પ્રિય સાક્ષર, વિદ્યાવિલાસિયોનુ નાશ થયેલું કલ્પવૃક્ષ; મરહુમ મહારાજા સર તખ્તસિંહજીના બાલ બંધુ જુવાનસિંહજી પરણ્યા પછી તુરતજ ભર યુવાવસ્થામાં સંવત ૧૯૪૦ ના આશ્વીનમાસની મીતિ શુદી ત્રીજના રોજ તાવની બિમારીથી આ ફાંની દુનિયાનો ત્યાગ કરિ ક્ષણભૃંગુર દેહ સાથેના સંબંધથી વિરક્ત બની સ્વર્ગવાસી થયા છે.

જુવાનસિંહજીનો જન્મ સંવત ૧૯૧૮ ની સાલમાં મીતી મહા શુદી નોમના રોજ તેમના તિર્થ તુલ્ય માતુશ્રી હિરજીબાના પેટે થયો હતો. જુવાનસિંહજી બચપણથીજ ઘણાં ચંચળ અને તેના સાથિયોને સુખકારક હતા. તેઓ નામદારે ગુજરાતી કેલવણિનો સેજ ભાગ ભાવનગરની નિશાળ માંહેથી સંપાદન કરી રાજકોટ રાજ કુમાર કોલેજમા અભ્યાસ કરવાને ગયા હતા. જ્યાં આગળ બહુજ ચંચળ બુદ્ધિથી અને ખંતિલાપણાથી કરીને કેન્ડીડેટ વર્ગ સુધી ઉંચ્ચા પ્રકારનો વિદ્યાભ્યાસ કરવા બાદ ભાવનગરના નામદાર મહારાજા સાહેબની આજ્ઞાથી તેઓ મહેરબાન મરહુમ જુવાનસિંહજી મોરબી દરબારના સગા ભાઇ હરભમજી સાથે વિલાયત ગયા હતા. જ્યાં આગળ તેમણે મેટ્રીકની પરિક્ષા પસાર કરી હતી. તેમજ રસાયણી વિદ્યા વિગેરે વિવીધ પ્રકારની કેલવણિ મેળવી લગભગ દોઢ વરસ વિલાયતમાં રહી ત્યાં આગળના કેટલાએક પ્રદેશોમા પ્રવાસ કરી ભાવનગર ખાતે પુનઃ પધાર્યા હતા.

ભાવનગર આવ્યા બાદ તેમના લગ્ન સંવત ૧૯૩૯ ના માઘ માસમા નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીએ બહુજ ઉત્સાહ પૂર્વક કિધા હતા.

મરહુમ જુવાનસિંહજીની વરસાદની ગણત્રી કરવાની શકતીથી તેમજ વિજલીક રોશનીની બત્તી કરવાની પહેલથી તેમના બાહોશ પણાને માટે બિજો વિષેશ પુરાવ આપવાની કશિ જરૂર નથી.

મરહુમ જુવાનસિંહજી કૈલાસવાસી થયા બાદ તેમના ભાવનગર વાળા પત્ની તુરતજ કંઈ નજીવી મુદતમાંજ તેમની પાછળ ગુજર્યા હતા. તેમજ સંવત ૧૯૪૬ ની શાલમા મીતી ચૈત્ર સુદી સાતમના રોજ મરહુમ જુવાનસિંહજીના તિર્થ તુલ્ય માતુશ્રી હિરજીબા પણ સ્વર્ગવાસી થયા છે. હાલ તેમના કુટુંબમા માત્ર તેમના સાણોદારવાળા ઠકરાણા હૈયાત છે. જે કે તેમનો ગ્રહ સંસાર તેમજ સઘળી પ્રકારની વ્યવસ્થા યોગ્ય રીતે રાખતા માલમ પડે છે.

મરહુમ જુવાનસિંહજીના નામની યાદગિરી રાખવા નિમીતે મરહુમ નામદાર મહારાજા સાહેબે જુવાનસિંહજી ડિસ્પેન્સરી અને જુવાનસિંહજી સંસ્કૃત પાઠશાળા એ પ્રમાણે બન્ને બહુજ ઉપયોગના કાર્યોની સ્થાપના કિધી છે. અને આજ કાલ જેનો લાભ અસંખ્ય માણસો લેતા જણાય છે.

## द्वितिय प्रकरण समाप्त.

# केलवणि प्रकरण

## મરહુમ મહારાજાએ મેળવેલી કેલવણિ કુમારો વિગેરેને કેલવણિ આપવાનો ખંત અને સાર્વજનિક કેલવણિને માટે કરેલા ભગિરથ પ્રયત્નો.

આપણા મરહુમ **મહારાજા સર તખ્તસિંહજી** પોતાની સગિર વય માંહેથીજ કેલવણિની પાછળ અત્યુત્તમ મમતા અને પ્યારની પારાવાર લાગણીથી જોતા આવ્યાછે એઓને વિદ્યાનુ વ્યસન બચપણથીજ લાગેલુ હતુ. વિદ્યાની મહત્વત્તા જેટલી તેઓ સમજતાહતા તેટલીજ અને તેવીરીતે બીજા નૃપતિયો કવચિતેજ સમજતા હશે? તેમજ વિદ્વાંનોની કદર જાણવામા પણ તેઓ એક્કા હતા. સરસ્વતી સર્વત્ર વ્યાપ્તમાન થવાને અર્થે તેમણે બહુબહુ કિધુ છે અને ઘણા ઘણા પ્રયત્નો કર્યા છે. તથા વિદ્યાદાન લોકો સહેલાઇથી મેળવી શકે તેવા કેટલાંએક ખાતાઓ તેમણે સ્વહસ્તે સ્થાપ્યા છે. અને કેટલાએકને સબળ મદદ આપી દ્રઢ મજબુત અને ટક્કર બનાવ્યાં છે.

જ્યારે રાજકોટમા રાજકુમાર કોલેજ સ્થપાઇ નહીં હતી તે પહેલાંના તેઓ સરસ્વતીના ભક્ત થયા હતા. તેમના પૂજ્ય પિતા સર જસવતસિંહજીએ તેમને વિદ્યાભ્યાસ કરાવા માટે તે વખતના ભાવનગર સંસ્થાનના કેલવણિ ખાતાના વડા રા. રા, પ્રાણનારાયણ મયાશંકર ભાઇને નામદાર તખ્તસિંહજીના માસ્તર તરિકે નિમ્યા હતા.

મરહુમ મહારાજા સાહેબ તખ્તસિંહજી સગીર વયમા પણ ઘણીજ ચંચળતાઇથી ઉત્તમ પ્રકારે વિદ્યાભ્યાસ કરી સદરહુ માસ્તરને ઘણોજ સંતોષ આપતા હતા. આ પ્રમાણે મરહુમ મહારાજાએ ચાર વર્ષ સુધી રા. રા. પ્રાણનારાયણ માસ્તર પાસે વિદ્યાધ્યયન કિધું.

સર જસવતસિંહજીની હૈયાતિમાજ સને ૧૮૬૮ ની સાલમા રાજકોટ ખાતે રાજકુમાર કોલેજનો પાયો નાખવાની ક્રિયા થવાની હતી. જે વખતે મરહુમ મહારાજાની ઉમ્મર માત્ર દશ વર્ષની હતી. છતાં પણ તેમણે તે ક્રિયામા ભાગ લેવાને ઘણોજ ઉત્સાહ અને આગ્રહ બતલાવ્યો હતો.

મહારાજા તખ્તસિંહજી પિતાની આજ્ઞાથી ભાવનગર સંસ્થાનના તે વખતના દિવાન રા. રા. ગવરીશંકરને સાથે લઈ કોલેજનો પાયો નાખવાની ક્રિયામા ભાગ લેવા રાજકોટ ખાતે પધાર્યા હતા.

કોલેજનો પાયો નાંખવાની ક્રિયા સમાપ્ત થયા બાદ તેઓ ભરૂચ ગયા હતા. રાજકુમાર કોલેજ તૈયાર થવા પછી સને ૧૮૭૧ ની શાલમા મહારાજા તખ્તસિંહજી રાજકોટ રાજકુમાર કોલેજમા વિદ્યાભ્યાસ કરવાને માટે પ્રથમ દાખલ થયા હતા. રાજકુમાર કોલેજમા તેમણે બહુજ ઉત્સાહ પૂર્વક કાળજી રાખી અથાગ શ્રમ વેઠી ઉતમ પ્રકારે વિદ્યાભ્યાસમા પોતાના અંતઃકરણને એવી રીતે લગાડ્યું હતું કે, જેથી સદરહુ કોલેજના પ્રીન્સીપાલ સાહેબ વારંવાર નામદાર મહારાજાની પ્રસંશા કરતા હતા. એટલુંજ નહીં પણ પોતાના તરફથી આ કોલેજને મદદ કરવા અને મજબુત બનાવી પોતાના જીગરની લાગણિ પૂર્વક બીજા પણ કુમાર વિદ્યાર્થીઓનું ભલું કરવી વખતો વખત બક્ષિસો આપતા હતા. જેને માટે નામદાર મુંબઇ સરકાર ૧૮૭૩-૭૪ ના પોતાના રિપોર્ટમા લખે છે કે તખ્તસિંહજી તરફની ઉદાર બક્ષિસ

તેમણે રાજકુમાર કોલેજમા ત્રણ વર્ષ કરતાં વધારે મુદત સુધી વિદ્યાભ્યાસ કરીને રૂપૈયા ત્રીશ હજારની મોટી રકમ ભેટ તરિકે આપી હતી.

તખ્તસિંહજીએ કોલેજના પહેલા વિદ્યાર્થી હતા જેમણે સને ૧૮૭૧ મા દાખલ થઇને પોતાની આખી કારકીર્દીમા ઘણીજ સારી વર્તણુક અને વગ ચલાવી હતી. અને તેમને તેમના સહ અધ્યાયીઓ ખરા અંતઃકરણથી શાબાશીની સાથે તેમને યાદ કરે છે.

એજ પ્રમાણે નામદાર મુંબઇ સરકાર પોતાના ૧૮૭૪-૭૫ ના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમા ૧૩ મે પાને નિચે પ્રમાણે જણાવે છે.

રાજકુમાર કોલેજના એન્ડાઉમેન્ટ ફંડમા રૂ. ૫૦૦૦૦ આપીને તેમણે રાજકુમાર કોલેજ તરફનો પોતાનો પ્યાર સાબિત કરી આપ્યો છે.

આ તેમની રૂ. ૫૦૦૦૦ ની ભેટ કોલેજને છેલ્લી સલામ કરી તે વખતની હતી. નામદાર મહારાજાને વિદ્યાભ્યાસ તરફ એટલો બધો પ્યાર અને લાગણિ ચોંટેલા હતાં કે તેમને સરસ્વતિ મંદિર તજિ જવાને ઇચ્છાજ થતી નહીં હતી. પરંતુ તેમના લગ્નનો પ્રસંગ નજીક આવતા તેમ કરવાની જરૂર પડી હતી.

મરહુમ મહારાજાએ પોતાના લગ્ન થવા પછી પણ વિદ્યાભ્યાસ તરફની પોતાની જીજ્ઞાસા કમી કરી નહતી. લગ્ન ક્રિયા થયા પછી પણ એઓ નામદાર મહારાજા સાહેબે કેપ્ટન નટ સાહેબને રૂ. ૧૦૦૦ ના પગારથી પોતાના શિક્ષક તરિકે નિમ્યા હતા. અને તેમની પાસે અભ્યાસ કરતા હતા. ગુરૂ શિષ્ય બન્ને ઉંચિ કિસમના હોવાથી બહુજ પ્રેમ જામે છે. એટલે કે જ્ઞાન આપનારની જ્ઞાન આપવાની શકિત ઉત્તમ હોય છે તેજ પ્રમાણે સંપાદન કરનારની બુદ્ધિ તિવ્ર અને લાગણિ સતેજ હોય છે. ત્યારે શિખનાર પણ જ્ઞાન સંપાદન કરતાં ખુશી રહે છે. અને શિક્ષકને પણ આનંદ થાય છે. મહારાજા સાહેબ અને નટ સાહેબના સંબંધમા આમજ બનતું હોવાથી તેમને અરસ પરસ સારો સ્નેહ સ્થાપન થયેલો માલમ પડયો છે.

નામદાર મહારાજાએ ગુજરાતી અને ઇંગ્રેજી ભાષાની અને તે દરમ્યાન આવતી પૃથક પૃથક બાબતોની સારી કેલવણિ મેળવેલી હોવા છતાં અનુભવિ કેલવણિ મેલવવાને તેમને બહુજ જીજ્ઞાસા હતી. અને તેવી કેલવણિ દેશાટન કરવા વિના નહીં મળે તેવું તેઓ નામદાર માનતા હતા. તેથી તેઓ કેપ્ટન મેજર નટ્ટ સાહેબની સાથે ઇ. સન ૧૮૭૫ મા હિંદુસ્તાનમા પ્રવાસે નિકળ્યા જેનું વર્ણન હવે પછીના પ્રવાસ પ્રકરણમા આપવામા આવશે.

મરહુમ મહારાજાએ જેવી રીતે દરેક પ્રકારની વિદ્યા સંપાદન કરી હતી, તેમજ તેમણે તેમના કુમારો અને નાના ભાઇ જુવાનસિંહજી તેમજ પોતાના ભાયાતો અને તેમના ફરજંદોને કેલવણિ આપવાના પ્રયત્નો કરવામા કશિપણ કચ્ચાશ રાખી નથી, તેમજ સાર્વજનિક કેલવણિની પાછળ પણ તેઓ નામદાર અહોરાત્રી રચ્યા પચ્યા રહેતા હતા.

મરહુમે પોતાના નાના ભાઇ જુવાનસિંહજીને અત્રેનિ કિંગ કોલેજમા યોગ્ય વિદ્યાભ્યાસ થયા પછી ઇંગ્લંડ પણ મોકલ્યા હતા. જ્યાં આગળ મરહુમ જુવાનસિંહજીએ જુદી જુદી પ્રકારનું ઘણું ઘણું જ્ઞાન સંપાદન કર્યું હતું. તેમજ નામદાર મરહુમ મહારાજાએ પ્રીય પાટવી કુમાર અને અર્વાચિન મહારાજા ભાવસિંહજીના વિદ્યાભ્યાસની પાછળ પણ બેહદ ખંત અને પારાવાર લાગણિ રાખી તેમને ઉચ્ચી પદ્ધતિનો અભ્યાસ કરાવવા રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી જાત મહેનતના કર્તા તેમજ બાહોશ ઇંગ્રેજ મેરિ વેધર સરખા માસ્તરો

રાખવા વિગેરેની તેમજ તેમના પ્રવાસને લગતી બોહોળી અને સરસ ગોઠવણ કરવામા તેમણે ઘણીજ કાળજી રાખેલી હતી.

તેમજ કુમારશ્રી મંગળસિંહજીના વિદ્યાભ્યાસ પાછળ પણ અદભુત લાગણિ અને ઉત્તમ મમતા ધરાવતા હતા. અને તેમને યોગ્ય સાધન વિગેરે સહ અભ્યાસ કરનાર તરિકેની મદદ વિગેરેની પણ બહુજ ઉત્તમ પ્રકારની ગોઠવણ કરેલી છે.

તેમજ પોતાના સગા કાકાના દિકરા રામધરિવાળા જેઠીભાઇના પૂત્ર શંમસિંહજીને પણ ઇંગ્લંડ મોકલી બારિસ્ટર બનાવ્યા. તે ઉપરાંત સાર્વજનિક પ્રજાપયોગી તેમજ બાહારના લોકોને મળતિ કેલવણિનો અભ્યુદય ઇચ્છીને પણ બહુ બહુ અગત્યનુ સમર્થન તેઓ નામદારે જીંન્દગી સુધીમા કર્યા કર્યું છે.

ભાવનગર સંસ્થાનમા કેલવણિખાતાની સ્થાપના નામદાર મહારાજા સાહેબ સર જસવતસિંહજીના વખતથી થયેલી હતી. પરંતુ તે ખાતાની ઉન્નતી, ખરેખરી જાહોજલાલી, અને વિજયનાદ શ્રવણ કરવાને તેમજ ઉંચામા ઉંચી જેટલા દરજાની મુંબઇમા કેલવણિ અપાય છે. અથવા તો સરસ્વતિના સેવકોને મળી શકે છે. તેટલીજ કેલવણિ ભાવનગર સંસ્થાનમા રહેનારી પ્રજાને તેમજ આવી વસનારા દરએક પરદેશીને પણ મળી શકે તેવાં સાધનો થવાથી આખા કાઠિયાવાડ પ્રાંતમાંહે તો શું પરંતુ આખા હિંદુસ્તાનમા અને વિવિધ દેશોમાં પણ ભાવનગર સંસ્થાનના મહારાજા કેલવણિના ખરેખરા ખેરખાંહ છે, તેવું કહેવરાવવાના ઉત્તમોત્તમ અને પ્રશંસનિય પ્રયત્નમા ફતેહ પામનાર અને જેના સદ્ગુણોની ગર્જનાપૂર્વક છોળોની પ્રતિધ્વનિ સાથે શ્રવણ કરવાને નામદાર મહારાજા તખ્તસિંહજી જેટલો નશીબદાર બીજો કોઇકજ રાજા અને કવચિત્તેજ બનશે. કે જેના રાજ્યમા કેલવણિની પૈસાપરત્વેની કિંમત તો એક પાણીના મુલની થઇ પડી છે. જેના રાજ્યની નિશાળોમા ગ્રેડ્યુએટ શિક્ષકો પ્રોફેસરો અને એમ. એની ડિગ્રી મેળવેલા પ્રિન્સીપાલ છે. જેના રાજમા એકડેએકથી લઇને બી–એ–એલ–એલ–બી. સુધીનુ જ્ઞાન સંપાદન કર શકાય તેટલાં અમુલ્ય કિંમતવાંન સાધનો બનેલાં છે.

વિદ્યાની ખરેખરી બુજ, વિદ્યાની કસોટી કરેલી ખરેખરી કિંમત, વિદ્યાનો ખરેખરો ભક્ત, અને વિદ્યાને ચોખ્ખા દિલથી ચાહનારો ખેરખાંહા, અને ઉન્નતી ઈચ્છનાર વિર, વિશુદ્ધ અંતઃકરણ પૂર્વકનો શૂભેચ્છક; તેતો નામદાર મહારાજા તખ્તસિંહજી એકજ. કાઠિયાવાડના જૂદા જૂદા નૃપતિયોમાં અને તેમા પણ મુખ્યત્વે કરીને ફર્સ્ટકલાસની એટલે તેની સરખે નંબરે બેસનારા સ્ટેટોના માહારાજાઓમા પણ વિદ્યાદેવીનુ ખરેખરૂં માહાત્મ્ય વધારનાર અને વર્ણવનાર તો મહારાજા તખ્તસિંહજી પોતેજ. દરએક વર્ગના લોકોને વિદ્યારૂપી છુપો અને અખૂટ અજાંનો તેમજ ઉત્તમ કિર્ત્તીનુ સ્થાંન સંપાદન કરી આપનાર પણ એજ, દરએક જાતના ભોગ વૈભવ અને વિવિધ પ્રકારના સુખને પમાડનારી વિદ્યાનો દાતાર પણ ભાવનગર સંસ્થાનાધિશ નામદાર મહારાજા તખ્તેશ; ગરિબમાં ગરિબ રંક અને તદંન કંગાલિયત હાલત ભોગવનાર મનુષ્યને પણ સૃષ્ટીની સપાટીપર દરએક જગ્યાએ સન્માન પામવાનુ સાધંન સારૂં અને સોંઘુ બલકે મફત જેવું કરનાર પણ દરએક લોકોના જીગરમાંથી કદિપણ નહીં ખસનાર નરેંદ્રભાનુઃ નામ લેતા અંતઃકરણમા જેને માટે કારિજખમની વેદના થાય છે તેજ મનુષ્યેંદ્ર મહારાજા તખ્તસિંહજી તમેજ.

નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજી ગાદિનશીન થયા તે વખતમા ખુદ ભાવનગરમા સરકારી નિશાળ, એક સાધારણ પાયા ઉપર ઇંગ્રેજી નિશાળ; અને એક આદિ ગુજ-

રાતી ભાષાના ધોરણુ ઉપર કન્યાશાળા, તેમજ કેટલીએક મોહોટા મોહોટા મ્હાલોના ગામોમાં. પણ ગુજરાતી નિશાળો સ્થપાયેલી હતી.

પરંતુ નામદાર મહારાજા તખ્તનશીન થયા પછી જેમ એક છબ છબીયાં અને જમીનના તળીયાંની સાથે વાતો કરતાં પાણીવાળી નદીમા, ચોમાસાના દિવસમા ઉપરવાસનુ પાણી આવતા જેમ નદી ઉભરાઇ જઇ એક મહાસાગરનુ રૂપ પકડિ ચોબાજુ જળજળ બંબાકાર બની રેલમછેલમ કરી મુકે છે; તેમ ભાવનગર સંસ્થાનમા નામદાર મહારાજા સાહેબ તખ્તનશિન થયા પછી ચોબાજુ કેલવણિ ઉભરાઇ ચાલી છે. વિદ્યાદેવીનુ મહાત્મ્ય મહિમા અને તેના ચરંનકમળ સેવનારા ભક્તો બહુજ મોહોટા જથ્થામા મળી આવે છે. ચોગરદંમ વિદ્યા• વિદ્યા અને વિદ્યા પ્રકાશવા લાગી છે. ઠેકઠેકાણે સરસ્વતીના મંદિરો લક્ષાધિપતિયોની હવેલીયોને પણ શરમ પમાડે તેવીરીતે ઝુકી રહ્યા છે. સદ્વિદ્યાદેવીના સ્વરની પ્રતિધ્વનિ કર્ણેદ્રિ સાથે અત્યાનંદ પૂર્વક અથડાવા લાગી છે.

શાહબાશ! શાહબાશ!! કાઠિયાવાડના પારસમણિ રત્ન તખ્તેશ શાહબાશ!!! ધન્ય છે તમારા પ્રયત્નને અને ધન્ય વાદ ઘટે છે તમારી આવી ઉત્તમોત્તમત્તા ભરેલી સખાવતને હિંદુસ્તાનમા રાત્રિ અને દિવસે આઠે પ્રહર પ્રકાશનાર તેજસ્વી ઉડગણ, આર્યાવર્તના ઉત્તમ અંહરમણિ અને સ્વદેશનુ કોહિનુર અર્વાચિન લોપ થયું છે.•

પરંતુ તેમના નહીં બની શકે તેવા કર્તવ્યો જે કે અત્યુત્તમ પ્રકારની પ્રસંશા અને માનપાનથી ભરપુર છે, તેમની દરેક સખાવતો સજીવન છે અને તેમના દરેક ઉત્તમ પ્રકારના પ્રયત્નોમા થયેલી ફતેહ જાહોજલાલી ભોગવે છે. તેથી કરીને તેઓ પોતે કિર્તી રૂપે સદૈવ હેયાત છે, અને નિરંતર રહેશે.

નામદાર મહારાજા તખ્તસિંહજીના રાજ્ય કારોબારના સમયમા ભાવનગરમા અને ભાવનગર સંસ્થાનના દરેક ગામોમા મળી સઘળી મળીને કુલ ૧૪૪ ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કરાવનારી નિશાળો થઈછે. તેમજ મ્હાલોના મુખ્ય મુખ્ય ગામોમા પણ ઇંગ્રેજી બ્રાંચ સ્કુલો મરહુમ મહારાજાની ઉદારતાથી સ્થપાયેલી છે. અને તેમજ ભાવનગરમા તો સરસ્વતી માતાનોજ આપોઆપ નિવાસછે.

ભાવનગરમા ગુજરાતી જુદા જુદા લતાઓ ઉપર મળી પાંચ નિશાળો છે તેમા નંબર પહેલાની નિશાળનું નામ પોતાના સકોમળ પૂત્ર ભગવતસિંહજીના સ્મર્ણાર્થે ભગવતસિંહજી એંગ્લોવર્નાકયુલર સ્કુલ એવું નામ આપવામા આવ્યું છે, અને આ નિશાળનું મકાન ઝુલતા એક મોહોટા રવેસ સાથે જુદા જુદા વિશાળ હોલ અને તેમા ઈંગ્લંડની બનાવટની લોખંડની નકશીદાર સિડીઓ મુકી બહુજ તારિફ કરવા લાયક બનાવ્યું છે. આ રોણકદાર મકાનને નિહાળી કવચિત અમોને જુના વખતનું મકાન યાદ આવે છે; ત્યારે અત્યારના વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાના આ સ્થાનને એક ઉત્તમોત્તમ મંદિર અથવા આ વિદ્યાલયને એથિ પણ વિષેશ ઉપમા આપંવાને ઈચ્છા થાય છે.

આ નિશાળ રા. રા. ગાંધિ જાદવજી માવજી જેવા એક બાહોશ અને ઉત્તમ પંકતીની કેલવણિ લઇ તેનું સાદ્રષ્ય ચિત્ર પાડી શકે તેવા એક બહાદુર ગ્રહસ્થ જેની કે પ્રસંશા કરવા વિના અમને નથીજ ચાલતું તેવા વિદ્વાન અને સુધારાના પ્રવાહમા ઘસેલા અને ઉત્તમ ગ્રંથકાર તરિકે પણ જેની તુલ્યના થઇ છે. તેમના ઉપરી પણા નિચે ચલાવવામા આવે છે. રા. રા. મી. જાદવજીએ શિક્ષકનો ભોમિયો અને દેશિ નામાનો ભોમિયો આ નામના બે પુસ્તકો સ્વરચિત પ્રસિદ્ધ કરેલા છે.

મજકુર નિશાળ શિવાયની બિજી નિશાળોની વ્યવસ્થા પણ સારા વિદ્વાન માસ્તરોના હસ્તકમાંજ સોંપવામા આવી છે. એજ પ્રમાણે ગામડાની દરેક નિશાળોની પણ સારી રીતે વ્યવસ્થા કરવામા આવી છે.

ઇંગ્રેજી નિશાળ જે કે નામદાર જસવતસિંહજીના સમયમા એ સ્કુલનો પાયો નાંખવામા આવ્યો હતો; અને જેમના વખતમા ઇંગ્રેજી થર્ડ સ્ટાન્ડર સુધી સિખવવામા આવતું હતું. પરંતુ નામદાર મહારાજા તખ્તસિંહજી ભાવનગર સંસ્થાનના રાજ્યાસનપર બિરાજવા બાદ તેમા હદપારનો સુધારો તથા વધારો કરવામા આવ્યો છે. ઇંગ્રેજી બ્રાંચ સ્કુલજે બહાર રાણિકામા રાખવામા આવી હતી તેને બદલે રૂવાપુરી માતાના દરવાજા નજીક એક ભવ્ય રોણુકદાર અને બહુજ ઉમદા પ્રકારનું સુશોભિત બાહોશ કારિગરોના હાથથી પથ્થરનુ મજબુત મકાન બંધાવી ત્યાં આગળ ઇંગ્રેજી બ્રાંચ સ્કુલ તરિકે નામ આપી જેમા ઘટતો ફેરફાર અને સુધારો વધારો કરી સારા સુશીલ અને વિદ્વાન માસ્તરોથી સ્થાપી તેના ઉપરી તારીકે સુરત વાળા માસ્તર પ્રણનારાયણને નિમવામા આવ્યા હતા. અને એજ પ્રમાણે મ્હાલોમા પણ ઇંગ્રેજી બ્રાંચ સ્કુલ નામદાર મહારાજાના સખાવતી ભરેલા ઉદાર દિલથી સ્થાપવામા આવી.

આ સઘળી ઇંગ્રેજી નિશાળો ઉપરાંત તળ ભાવનગરમાં હાઇસ્કુલ સ્થાપવામા આવી- છે. જે હાઇસ્કુલનું મકાન મરહુમે નામદાર મહારાજા સાહેબ રાજ્યાસને બિરાજમાન થયા પછી લગભગ લાખ રૂપૈયાના મોહોટા ખરચે બાંધવામા આવ્યું છે. આ હાઇસ્કુલમા બ્રાંચ સ્કુલમાંહેથી આવેલા વિદ્યાર્થીઓને કેન્ડીડેટ વર્ગ સુધી અભ્યાસ કરાવવામા આવે છે. મજકુર હાઇસ્કુલના શિક્ષકો ઘણાજ બાહોશ અને ખંતિલા છે. અને તે માંહેને કેટલાએક બી. એ. એટલે મુંબઈની યુનીવર સીટીના ગ્રેડયુ એટો છે. આ હાઇસ્કુલના તેમજ બહારના ઓને કે- ન્ડીડેટ વર્ગ ઉપરાંત અને બી. એ. સુધીનો અભ્યાસ કરવાને શામળદાસ આર્ટસ કોલેજ સ્થાપવામા આવી છે. આ કોલેજનું મકાન પણ મનોહર આકૃતિનું અને હાઇસ્કુલ કરતાં પણ ઘણા મોહોટા ખર્ચથી બાંધેલું અવર્ણનિય છે. જેમા બી. એ. સુધીનો અભ્યાસ કરવામા આવે છે. મજકુર કોલેજમા યુનિવર સીટીના ગ્રેડયુ એટો શિક્ષક અને પ્રોફેસરો છે. તેમજ તેમના પ્રીન્સીપાલ માનવંતા રા. રા. જમસેદજી નવરોજજી ઉનવાળા એમ. એની ડિગ્રી મેળવેલા ઉદાર અને વિદ્યાર્થીઓની તરફ તેમજ કેલવણિ પરત્વે કાંઇ પણ પ્રયત્ન કરનાર તરફ મોહોટી ખંત અને પ્રીતી રાખનારા તરિકે પ્રસિદ્ધ થયેલા છે. તેઓ નામદાર ભાવનગરની મજકુર શામળદાસ કોલેજના પ્રીન્સીપાલ તેમજ ભાવનગર સંસ્થાનની હાઇસ્કુલના હેડમાસ્તર તરિકેના બન્ને હોદ્દાનું કામ સાથે ચલાવે છે. તેમજ તેઓ બાહોશ બુદ્ધિવાન અને તેમના અંતઃકરણમાં પરહિત પણાના ઉદગારોએ વાસ કરેલો હોવાથી જાહેરમા પણ સારો ભાગ લેતા જણાય છે તેઓએ ગોરક્ષક સોસાઇટી થિયો સોફિકલ મંડળ તેમજ મોઢ જ્ઞાતિની રાત્રિ શાળાને ઉમદા ધોરણ પર ચલાવવા વિગરે કાર્યોમા સારો ભાગ બજાવેલો માલમ પડયો છે. આવા આવા ઉત્તમ અને વિદ્વાન પુરૂષોથી ભાવનગર સંસ્થાનનું કેલવણિ ખાતું જાહોજલાલી સાથે ભર યુવાસ્થા ભોગવવાને નિરંતરને માટે મરહુમના ઉદાર દિલથીજ નશિબદાર બનેલું છે.

નામદાર મહારાજા સાહેબે કેલવણિ મળવાના સાધનોમા કશિપણ જાતની ખાંમી રાખી નથી, નામદાર મહારાજા રાજ્યના તખત ઉપર તખ્તનશીન થયા પછી મીઃ ચંદુલાલ મથુરાદાસ દોલતજ્યાદાના ઉપરીપણા નીચે એક લોકલાસ સ્થાપવામા આવ્યો હતો તેમજ એ કેલવણિની પુરી અગત્ય જાણી મરહુમ નામદારે પોતાની ઉત્તમ મનોવૃત્તી કામે લગાડેલી છે.

હાલ ભાવનગરના લોકલાસમા બીએ-એલ-એલ-બીની ઉંચી કેલવણિ વિદ્યાવિલાસિયોને મળી શકે છે. અને મોરારજી આણંદજી જેવા વિદ્યાદેવીના ચુસ્ત ભકત અને બાહોશ ધારાના હિમાયતીની દેખરેખ તળે સદરહુ લોકલાસ ચલાવવામા આવે છે.

**કન્યાશાળા**—શહેર ભાવનગરમા પ્રથંમ સ્થપાયેલી હતી પરંતુ નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીએ આ કેલવણિની પણ ખરેખરી કદર જાંણી છે. તેઓના અંતઃકરણમા આ કેલવણિને માટે કુદરતી લડવાયા નેપોલિયન બોનાપાટના વાકયો સદાને માટે રમણુ કર્યાંજ કરતા હતા.

દોહરો.

કહે નેપોલિયંન દેશને. કરવા આબાદાંન;
સરસ રીત છે એજકે, દો માતાને જ્ઞાંન. ૧

નેપોલિયંનના આવા ઉમદા શબ્દોને સર્વ કોઇ માંન્ય કરેજ અને આ કેલવણિના સાધનો થવાનુ ઇચ્છે, પરંતુ નામદાર મહારાજા સાહેબે બાદશાહિ ભરેલી સખાવતથી તે સઘળું કરી બતાવ્યું છે. વખતો વખત ઇનામી બક્ષિશો આપી મુર્ખ લોકોના મન પણ આ કેલવણિ તરફ દોર્યા છે.

મરહુમ નામદાર મહારાજાના ગોંડળવાળાં રાંણિ સાહેબ મરહુમ માજીરાજબાની સાથે મહારાજા સાહેબના લગ્ન થવા બાદ અર્વાચિંન સમયના પ્રતાપી મહારાજા સાહેબ ભાવસિંહજીને જન્મ આપી માજી રાજબા તેજ વર્ષમા સ્વર્ગસ્થ થયાં હતા. જેમના સ્મર્ણાર્થે પથ્થરનુ એક પુષ્કળ મહત્વત્તા ભરેલું રોણુકદાર અને રમણિય મકાંન બંધાવી તેમા કન્યાઓને કેલવણિ આપવાનું શરૂ કર્યું, આ કન્યા શાળા અત્યારે જે હસ્તી ભોગવે છે તેનું વર્ણન આ જગ્યાયે થવું ઘણુંજ મુસ્કેલ છે. આ કન્યાશાળામા ગુજરાતી શરૂઆતની કેલવણિથી લઇને ઇંગ્રેજી સીકસ સ્ટાન્ડર્ડ સુધીની કેલવણિ આપવામા આવે છે.

ગુજરાતીમા બહુજ સભ્યતાઇ વાળા અને સાદા માસ્તરો છે, તેમજ તેમની વડી શિક્ષક તરિકે બાઇ ધનકોર બાઇને નિમવામા આવેલ છે. તેમજ ઇંગ્રેજી કેલવણિ આપવામા પણ બહુજ ઉત્તમ પ્રકારની રચના કરવામા આવી છે. દેશીબાનુ ધનકોર ઉપરાંત બીજી બહુજ કેળવાયેલી યુરોપિયન સ્રી શિક્ષકોને પણ દાખલ કરવામા કરવો જોઇતો મોહોટા પગારનો ખર્ચ કરતા નામદાર મહારાજા સર તખ્તસિંહજીએ પાછું પગલું ભર્યું નથી.

સદરહુ માજીરાજ કન્યાશાળામા સર્વેથી વડી શિક્ષક તરિકે મીસ બ્રુક અને તેની દેખ રેખ તળે બીજા ઇંગ્રેજ બાનુ મીસ એઈડાબ્રુક અને મીસીસ મેઇડ મોન્ટસ વિગરે શિક્ષકો છે. આ કન્યાશાળામા ભાષાની અને તેને લગતી હિસ્ટોરીકલ ભૂગોળ ગણિત નુકશા વિગરેની કેલવણિ આપવા ઉપરાંત શારિરીક કેલવણિને પણ ઉત્તેજન મળવાને માટે કસરત કરાવવામાં આવે છે. તેમજ ભરત કામ એટલું બધું સરસ શિખાવામાં આવે છે કે જે જોઇ સર્વ કોઇનું મનરંજન થયા વિના રહેજ નહીં. સદરહુ કન્યાશાળામા શિખેલી છોકરિયોની વાકચ ચાતુર્યતા, નિર્મળ પ્રેમ, ઉત્તમ ગ્રહ સંસાર ચલાવવાની ખુબી, પોતાના પતિ તરફની તેમના ધર્મ પત્ની તરિકેની સઘળી ફરજો બજાવવાની બેહદ લાગણી તેમજ મજકુર કન્યાશાળામા મેળવેલી ભરત કામ કરવાની શક્તિ વિગરે અનુભવમા આવતા ભાવનગર સંસ્થાનની સ્રી કેલવણિને માટે ઉંચુ મત્ત બાંધ્યા શિવાય ચાલતુંજ નથી.

માજીરાજ કંન્યાશાળામા અંગબળ વિગેરે તમા પ્રકારે શારિરીક સ્થીતિ સુધારવાને કસરત ! પુરસદનો વખત નકાંમો ન જાય તેને માટે શિખવાતી ભરતકાંમ વિગેરે કારિગીરી !! પતિ મનરંજન કરવાને શિખવવામા આવતી સંગિત કળા, અને તેની સાથે સુર મિલાવી વિષેશ આનંદ લેવાને માટે વગાડતા શિખવવામા આવે છે તે હારમોનિયા; પ્યાંનો વિગેરે સંગીત સાજ !!! ઉત્તમ મકાંન, સભ્યતાયુક્ત શિક્ષકો, તેમજ દેશી અને ઇંગ્રેજી સ્રી શિક્ષકો, ઉત્તમ કેલવણિ, ઉત્તમ રચના, ઉત્તમ દેખરેખ, અને તેવીજ વ્યવસ્થા; સઘળું ધ્યાંનમા લેતાં અવલથી આખર સુધી સારૂં સારૂં તે બહુજ સારૂ છે. ખરેખર કેલવણિની પાછળ નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીએ જે કંઇ ખંત અને આશ્ચર્યતામા ગરકાવ કરી નાંખે તેવી અદભુત લાગણિ પૂર્વક જે જે પ્રયત્નો કરી મનસ્વી જીજ્ઞાસા બરમાલાવી જાહેર રીતે જે કંઇ કરી બતાવ્યું છે, તે સઘળું બીજાં દરએક સ્ટેટોવાળાએ અનૂકરણ કરવા યોગ્ય છે.

મરહુમ મહારાજાની કેલવણિની પાછળની બેહદ ખંત અને પારાવાર વગરની મમતા અને તેના સંબંધે વ્યવસ્થા રાખવાની બહુજ ઉંચા પ્રકારની પદ્ધતિ વિગેરે નિહાળી કેલવણિ ખાતું જે સરકારની દેખરેખ તળે ચાલતું હતું તે પોતાની સત્તા છોડી દઈ ભાવનગર સસ્થાનને લગતું કેલવણિ ખાતું નામદાર મહારાજા સર તખ્તસિંહજીના હસ્તકમા ઇસ્વી સન ૧૮૯૨ ની સાલમા મહારાજાને સ્વતંત્ર રીતે ચલાવવાને સોંપી દીધું છે.

ઉપર પ્રમાણેની ગોઠવણવાળાં માજી રાજ કંન્યાશાળા પ્રમાણે બીજી પણ દરએક કંન્યાશાળાઓ મળી કુલ ભાવનગર સંસ્થાનમા ૨૦ કંન્યાશાળાઓ ચાલે છે, અને તેમા સારા સભ્યતાઇવાળા સાદા અને પુખ્ત તેમજ સદ્ગુણી માસ્તરો અને તેમા વડી શિક્ષકના હોદ્દા ઉપર સ્રી માસ્તર નિમી સારી વ્યવસ્થા કરવામાં આવી છે.

ભાવનગર સંસ્થાનના કેલવણી ખાતા તરફથી ચાલતી ઉપર પ્રમાણેની સંખ્યાબંધ નિશાળો ઉપરાંત બીજાં પણ ખાનગી માસ્તરોએ અને ગ્રહસ્થોએ સ્થાપેલાં સરસ્વતિ મંદિરો મોહોટી સંખ્યામા જોવામા આવે છે. જેને પણ નામદાર મહારાજા સાહેબ સતેજ અને ટટ્ટાર બનાવવાને માટે વખતો વખત સારી મદદ આપતા જણાયા છે.

ઉપરની ખાંનગી નિશાળોમા મુખ્યત્વે ખોજા ધર્માદા નિશાળ છે. જ્યાં આગળ તદન મુફત શિખવવામા આવે છે અને ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરવાની સગવડ છે. નવી ઈંગ્રેજી નિશાળ જ્યાં આગળ ઈંગ્રેજી ફોર્થ સ્ટાંન્ડર્ડ સુધી અભ્યાસ કરાવવાની સગવડ છે અને તે શિવાય ભાવનગર તળ અને મ્હાલોના ગામોમા પણ સંખ્યાબંધ નિશાળો હોવાથી તે તમામને ઉતેજન આપવાનુ નામદાર મરહુમ મહારાજાએ ઉચિત ધારી સંસ્થાન ભાવનગરમાં કેલવણિ આપવા સારૂ લોકો પોતાના ખર્ચે જે નિશાળો સ્થાપન કરે તેઓને દરબારથી નાણાની મદદ જે કોઇ માગે તેને (ગ્રાન્ટેડ) નાણાની મદદ આપવાને ૧૭ કલમોનો એક ઠરાવ ફુલીસકેપ કાગળની ચાર સાઇડ ઉપર છપાવી પ્રગટ કરી સર્વે લોકોની જાણ માટે સવંત ૧૯૪૫ ની શાલના અશાઢ માસના ભાવનગર દરબારી ગેઝીટમા પ્રસિદ્ધ કર્યો. આથિ ગ્રાન્ટ મેળવવાની જીજ્ઞાસા પૂર્વક દરેએક ખાંનગી નિશાળના મહેતાજીઓ પણ પુરતી ખંત અને લાગણી ધરાવતા થયા. તેમજ તેના વ્યવસ્થાપકોને પણ વિષેશ કાળજી રાખવાને ઇચ્છા થાય તે સ્વાભાવિક છેજ. આ પ્રમાણે નામદાર મહારાજા સાહેબે ખાનગી નિશાળે વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાર્થીઓની પણ ઉન્નતી ચાહી છે. તે ઉપરાંત સંસ્કૃત વિદ્યા પણ પુનઃ સતેજ થાય તેની ખાતર મરહુમ મહારાજા સાહેબે એક સંસ્કૃત પાઠશાળા સ્થાપી છે, અને જેને પોતાના મરહુમ ભાઇ જુવાનસિં-

હજીના નામ સાથે જોડી જુવાનસિંહજી સંસ્કૃત પાઠશાળા આવું નામ આપવામાં આવ્યું છે. આ પાઠશાળાની ઉન્નતી અથવા તો સંસ્કૃત ભાષાની કેલવણિનો પ્રચાર અંતઃકરણ પૂર્વક ઇચ્છી મજકુર શાળામા ભણતા વિદ્યાર્થીઓને માટે ઘણીજ ઉત્તમ પ્રકારની સગવડ કરવામા આવી છે. જેમાકે વિદ્યાર્થીઓને પોતાના આહાર દિ ખર્ચની પણ ફિકર દુર કરવાને નામદાર મહારાજા સાહેબે એક ઠરાવ સંવત ૧૯૪૬ ની શાલમા ચોક્કસ કરી તેને લગતો એક ધારો ભાદરવા માસના ગેઝીટમા સર્વે લોકોની જાણ માટે પ્રસિદ્ધ કર્યો છે.

ઉપર પ્રમાણે હદ બેહદ કેળવણિના સાધનો વિદ્યાભ્યાસ નિમીતે થવા ઉપરાંત વાંચન રૂપી કેલવણિનો પ્રચાર થવા નામદાર મહારાજા સાહેબે ઇ૦ સન ૧૮૮૨ ની સાલના ડીસંબર માસની તારીખ ૩૦ મીના રોજ હાઇસ્કુલની સામેની હસ્તી શાળા નજીક કાઠિયાવાડના એ વખતના પોલીટીકલ એજંટ મી. કર્નલ બાર્ટનના નામથી બાર્ટન લાઇબ્રેરી એવું નામ આપી લાઇબ્રેરીનો પાયો નાંખ્યો. જે લાઇબ્રેરી અત્યારે એક શરુઆવસ્થાને ભોગવતી માલમ પડે છે આ લાઇબ્રેરીની વ્યવસ્થા રાખવાનું કામ જાહેરના કાર્યોમા ભાગ લેનારા ગ્રહસ્થોની એક કમીટી ઠેરવી તેને સોંપવામા આવ્યું છે. હાલ લાઇબ્રેરીનું મકાન ટ્રાન્સફર કરી ઇંગ્રેજી બ્રાંચ સ્કુલ વાળા વિશાળ મકાનમા લાઇબ્રેરી ગોઠવવામા આવી છે. તેમજ લાઇબ્રેરી વાળા મકાનનો કેટલો એક વિસ્તાર વધારી જ્યાં આગળ નિશાળની ગોઠવણ કરવામા આવી છે.

સદરહુ લાઇબ્રેરીમા ઇંગ્રેજી વર્તમાન પત્રો અને ચોપાનિયાઓ સઘળા મળી ૪૬ તેમજ ગુજરાતી વર્તમાન પત્રો અને ચોપાનિયાઓ સઘળા મળી ૨૦ તેમની ઓફિસો તરફથી બહાર પડતા મુદતસર આવે છે. તેમજ સઘળા મળી કુલ ઇંગ્રેજી ગુજરાતી અને સંસ્કૃત વિગરે મળી લગભગ આશરે કુલ ૩૦૦૦ પુસ્તકો છે.

મજકુર લાઇબ્રેરીની વ્યવસ્થા રાખનાર કમિટીનું નામ વ્યવસ્થાપક મંડળી તરીકે રાખવામા આવેલું છે. જેમા નિચે લખેલા ગ્રહસ્થોને નિમવામા આવ્યા છે.

જે. ફીનીબરા, એસ્કવાયર,
જે જે. કણિયા એસ્કવાયર,
લલ્લુભાઈ શામળદાસ એસ્કવાયર,
અલ્લાદીન દેવજીભાઇ એસ્કવાયર,
જમસેદજી ન. ઉનવાળા એસ્કવાયર,
વનરાવનદાસ રઘુભાઇ એસ્કવાયર.
ગોપાળદાસ બિહારીદાસ એસ્કવાયર,
મોતીલાલ મોહનલાલ ઝવેરી એસ્કવાયર,

તેમજ લાઇબ્રેરીને લગતા નિયમો અને પુસ્તકોના લીસ્ટ બુક પ્રગટ કરવામાં આવેલછે.

મજકુર વ્યવસ્થાપક મંડળીની દેખરેખ તળે એક મ્યુઝીયમ પણ સારી રચનાથી એજ મકાનના ઉપરના ભાગમા રાખવામાં આવ્યું છે.

સદરહુ મ્યુઝીયંમમા મુકેલી ચિજો ભાવનગર સંસ્થાનના નાણા પ્રકરણી સભાસદના તાબામા ચાલતા જુના શોધ ખાતાની મારફતે મળી આવેલી તમામ વસ્તુઓ તેમજ તેમાં કેટલોએક વધારો કરી ઉત્તમ પ્રકારની ગોઠવણ કરવામાં આવી છે.

જુના શોધખાતા તરફથી એક મ્હોટું જબરજસ્થ કદનુ પાકી મજબુત બાંધણીનુ કદાવર પુસ્તક બહાર પાડવામાં આવેલું છે જેમા જુના વખતના ઘણાખરા શિલા લેખો તેમને તેમ શિળા પ્રેસથી છાપી લીધેલા દાખલ કર્યા છે. શિવાય પણ ઘણુજ જાણવા લાયક ધ્યાંન આપેલું છે. તેમજ તે શિવાય મ્યુઝીયંમમા નિચે લખેલી ચિજો મુખ્યત્વે કરી ગોઠવવામા આવી છે.

તાંબ્રપત્રો-તળાજા-બોટાદ-મહુવા-કુંડલી-ટીમણા-ઓખામંડળ પાસેના ગામ બીક-ણા-અમરેલી પરગણાના ગામ જળગામ તેમજ રાધનપુર વિગેરે તરફથી મળી આવેલા તાંબ્રી પત્રો જેની કેટલીએક વિસ્તારથી વિગતો પણ લખી સાથેજ ગોઠવવામા આવેલી છે.

તેમજ જુદી જુદી ભાષાના ઘણા ઘણા શિલા લેખોથી છાપેલા ઘણી મ્હોટી લંબાઈ મ્હોળાઈવાળા ઘણા ઘણા નુકશાઓ પણ ગોઠવવામાં આવેલા છે. તેમજ જુદા જુદા લેખોવાળા પાણાઓ તેમને તેમ જોવા માટે મોજુદ રાખેલા છે. તેમજ કોઈ એક અગાઉનો રાજા કોઇક મુનીના શ્રાપથી પથ્થર થઈ ગયેલો તેવું કહેવામાં આવે છે તે પથ્થર પણ મ્યુઝીયમના હોલમા રાખવામાં આવ્યો છે.

તેમજ જુદી જુદી જાતના જોવા લાયક પાંણાઓ તેમની જાત ગામ અને ખાણોના નામ સાથે ત્યાં આગળ રાખવામા આવ્યા છે. તેની સાથે એક હરંણજાતના જાનવરના માથાની ખોપરી પાંણા સાથે મળી જઇ એક મજબુત પથ્થર સરખી થઇ ગયેલી છે, તે શિવાય કેટ-લાંએક ઝાડોના થડના મુળો પણ આબેહુબ પથ્થર સરખા થઇ ગયેલા છે. આ શિવાય જુદી જુદી જાતની ઇંટો ચોરસ પથ્થરો શિલાલેખો વિગરે પથ્થરના કામનુ પણ ઘણું ઘણું જોવાનું છે અને તે બરાબર સારી ઇબારતથી ગોઠવવામાં આવેલું છે.

તેમજ દરિયાઇ ચીજો પણ જુદી જુદી જાતની ચીરોડીઓ, નાની નાની અને મોહોટા કદની વિશાળ છીપાનીઓ, પરવાળાની તારીફ કરવા લાયક ડાંખળિ, શંખો, મુર્તીઓ બારિક ઝીણી કોડિયો; વિગેરે દરિયાઇ ઘણી ઘણી ચિજો હરેએક પ્રકારની ગોઠવેલી જણાય છે. મહુવા કુંડલા વિગરે જુદા જુદા ગામની દાંતની કારિગીરી વિગેરે કામો તેમજ પીતળનો બંબો, અંકુશ, સઘડિયો, દિવીયો, શિવાય સેંકડો પ્રકારની પિતળની ચિજો પણ છે. તેમજ સિતાર તંબુરા ખરલ; મૃગની ડુંટી માંહેના મોતી, એવી એવી કદિ પણ જોવાને નમળી શકે તેવી ચિજો મજકુર મ્યુઝીયમમા ગોઠવેલી છે.

તેમજ નામદાર મલ્લીકા માજ્જમા મહારાણિ કયસરેહિંદ વિકટોરિયા, પરસિવલ સાહેબ, મીસીસ, પરસિવલ, બાર્ટન અને સ્વર્ગવાસી માજી દિવાન ગવરીશંકર ઉદયશંકર તેમજ પ્રખ્યાત મીસ્રી હરિલાલ શિવાયના પણ કેટલાએક બાવલાં આ એક સુંદર ઓરડામા ગોઠવવામા આવ્યા છે. અને તેની સામેના વિશાળ કબાટોમા દેશી સુતર, દેશી વણાટના લુગડા જેવા કે ભાવનગરની જેલમા બનેલું કાપડ અને કુંડલા પરગણાના વણકરોની વણેલી બહુજ ઉંચા પ્ર-કારની કુમાશવાળી પછેડીયો વિગેરે. તેમજ જુદુ જુદુ બહુ પ્રકારનું રૂ રૂની વણેલી સુતર કાંતવાની પુણીઓ વિગરે પણ જ્યાં આગળ ગોઠવેલું છે. તે શિવાય બંદુકો છરાઓ, ભા-લાઓ, ઢાલો, ઝુંબિયા, તલવાર, મ્યાન, કટારો તેમજ એક બહુજ તારિફ કરવા લાયક નકશીદાર અને ગુપ્તી બારિકી વાળો છરો વિગરે હથિયારો પણ જોવા માટે ખુલ્લા છે. શિવાય પણ આ મ્યુઝીયમમા ઘણું ઘણું જોવાનું છે. આ જગ્યાયે જે વર્ણન કરવામા આવેલું છે તે ફકત મજ-કુર મ્યુઝીયમની રચના એક વખત જોયેલી, જેથી જે કંઈ સ્મર્ણમા રહ્યું તે પ્રમાણેના સંક્ષિપ્ત બ્યાનની સુજ્ઞ વાંચનારાઓ માટે આ જગ્યાએ ટુંકી નોંધ કરવામા આવી છે.

સદરહુ લાઇબ્રેરી તેમજ મ્યુઝીયમની બ્યવસ્થાને લગતો તમામ ખર્ચ નામદાર મરહુમ મહારાજા સાહેબપોતેજ આપતા હતા તેમજ કાયમ રાજ્યની તિજોરી માંહેથીજમળે તેવો બંદોબસ્ત છે. અને સદરહુ લાઇબ્રેરીના મેમ્બરોનું લવાજમ વિગેરે પેદાશ લાઇબ્રેરીને ખાતે બેંકમા જમે થાય છે. સદરહુ લાઇબ્રેરી તેમજ મ્યુઝીયમની વિશેશ વિશેશ ઉન્નતી થવાને માટે

મરહુમ મહારાજા સાહેબે કેટલીએક બક્ષીસો આપેલી છે. જે કે યોગ્ય વખતે ખરચવાને માટે રાખવામા આવેલી છે. એવી એવી રીતે કેલવણીને લગતા અનહદ પ્રયત્નો મહારાજા સાહેબે કરેલા છે.

નામદાર મહારાજા સાહેબે સ્વરક્ષક ભૂમી ઉપરનીજ કેલવણિની ઉન્નતી ઇચ્છી છે તેમ નથી. તેમના સખાવતિ ભરેલા ઉદાર દિલની બક્ષિશ મેળવવાને માટે કેલવણિ પ્રચાર પ્રયત્ને ચાલતા પરાઇ હદ ઉપરના ખાતા માંહેનુ પણ કોઇકજ ખાતું કમનસીબ રહ્યું હશે.

તેઓ નામદારે જુદા જુદા બહારના કેલવણિ ખાતાને બક્ષિસો આપેલી છે તે માંહેની કેટલીએક નિચે પ્રમાણે છે.

રૂ. ૩૦૦૦૦ રાજકોટ રાજકુમાર કોલેજને વિદ્યાભ્યાસના સમયમા ભેટ આપ્યા.
રૂ. ૧૦૦૦૦૦ રાજકોટ રાજકુમાર કોલેજમા વિદ્યાભ્યાસં સમાપ્ત કરી કોલેજને છેલ્લી સલામ કરવા બાદ પોતાના રાજ્યની તમામ લગામ સ્વહસ્તમા લીધાની ખુશાલી બદલ રૂપૈયા એક લાખ ઇ૦ સન ૧૮૭૯ મા રાજકોટ રાજ્યકુમાર કોલેજને માટે પોતાના ઉદાર જીગરથી ઉત્સાહ પૂર્વક ભેટ દાખલ મોકલ્યા.
રૂ. ૫૦૦૦ મુંબઇ ગ્રાંન્ડ મેડીકલ કોલેજને બક્ષીસ.
રૂ. ૧૨૫૦૦૦ રાજકોટ ક્રીકિંગ રાજકુમાર કોલેજમા પડતી અડચણો દુર કરવા માટે એક મ્હોટો હાલ વધારીને બંધાવ્યો.
રૂ. ૧૨૦૦ મુંબઇની નેટિવ જનરલ પુસ્તકાલયને.
રૂ. ૩૦૦ મુંબઇની એલેકઝાંન્ડર સ્કુલને.
રૂ. ૨૦૦ મુંબઇમા ફ્રોર્ટ રિડીંગરૂમને.
રૂ. ૨૦૦ મુંબઇની સાસુન મેકેનિકલ ઇન્સ્ટીટ્યુટને.
રૂ. ૨૦૦ થિસ્ટીક નાઇટ સ્કુલને.
રૂ. ૧૦૦ સોસાયેટી સેંટવિનસેંટ ડીપાલને.
રૂ. ૧૦૦ કાંદવાળા મ્હોલા લાઇબ્રેરીને મુંબઇ.
રૂ. ૧૦૦ પુનાની ઇન્સ્ટીટયુશનને.
રૂ. ૧૦૦ ઇન્ડો બ્રિટીશ ઇન્સ્ટીટયુશનને.
રૂ. ૧૦૦ મુંબઇની આર્યજ્ઞાનવર્ધક લાઇબ્રેરીને.
રૂ. ૫૦ મુંબઇમાં હિંદુજ્ઞાનવર્ધક લાઇબ્રેરીને.
રૂ. ૧૦૦૦ મુંબઇ આર્યસમાજને.
રૂ. ૧૦૦૦૦૦ લંડનની નોર્થ બ્રુક કલબને.
૫૦ માઉન્ટ રોડ લાઇબ્રેરીને.
રૂ. ૧૦૦૦૦૦ લંડનની કેંબ્રીજ યુનીવરસીટીને.
રૂ. ૨૦૦૦૦ મુંબઇમા ગુજરાત કોલેજને.
રૂ. ૫૦૦૦ સિંધીયા કોલેજને.
રૂ. ૧૦૦૦ મહાભારતનુ ભાષાંતર કર્તાને.
રૂ. ૧૫૦ સુરત રિપન રિડીંગ રૂમને.
રૂ. ૮૦૦ પુના ન્યુ ઇંગ્લીશ સ્કુલને.

રૂ. ૧૦૦૦૦ વઢવાંણુ ગિરાસિયા સ્કુલને.

રૂ. ૩૦૦૦૦ શ્રી તખ્તસિંહજી ઠાકોરને કેળવણિ આપવા માટે મહાબળેશ્વરથી સરકારની લેખીત પરવાનગી સાથે.

રૂ. ૫૦૦૦ મુંબઇમા વિકટોરીયા જ્યુબિલી ટેક્નિકલ ઇન્સ્ટીટયુટના મકાનમા મહારાણીનું બાવલું મુકવા માટે.

રૂ. ૫૦૦૦ મુંબઇ એલફિન્સ્ટન કોલેજને. તે શિવાય બીજી કેટલીએક જગ્યાએ મરહુમના તરફથી પુના ઇનજીનિયરીંગ કોલેજ, સ્કુલ ઓફ આર્ટ્સ વિગેરેમા સ્કોલરશીપો આપવા માટે પણ કેટલીએક રકમ બક્ષી છે.

ઉપર પ્રમાણે લગભગ સાડા પાંચ લાખ કરતાં વધારે રૂપૈયાની પાદશાહી ભરેલી ગંજાવર સખાવત નામદાર મરહુમે બાહારના કેળવણિ ખાતા પાછળ પણ કરેલી છે. તેમજ તે ઉપરાંત પોતાના જન્મોત્સવ પ્રસંગે પણ કેળવણી પરત્વે સંખ્યાબંધ સખાવતો કરેલી છે અને જેનો સમાવેશ આશિર્વાદ પ્રકરણમા કરવામા આવશે. તેમજ ભાવનગર સંસ્થાનના કેળવણિ ખાતા પાછળ ચાલુ ખર્ચ તરિકે લગભગ દરેએક વર્ષે અર્ધો લાખ રૂપૈયાનો ખ્હોળો ખર્ચ કરવામાં આવે છે. આ બધું મરહુમ મહારાજા સાહેબની કેળવણિ પરત્વેની શુભાભિલાષા કેટલે દરજ્જે મજબુતી પૂર્વક સાબિત કરી આપે છે તેને માટે અમારે વિશેષ કશું પણ બોલવાની અગત્ય રહેતી નથી.

**त्रतिय प्रकरण समाप्त.**

---

# પ્રવાસ પ્રકરણ.

## મહારાજા સાહેબે કરેલા બોહોળા પ્રવાસને લગતું વર્ણન.

નામદાર મહારાજા સાહેબે ગુજરાતી અને ઇંગ્રેજી કેલવણિ મેળવી અને તે પછી અનુભાવિક કેલવણિ દેશાટન કરવાથી સંપાદન થાય છે તેમજ દેશાટન કરવાથી બીજા પણ બહુ બહુ ફાયદા થાય છે તેવું તેઓ માનવા લાગ્યા હતા.

પ્રિયત્તમ વાંચનાર ! !

દેશાટન ! આ વિષય ઉપર થયેલા વ્યાખ્યાનો તમે શ્રવણ કર્યા હશે, તેમજ તેવા ઉચ્ચ વિષય પર થયેલા પ્રબળ કલમના સુર રસમય અને છટાદાર લેખો વાંચવાને પણ બની આવ્યું હશે. અને તેવા ઉત્તમ લેખોના જુસ્સા વાંચનાર મહાશયોને આનંદ દાયક અને લાભ જનક નહીં લાગ્યા હોય તેવું તો સંભવતું નથીજ.

દેશાટન કરવાની સર્વ કોઇને સંપુર્ણ જરૂર છે તેવું તો વાંચનારાઓના ખ્યાલ માહેરીજ. પરંતુ યોગ્ય કેલવણિ લીધા વિનાનું જે દેશાટન કરવું તે તો કાંઈ કામનું નથી. તેનું નામ દેશાટન નહીં પણ ખરેખર રઝળપાટ કહિયે તો કંઇ ખોટું નથી. કેલવણિ વિનાનું દેશાટન કરવું તે તો એક આખલાના બ્રહ્મચર્ય જેવું છે. માટે કેલવણિ લેવી પરંતુ પ્રવાસ વિનાની કેલવણિ તે અધુરી કેલવણિ કહેવાય છે. માટે યોગ્ય વિદ્યાભ્યાસ કરવા બાદ અધુરી કેલવણિ પુરી કરવા નિમિતજ દેશાટન કરવાની અગત્ય છે. પરંતુ તેનો અર્થ એવો નથી કે નિશાળેથી ભણતા ઉઠી એક વખત જેમ તેમ ફરિ આવ્યા તેટલે બસ થયું. પરંતુ જીંદગી પર્યંત જેમ અને તેમ જરૂરના કામો કરી પુરસદને વખતે પ્રવાસ કરવાને આતુર રહેવું.

વળી દેશાટન કરવું તે આપણા આર્યાવર્તના અમુક ભાગમાજ મુસાફરી કરવી તેવો પણ દેશાટન શબ્દનો અર્થ નથી.

દેશાટન શબ્દ ! ! દેશ અને અટન એવા બે શબ્દ એકત્ર થઈ થયેલો છે. અને તે આપણી પુનીત સંસ્કૃત ભાષાનો શબ્દ છે. દેશ એટલે સર્વ કોઇ જાણે છે કે જેમ કેટલાએક ગામડાઓ મળીને એક પરગણું યા તાલુકો થાય છે, અને તેવા ઘણા એક પરગણા મળવાથી સંસ્થાન થાય છે. અને તેવા ઘણા એક સંસ્થાનો પ્રાંતો અને ઈલાકાઓ એકત્ર કરિયે ત્યારે દેશ એવું નામ અપાય છે.

દેશ એટલે એમ નહીં માનવું કે આપણો આર્યાવર્તજ દેશ, દુનિયા ઉપર ઘણા ઘણા દેશો પડેલા છે. અને તે અમારા વાંચનારાઓના જાણવામા પણ હશે.

હવે અટન ! અટન એટલે ફરવું. ત્યારે દેશાટન શબ્દનો યથાર્થ અર્થ એવો થાય છે કે તમામ દેશોમાં ફરવું અથવા પ્રવાસ કરવો. પછી સ્વદેશ કે વિદેશ તેનું કાંઇપણ ભિનત્વપણુ ગણવું નહીં. અને જુદા જુદા તમામ દેશોમા ફરવુ. અને મુસાફરી કરવી તેનુ નામજ દેશાટન કર્યું કહેવાય. દરેક ભુમી ઇશ્વરનીજ બનાવેલી છે. અને દુનિયાના દરેએક ભાગમા ઈશ્વર સરખીજ નજરથી જુવે છે.

માહારૂં આ લખવું માત્ર મહારાજા સાહેબને માટેજ નહીં પરંતુ વાંચનાર દરેએક-જીઓને માટે છે.

सखी भूमी गोपालकी, वामे अटक कहा;
जाके दिलमे खटक रही, सोही अटक रहा.

નામદાર મહારાજાની દેશાટનની પાછળ બહુજ ખુસ્આહાર અને ઉંચા પ્રકારની લાગણી હતી. તેઓની જીન્દગીમાં તેઓએ બ્હોળો પ્રવાસ કરેલો છે.

નામદાર મહારાજાને બચપણમાથીજ વિદ્યાભ્યાસ કરવાનો અત્યંત શોખ હતો તેજ પ્રમાણે સરસ્વતિના અંકુરોનો અંગમા પ્રવેશ થતા પ્રવાસ કરવા પાછળ તેમની લાગણિ સતેજ થતી ગઇ હતી.

તેઓ પોતાની દશ વરસની નાની વયમા રાજકોટ રાજકુમાર કોલેજનો પાયો નાખવાની ક્રિયામા ભાગ લેવાને મરહુમ માજી દિવાન ગવરીશંકરની સાથે ગયા હતા. અને ત્યાંથીજ પરબારા ભરૂચનું પ્રદર્શન જોવાને સંચર્યા હતા.

ઈ. સન ૧૮૭૩ ના વર્ષમા તેઓ નામદાર તે વખતના વોઇસરાય લોર્ડ નોર્થ બ્રુકને મળવા માટે મુંબઈ પધાર્યા હતા.

તેમજ હિંદુસ્તાનમા પ્રવાસ કરવાના ઇરાદા પૂર્વક નામદાર મહારાજા મેજર નટ સાહેબને સાથે રાખી સને ૧૮૭૫ ની શાલમા ભાવનગરથી પ્રથમ મુંબઇ નગરી તરફ સિધાવ્યા હતા.

મુંબઇથી મધ્ય હિંદુસ્થાન અને ઉત્તરમા પ્રવાસ કરવાના મનસુબાથી માર્ગ ક્રમણ કરવા માટે ગ્રેટ ઈન્ડીયન પેનીન્સ્યુલા રેલ્વે કંપનીના ભાયખાલા સ્ટેશન ઉપર ટ્રેનમાં બેસવા સિધાવ્યા હતા.

હિંદુસ્તાનમા ચાલતી સઘળી રેલ્વેમા આ રેલ્વે સહુથી પહેલી છે. અને તે સને ૧૮૪૪ ની શાલમા કેટલાએક વ્હેપારિયોની સલાહથી ચાપમન નામના એક ઇંગ્રેજ ગ્રહસ્થે એક અરજી તૈયાર કરી વિલાયતમા ઇન્ડીઆ હાઉસ નામની સભા ઉપર મોકલી. ઇન્ડીઆ હાઉસમા કેટલોએક વાદવિવાદ ચાલ્યા પછી હિંદુસ્તાનમા રેલ્વેકંપની સ્થાપવાની પરવાનગી મળી. જેથી આગગાડી ચાલુ કરનાર વ્હેપારી મંડળ સ્થાપન થઇ તેમણે લોઢાની સડકો તૈયાર કરવાનુ કામ શરૂ કર્યું.

ઈ. સન ૧૮૫૩ ના એપ્રિલ મહીનામાં મુંબઇથી થાણા સુધી આગગાડી તા૦ ૧૬ મી ના રોજ ચાલતી થઇ. તે પછી ધીમે ધીમે તૈયાર થયેલી એ રેલ્વે કંપનીની લંબાઇ ૧૨૬૮ માઇલ કરતાં વધારે છે. આ વખતે નામદાર મહારાજા સાહેબે મહારાણીના વડા શાહજાદા સાહેબ નામદાર પ્રીન્સઓફ વેલ્સની પણ મુલાકાત લીધી હતી. જે પછી નામદાર મહારાજા સાહેબ ભાયખલાસ્ટેશનેથી ટ્રેનમાં બેશી પ્રવાસે સંચર્યા.

મુંબઇથી નાશક, ત્ર્યંબક, જબલપુર, કાશી, લખનૌ, અયોધ્યાપ્રાંત, કાનપુર, કલકત્તા, આગ્રા, દિલ્હી, અલ્હાબાદ, ગ્વાલિયર, ઇંદોર, લાહોર, અમ્રિતસર, હરિદ્વાર, ભરતપુર, મસુરી, મહાબળેશ્વર અને પૂના વિગેરે ઘણા ઘણા સંસ્થાનોમા ફરિ જુદા જુદા ઇલાકાના લોકોના આચાર વિચાર જોયા, તેમની રીતભાત જાણી, તેમના જીલ્લાઓમા જાણવા લાયક શું શું છે અને તે કેવા પ્રકારનું છે તેની માહીતી મેળવી. પ્રવાસમા જાણવા જોગ મોટા મોટા ડુંગરાઓ તે મધ્યેની નાસ્તીકને પણ આસ્તીક બનાવે તેવી ગુફાઓની કૃતિયો વિગેરે વિવિધ પ્રકારની રચનાઓ નિહાળી. માહાસાગર સરખી મોહોટી નદિયો નિરખી તેમની શરૂઆત અને મળવાની

જગ્યો જાંણી. જુદા જુદા પ્રાંતોના જુદા જુદા તીર્થોની માહિતી મેળવી. જુદા જુદા દેવાલયો અને તેના શિલા લેખો વાંચ્યા ઇતિહાસ આદિ તવારિખ પણ પુષ્કળ પ્રયત્ન કરી મેળવી. વિગેરે દરેએક પ્રકારે સ્તુતિપાત્ર અને ઉત્તમ રીતની મુસાફરી કરી ઇ૦ સન ૧૮૭૬ ના માર્ચ માસમા પુનઃ સ્વભુમીમા પધાર્યા હતા.

તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ને દિવસે મહારાણી વિકટોરિયાએ કૈયસરેહિંદ નામનો ખિતાબ ધારણ કર્યો તેની ખાતર દિલ્હીમા મોહોટો દબદબા ભરેલો બાદશાહિ દરબાર ભરવામા આવ્યો હતો. તે પ્રસંગ પર નામદાર મહારાજા સર તખ્તસિંહજી રા. રા. ગવરીશંકર ઉદયશંકરને સાથે લઇ દિલ્હી ખાતે પધાર્યા હતા. આ વખતે મહારાજા સાહેબની ઉમ્મર લગભગ ૧૯ વર્ષની હતી. પરંતુ તેમની તિવ્ર બુદ્ધિ ચાપલ્યતા અને ઉદારતા વિગરેએ કરીને તેમની બહોળી કીર્તી યોગશ્દમ પ્રસરિ ગઇ હતી. અને નામદાર મહીકા માજ્જમા મહારાણી કૈયસરેહિંદ વિકટોરિયા તેમની સારે કીર્તી સાંભળી ઘણુજ સંતોષ થતા હતા આ વખતે જો કે તેઓ નામદાર મહારાજાને સ્વતંત્ર સત્તા મળી ન હતી છતાંપણ તેમના ઉત્તમ પ્રયત્નો, સર્વોત્કૃષ્ટતા, નિરાભિનપણુ વિગરે ઉંચ્ચા પ્રકારની પ્રસંશનિયરાજનિતીજાણુવામાનિપૂણુતા પણાની હકિકત જગ જાહેર થઇ ચુકી હતી. જેથી દિલ્હીના આવા દબદબા ભરેલાં બાદશાહી અને માતબર દરબારમા તેઓ નામદાર સ્વતંત્ર રાજ્યાધિકારિ થયા ન હતા છતાં પણ નામદાર મહારાણી મલ્લીકા માજ્જમા તરફથી તેમને એક સુંદર વાવટો બક્ષવામા આવ્યો હતો. તેટલુંજ નહીં પરંતુ તેઓનું સાધારણ ૧૧ તોપોનું માન હતું. તેમા વધારો કરીને ૧૫ તોપોનું માન આપવાનું જાહેર કરવામા આવ્યું હતું. વળી આ પ્રસંગે વિષેશ આનંદની વાત એ છે કે તેજ પ્રસંગે આ સંસ્થાનના મરહુમ માજી દિવાન ગવરીશંકરને તેમની કાબેલિયત પુષ્પ પણું અને ખરેખરી ચાતુર્યતાને માટે સી. એસ. આઇનો માનવંતો ખિતાબ ઇનાયત કરવામા આવ્યો હતો.

મહુરમ મહારાજાની બચ પણની એટલે બાલ્યાવસ્થાની ઉત્તમ કારકીર્દીને માટે તેમજ દિવાન ગવરીશંકરના ડાહાપણ ભરેલા કર્તવ્યો તેમજ પ્રસંશનિય પ્રકારે કરેલી દિવાનગીરીને માટે આ પ્રસંગે બનેલા માન અકરામના નવાઇ ભરેલા બનાવો તેઓ નામદાર મહારાજાની અને ગવરીશંકરની ઉત્તમત્તાના નમુના તરિકે અથવા તો એક ચોક્કસ પ્રકારના સાક્ષી તુલ્ય છે.

નામદાર મહારાજાની ઉત્તમ કીર્તીની ગર્જનાની છોળોનો સમાવેશ કરવાને અમોએ એક કિર્તી પ્રકરણ જુદુંજ પાડવાને પ્રયત્ન કિધેલો છે.

તા. ૧ જાનેવારી સન ૧૮૭૮ ના રોજ નામદાર મહારાજાએ જુનાગઢની મુસાફરી કરી હતી. જ્યાં આગળ પણ તેમનો ઘણોજ ઉત્તમ રીતે સત્કાર કરવામા આવ્યો હતો. તેમને ઇસ્તેક બાલ લેવાને માટે કુમારશ્રી બહાદુરખાનજી, મુખ્ય દિવાન ગોકળજી ઝાલા વિગરે સામે આવેલા હતા. તેમજ નવાબ સાહેબે પણ મુલાકાત લેતાં ઘણોજ આનંદ બતલાવ્યો હતો.

નામદાર મહારાજા સાહેબે સ્વતંત્ર રાજ્યની લગામ ધારણ કરવા પછી પણ તેઓ નામદારનું મુંબઈ મહાબળેશ્વર પૂના સુરત અમદાવાદ રાજકોટ વિગરે સ્થાનોમા કાયમ ગમન આગમન થયાજ કરતું હતું.

પ્રવાસ કરવા તરફ તેમને બહુજ પ્રીતી હતી. તેમજ જ્યારે જ્યારે તેઓ બહાર પ્રવાસે નિસરતા ત્યારે ત્યારે તેઓ નામદાર પાછળ પોતાની પ્રજાને કોઇપણ પ્રકારે દુઃખ નપેદા થાય તેની ખાતર ઘણોજ ચોક્કસ પ્રકારનો બંદોબસ્ત નક્કી કરીને જતા હતા. આપણુએકઉત્તમ રાજ્ય કર્તાની ઉત્તમ પ્રકારની ખુબી છે.

આર્યાવર્ત દેશમા ચોબાજુ તેમણે બોહોળો પ્રવાસ કરવા પછી ઇ૦ સન ૧૮૯૩ ના એપ્રિલ માસની તા. ૮ મીના રોજ હિંદુસ્તાનનો કિનારો છોડી ઇગ્લંડ આદિ દેશમા પ્રવાસ કરવાને પોતાના બાહોશ તબિબ સલાહકાર ડાક્ટર બરજોરજી બહેરામજી અને તે શિવાય બિજા કેટલાએક રિસાલા સાથે મુંબઇ બંદરના કિનારાપરથી સ્ટીમરમા સજ થઇ માર્ગમાં કેટલાંએક સ્થાંનો જોતા જોતાં વિલાયત ગયા. જેમણે વિલાયત જઈ મહારાણીના કુટુંબની તેમજ હિંદુસ્તાનંપર થઇ ગયેલા જુદા જુદા સમયના ગવર્નર વાઇસરાય વિગેરે અધિકારીયોની તેમજ બિજા પણ પ્રસિદ્ધ ગ્રહસ્થોની મુલાકાત લીધી. કેટલાએક વરાળ યંત્રથી ચાલતાં કારખાનાંઓ તેમજ બહુજ ઉત્તમ પ્રકારના ભવ્ય મકાંનો વિગરે જોયું. કેટલોએક જોઇતો અનુભવ મેળવ્યો.

ઇંગ્લડના જુદા જુદા પ્રદેશો માંહેથી તેમને બહુજ ઉમદા પ્રકારનુ માન મળ્યું. કેંબ્રીજ યુનિવરસિટી તરફથી પણ ઘણોજ માનવંતો એલ-એલ-ડી નો ખિતાબ મળ્યો.

એ પછી નામદાર મહારાજા કેટલીએક મુદતે એટલે એજ વર્ષના અકટોબર માસમા પુનઃ સ્વભુમીમા પધાર્યા હતા. ઇગ્લંડમા મહારાણીએ પણ તેઓ નામદારની મુલાકાત લેતા ઘણોજ આનંદ બતલાવ્યો હતો.

આવાં લાંબી મુદતના પ્રવાસને માટે પોતાની ગેરહાજરીમા પોતાની વ્હાલી પ્રજાને કશિપણ અડચણ ન થાય તેની ખાતર પોતાની વતી રાજ્યકારોબાર ચલાવનારી એક કમિટી નિમી હતી. જે કમિટીમાં રા. રાં. મહેરબાંન દિવાન સાહેબ અને વડા સભાસદ આજમ વિઠ્ઠલદાસ શામળદાસ તેમજ જાહેર બાંધકામ ખાતાના સભાસદ મહેરબાંન આર-પ્રોક્ટર સિમ્સ સાહેબ અને ડોસાભાઇ ફરામજી કરાકા સી-એસ-આઇને નિમવામા આવ્યા હતા.

સદરહુ પ્રકારે કારોબાર મંડળ નિમી પ્રજાને પુરતો દિલાસો આપી પોતે આ લાંબી મુદતના પ્રવાસે સ્રષ્ટીનું સૌદર્ય નિરખવાને ભારતેશ્વરી મહારાણીને વસવાના ઇંગ્લંડ દેશમાં ગમન કર્યું હતું. ઇંગ્લંડનો પ્રવાસ કરી પુનઃ સ્વભુમીમા આવ્યા બાદ પણ પાછા કલકત્તા વિગેરે સ્થળોમા તેજ વર્ષમા પ્રવાસે નિકળ્યા હતા.

ઉપર પ્રમાણે બોહોળો પ્રવાસ કરવા ઉપરાંત પોતાની દરેક પ્રજા અને પોતાનો તમામ મુલક-આબાદ છે કે કેમ ? તે તપાસ કરવાને નામદાર મહારાજાને બેહદ જીજ્ઞાસા હતી. જેથી ઇ૦ સન ૧૮૯૪ ની સાલમા એક મોહોટા દબદબા ભરેલા રિસાલા સહિત દિવાંન વિઠ્ઠલદાસ રેવિન્યુ કમિશનર લલુભાઈ શામળદાસ તે વખતના પોતાના તબિબ સલાહકાર ડાક્ટર ખરસેદજી બહેરાંમજી પોતાના ખાનગી કારભારી સાકરલાલ સવાઇલાલ વિગેરે કેટલુંએક હજુરિયાત અને બિજા અધિકારી વર્ગ સાથે નામદાર મહારાજા માહાલોમા ફરવા નિસર્યા હતા. ભાવનગરથી સિહોર ઉમરાળા-બોટાદ-ગઢડા-લીલીયા-કુંડલા-મહુવા-તળાજા વિગેરે સ્થાનોમા ફરિ લગભગ એક મહિને પુનઃ પોતાના પાયતખ્ત શહેર ભાવનગરમા પધાર્યા હતા.

ઇ૦ સન ૧૮૯૬ ના જાનેવારી માસમા તેઓએ વળી ફરિ વખત મ્હાલોમા ફરવા જવાને વિચાર્યું હતું પરંતુ લખતાં અત્યંત દિલગીરી અને ભારે ખેદ પેદા થાય છે કે અમારા નામદાર મહારાજા સાહેબે ભર યુવાવસ્થામા ઓગણચાળીશ વર્ષની ટુંક જીન્દગી ભોગવી કાળચક્રની ગતીને આધિન થવું થયાથી સ્વર્ગવાસ કિધો છે.

**इति चतुर्थ प्रकरण समाप्त.**

———:o:———

# राज्य प्रक ण.

## "મરહુમ મહારાજા સાહેબનો રાજ્ય કારોબાર."

મરહુમ મહારાજાના પિતા જસવતસિંહજી સ્વર્ગવાસી થવાથી નામદાર મહારાજા સર તખ્તસિંહજી તા. ૨૩ મી એપ્રિલ સન ૧૮૭૦ ને શનીવારના રોજ હિંદુ ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે તખ્તનશીન થયા હતા. જે ક્રિયા તે વખતના કાઠિયાવાડના મહેરબાન પોલીટીકલ એજંટ કર્નલ અન્ડર સન સાહેબના હસ્તકથી કરવામા આવી હતી. જે વખતે સદરહુ ક્રિયામા ભાગ લેવાને પૂર્વ પ્રાંતના મહેરબાન આસીસ્ટન પોલીટીકલ એજંટ કેપ્ટન રસલ સાહેબ પણ પધાર્યા હતા.

નામદાર મહારાજા સાહેબની તે વખતે બાલ્યાવસ્થા હોવાના સબબે લાયક ઉમ્મર થતા સુધી સંસ્થાનનો રાજ્ય કારોબાર તેમના નામે ચલાવવાનો જોઇન્ટ એડ મિનિસ્ટ્રેટર સાહેબોથી ચલાવવાનો તા. ૨૯ જુન ૧૮૭૭ ના રોજ મુંબઇ ગવર્નર સરકારની ઇન્કૌન્સીલના સાહેબોએ ઠરાવ કરી તે હોદ્દા ઉપર ભાવનગર સંસ્થાનના જગતપ્રસિદ્ધ દિવાન ગવરીશંકર ઉદયશંકર ઓઝા તેમજ ઇ. એચ. પરસીવલ સાહેબને નિમવામા આવ્યા હતા.

ઇ. સન ૧૮૭૭ અને ૨૫ મી જાનેવારીના રોજ મહેરબાન ઇ. એચ. પરસીવલ સાહેબની સોલાપુર ખાતે બદલી થવાથી તેમની જગ્યાએ પ્રથમ કેપ્ટન જોન ડબલ્યુ વોટસન સાહેબની અને તે પછી કર્નલ પાર સાહેબની નિમનોક થઇ હતી.

સદરહુ વર્ષમા એટલે ઇ. સન ૧૮૭૭ ના માર્ચ માસમા મહેરબાન ગવરીશંકર ઉદયશંકરને તેમની અસલ દિવાનગીરીની જગ્યાયે નિમી નામદાર મહારાજા સાહેબને કેપ્ટન જોન ડબલ્યુ વોટસન સાહેબની સાથે જોઇન્ટ એડ મિનિટ્રેટર તરિકે નિમવામા આવ્યા હતા.

નામદાર મહારાજા સાહેબ પોતાની સગિર વયમાંથીજ જે વખતમા પોતે જોઇન્ટ તરિકેની સત્તાપણ ધરાવતા ન હતા તે વખતે પણ પોતાના કાબેલ અને પુખ્ત દિવાન ગવરીશંકરની મારફત રાજ્ય કારોબાર તરફ સારૂ લક્ષ આપતા હતા. તેમજ જ્યારથી તેઓ જોઇન્ટ એડ મિનિસ્ટ્રેટર તરિકે નિયત થયા ત્યારથીતો અદભુત કાલજી અને બેહદ લક્ષ આપતા જણાયા છે.

જોઇન્ટ એડમિનિસ્ટ્રેટર તરિકે કેટલોએક વખત કામ કરવા બાદ નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીને સન ૧૮૭૮ ના એપ્રિલ માસમા રાજ્યની તમામ સ્વતંત્ર સત્તા આપવાનો ઠરાવ બ્રિટીશ સરકાર તરફથી કરવામા આવ્યો હતો.

ઉપરના ઠરાવને અનુસરીને તા૦ ૬ ઠી એપ્રિલ સન ૧૮૭૮ ના રોજ નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીને સ્વતંત્ર સત્તા સોંપવાની માંગલીક ક્રિયા પોલીટીકલ એજંટ મી. પીલ સાહેબે બહુજ ઉમદા પ્રકારની ધામધુમથી ઉત્સાહ પૂર્વક કરી હતી.

સંસ્થાન ભાવનગરના નામદાર મહારાજા સાહેબ રાઓળ શ્રી તખ્તસિંહજીની પાકિ ઉમ્મર તા. ૫ એપ્રીલના રોજ થતાં તા૦ ૬ ઠીને દિવસે તેઓ નામદારે સંસ્થાનનુ કામ અને સઘળો રાજ્યકારોબાર સ્વતંત્રપણે કરવાને શરૂ કર્યું. તે બાબતની ક્રિયા તા૦ ૬ ઠી એપ્રિલના રોજ મોહોટો દબદબા ભરેલો માતબર દરબાર ભરી નીચે મુજબ કરવામાં આવી હતી.

આ પ્રસંગે ભરેલા દરબારમા કાઠિયાવાડના જુદા જુદા રાજવંશીઓ તેમજ જુદા જુ-

દા સ્ટેટોના પ્રતિનિધીઓ અને બીજા બહુ બહુ સદગૃહસ્થો દેશી વ્હેપારી મંડળ અમીર ઉમરાવો વિગેરે આગળથી આવી પોત પોતાની નિમેલી જગ્યાએ બિરાજમાન થયા હતા.

તે વખતના દિવાન રા. રા. મહેરબાંન ગવરીશંકર ઉદયશંકર સી-એસ-આઇ મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબને લેવા ગયા હતા તેમની સાથે તેઓ નામદાર બરાબર સવારના સાત કલાકે દરબારમા પધાર્યા હતા. તે વખતે તોપના ૧૧ બહાર કરી તેઓ નામદારને માન આપવામાં આવ્યું હતુ.

નામદાર પોલીટીકલ એજંટ મહેરબાન પીલ સાહેબની સાથે રાજ્યસ્થાનિક સભાના પ્રેસીડેન્ટ મહેરબાન મેજર વાટસંન સાહેબ, જોઇન્ટ એડમિનિસ્ટ્રેટર મહેરબાન કરનલ પાર સાહેબ, ગોહેલવાડ પ્રાંતના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ મહેરબાંન કરનલ પરસીફીટઝીરાલ્ડ સાહેબ, સ્ટેટ ઇન્જીનિયર મી૦ આર-પ્રોકટર સીમ્સ સાહેબ, સરવે ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટ મી૦ ફરનાન્ડીસ સાહેબ વિગેરે આવેલા હતા.

દરબાર ભરવાના દરવાજા સુધી મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબને લેવા નામદાર માહારાજા સાહેબ પોતે પધાર્યા હતા. જ્યાં આગળ તેમનુ મળવું થયું.

જે પછી નામદાર મહારાજા સાહેબની જમણી બાજુએ મહેરબાન પોલીટીકલ એજંટ કરનલ પીલ સાહેબ અને ડાબિ બાજુએ કરનલ પાર સાહેબ એ પ્રમાણે બન્ને સાહેબો રહિને દરબારમાં ઉંચી બેઠક ગોઠવી જ્યાં આગળ રાજ્યાસંન મુકવામા આવ્યું હતું. તેના ઉપર નામદાર મહારાજા સાહેબને બેસાર્યા.

મહારાજા સાહેબની જમણી બાજુએ એક ખુરશી ગોઠવી મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ બિરાજ્યા. આ વખતે ૧૫ તોપનું માન આપવા સાથે બેન્ડવાજું પણ બહુજ ઉમંગથી વગાડવામા આવ્યું વતું. તોપોના બહાર થઇ રહ્યા પછી મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબે એક અસર કારક છટાદાર અને ઉત્તમ પ્રકારનું ભાષણ આપ્યું હતું જે કે આ જગ્યાએ અમે દાખલ કરિયે છઇયે.

## "મહારાજા રાઓળશ્રી તખ્તસિંહજી

આપની બચગી અને વિદ્યાભ્યાસના સમયનો સૂર્ય ગઇ કાલે અસ્ત પામ્યો, અને આજે જે સૂર્ય ઉગ્યો છે, તે તમોને તમારા વડવાઓના રાજ્યાસન પર જુવે છે. જેના માનપાન અને ફિકર તથા જુમેદારી તમો જીન્દગી પ્હોંચે ત્યાં સુધી ભોગવો. તમારા શહેરમા આજે મોહોટી ખુશાલી પ્રસરી રહી છે. તેમા ભાગ લેવાને હું પણ ખુશી થઇશ. પરંતુ મે જે તમોને આ દિવાનખાનામા તમારા પિતાના ઘુંટણ આગળ રમતા જોયા છે તેટલા માટે મારે તમને કેટલાએક ગંભિર વિચારો જણાવવા જોઇયે. તમે બચગીમાંથી મોહોટા થઇને માણસ થયા, મેં તમને કોલેજમા માન સાથે ભણતા જોયા છે. હું જાણું છું કે તમે મેશર્સ પરસિવલ, વાટસન, પાર, નટ અને મેકનોટનના નામને પ્યારથી યાદ કરતા હશો. જેની શિખામણથી તમારા ઉદાર અને ચમકાર ભરેલા મન ઉપર કેટલીએક સારી અસર થઈ હશે. પણ આપણે ભાવનગરના રાજ્યની શરૂઆતની તવારિખ વિષે કેટલુંએક બોલીએ. આ રાજ્ય પહેલું ઘણુંજ નાહાનુ હતું. તે વારે તમારા વડવાઓ સિહોરથી આવીને રહ્યા હતા. તેને આજે કેટલાએક વર્ષ થયા. જ્યારે ભાવનગર કાઠિયાવાડમા પહેલા નંબરનું રાજ્ય થયું તેનો વિચાર કરો. બ્રિટીશ સરકારને તમારા તરફથી મરાઠાઓ જોડે ઘણાક બંદોબસ્ત કરવા પડ્યા. જે કે હજુ પણ ચાલે છે. તમે તમારા રાજ્યની આબાદાની તરફ હમેશાં લક્ષ રાખશો. એ રાજ્યપર

તમારો સ્વતંત્ર અખત્યાર છે. એમા તમારે માથે કોઇ છે નહીં. માટે ખુબ સંભાળીને કામ લેજો; કેમકે તમને ઘણા એક ઠગી જનારાઓ પણ મળશે. તેઓ તમોને કંઈ કંઈ વાતો સમજાવશે, અને તમારા વખાણ કરીને પોતાનું કામ કહાડશે. તો જો કે તેવાનો તમે ભરોસો નહી કરશો. તમારે કામ કાજમા સઘળી વખતે દયાનો ગુણ વાપરવો જોઇયે. એ ગુણ રાજાના મનમા પોતાનું તખ્ત કરીને બેસે છે. તેઓ ઓસની મિશાલે આકાશેથી ઉતરી આવે છે. પણ કોઈ જ્યારે તમને દયા બતાવાનું કહીને ઇન્સાફથી દુર જવાનું કહે ત્યારે તમારે સમજવું કે તે માણસને પોતાનું કંઇ કામ કહાડવાનું છે. તમારે સઘળા કામોમા આગેવાની લેવાની છે. પણ તમે તમારા અંતઃકરણને દોરવવા દેજો, તમે કોઇનુ સાંભળશો નહીં. તમને વ્યાજબી સ-લાહનો ખપતો પડશેજ; કેમકે હજુ તમે ઉઘરા છો. તમે જીંન્દગીની નિશાળમા હંજી હાલ પેઠા છો. તમને કોઇ તમારા પારકા સંબંધમા છુટ ન હોવાનુ સમજાવીને અસંતોષ કરવા માગેતો તેને સાંભળશો નહીં; કેમકે પારકો સ્વતંત્ર સંબંધ હોવાથી સુખ થતું નથી. જેના હાથમા હાલ એ અખત્યાર છે. તેની કેવી દશા છે, તેપર જાુવો. યુરોપમા ૧૮૫૪ ના વર્ષથી લડાઈપર લડાઇ ચાલી આવે છે. તેથી તમે ખાલી છો. એ સુલેહનુજ સારૂં પરિણામ છે. તમે તમારા રાજ્યની વહેપારમા ચઢતી કરવાને ખંતિલા રહેશો તો તેથી તમે જે શહેરના સ્થાપ-નાર. ભાવસિંહજીએ તેને માટે ધાર્યું છે તે બર લાવશો. તમે માર્કસ ઓરિલિયસ કે અકબરતો થવાના નથી, પણ તમે તેના જેવા કામો કરવાને લાલચ રાખશોતો વ્યાજબી ગણાશે. તમે જે કરશો તેને માટે ઇંગ્લંડની મહારાણીને અને તમારા અંતઃકરણમા પરમેશ્વરના જવાબદાર છો.

ઉપરના ભાષણનો પ્રત્યુત્તર વાળતાં નામદાર મહારાજા સાહેબે નિચે પ્રમાણે ભાષ-ણ કર્યું હતું.

"મારે ઇંગ્રેજ સરકાર, જેમણે મારા શોક કરવા લાયક માનવંતા મરહુમ પિતાની ગાદીનો વહીવટ મારી બચગીમા આવી સરસ રીતે ચલાવ્યો, અને હાલમા મને ગાદિપર બે-સાડયો છે, તેનો અંતઃકરણથી આભાર માનવાનો છે. હું મારા આગળ થઇ ગયેલાઓની પંક્તી પ્રમાણે ચાલીશ, અને સરકાર સાથે વફાદારીથી વર્તીશ, અને આ પ્રસંગે ગાદિયે બેસાડવાની જે ક્રિયા થાય છે. તે મી. પીલનેજ હાથે થાય છે. તેથી મને ખુશી પેદા થાય છે. કેમકે એ કાઠિયાવાડનો ખેરખાહ, અને મારો તથા માહારા રાજ્યનો ચાહ્યો આવેલો અસલથી વ્યાજ-બીનો ચાહનાર છે. હું મેશર્સ પરસિવલ, વોટસન અને પાર દરેક જણનો આભારીછું. કે તે-મણે માહારા રાજ્યનો જોડેલો વહીવટ આવી સરસ રીતે પ્રમાણીક પણાથી અને સંતોષ ઉપજે તેમ ચલાવ્યો. હું આ રાજ્ય કાર્યભારમા તેઓને દોરવનાર તરિકે ગણીશ, અને મને કાંઇ જરૂર જેવું માલમ પડશે ત્યારે હું પોલીટીકલ એજંટની ખુશીની સાથે. સલાહ પૂછીશ. હું જે તમો સઘળા આજે તસ્દી લઇને અહિંયા એકઠા થયાછો તેને માટે આભાર માનુછું, અને મને એવી આશા છે કે મારા કાર્યભારી મી. ગવરીશંકર મને તેવો આ રાજ્યના લાભની ખાતર અત્યાર સુધી જેવી રીતે રંજ ખેંચતા આવ્યા છે. તથા મદદ કરતા આવ્યા છે, તેવોજ રંજ ખેંચવામા તથા મદદ કરવામા તૈયાર રહેશે.

ઉપર પ્રમાણે ભાષણો થઇ રહેવા બાદ સર્વે કોઇના તરફથી નામદાર મહારાજા સાહેબને મુબારકબાદી મળી હતી. જે પછી યુરોપિયન મંડળ વિદાય થયું હતું.

આજે ભાવનગર શહેરની પ્રજામા પણ ચોબાજુ આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો. ઘેર ઘેર તોરણાદિયે માંગલીક પ્રસંગને દેદિપ્યમાન કિધો હતો. આ મિલાવડામા શહેરના સંખ્યા-

બંધ હિંદુ તેમજ મોહોમેદન ગ્રહસ્થોયે પણ ભાગ લીધો હતો. પ્રજા વર્ગ તરફથી તેમના પ્રતિનિધી દ્વારા હિંદુ અને મોહોમેદનો તરફથી માન પત્રો આપવામા આવ્યા હતા તેમજ કાવ્ય રચનાના કુશળ કવિયોયે પણ આ પ્રસંગે પોતાનો હુલ્લાસ જાહેર કર્યો હતો.

એ સઘળું થઇ રહેવા બાદ આ માતબર મીલાવડો વિસરજંન કરવામા આવ્યો હતો. આ વખતે રાજ્યની તિજોરીમા ૫૧૮૬૪૨૨) રૂપૈયા રોકડા મહારાજા સાહેબને સોંપવામાં આવ્યા હતા.

## મરહુમ મહારાજાના સમયમા સુધરેલું રાજ્ય, "બંધારણ."

## ન્યાયखातुं.

રાજ્યનો ખરેખરો આધાર ન્યાય ઉપર છે. જેમકે પૃથ્વીનું ભુષણ રાજા છે તેવીજ રીતે રાજાનુ ભુષણ તેમનો નિર્મળ અને ઉત્તમ પ્રકારનો ન્યાય છે. રૈયતની સુખમય સ્થીતિનું સાધંન અને દરેએક જાતની આબાદી સર્વેનો ચોખ્ખો ઇન્સાફ મળવા ઉપર આધાર રહેછે.

ભાવનગર સંસ્થાનમા ન્યાય ખાતાનું ધોરણ મહારાજા જસવતસિંહજીના વખતથીજ ધારાઓના નિયમ પ્રમાણે ચલાવવામા આવતું હતું જો કે તે-તે વખતને માટે કદાપિ યથાસ્થિત ગણાય તો પણ હાલના સુધરેલા જમાનાને માટે તો સંપુર્ણ સંતોષ ઉત્પન્ન કરવાને બસ કહેવાનું બની ન શકે.

નામદાર મહારાજા સર તખ્તસિંહજીના વખતમા ન્યાય ખાતામા જે કંઇ જબરજસ્થ સુધારો કરવામા આવેલો છે તે ખરેખર ભાવનગર સંસ્થાનની પ્રજાને બહુજ આનંદ સાથે મગરૂર થવાનુંછેકે ભાવનગર સંસ્થાનનું ન્યાય ખાતું ઇંગ્રેજ સરકારના ન્યાયખાતાની સાથે હરિફાઇ કરી શકે તેવું ઉત્તમ અને મજબુત છે. અને જે કે આખા હિંદુસ્તાનના દરેક નાના મોટા તમામ સંસ્થાનોમા સર્વોત્કૃષ્ટ ગણિયે તો વગર અંદશે ગણિ શકાય તેવું છે. જેમ કહેવત છે કે રામ રાજ્યમા બકરા અને સિંહ એક ઓવારે પાણી પીતા હતા. પરંતુ તે વાતતો માત્ર કલ્પીત છે. અને કદાચ ખરિ હોય તો પણ નજરે નહીં દીઠેલી તેવીછે. પરંતુ નામદાર મહારાજા તખ્તસિંહજીના ધર્માસન પાસે બકરી જેવા ગરીબ અને સિંહ સરખા માતબર સરખો લાભ એક સરખી રીતે પામી શકયા છે. અને જે કે સર્વ કોઇના જાણવામા તેવા ઘણા દાખલા બની આવેલા છે.

નામદાર મહારાજાએ ઇન્સાફને ખરેખરો રાજ્યનો ચોક્કસ સ્થંભ ગણેલો છે. અને તેમણે ન્યાય ખાતું સુધારવા પાછળ બેહદ મમતા અને અદભૂત કાળજી બતલાવેલી તેમજ તેઓને ઇશ્વરે ફ્તેહ પણ પમાડ્યા છે. જેનું કે અનુકરણ કરવાને બિજાઓને જરૂર જણાઇ છે.

નામદાર મહારાજાએ જુદે જુદે પ્રસંગે પ્રજાપયોગી કાયદાઓ રચાવ્યા છે અને જે પોતે બહુજ બારિકીથી તપાસ્યા છે. તેમજ પ્રજાને માટે સાનુકળ હોય તેટલાજ મંજુર કરી પ્રજાની જાણ માટે છપાવી પ્રકટ કરી જાહેરમા મુકયા છે.

અને તેમા પણ વખ્તોવખ્ત ઘટતો ફેર ફાર સુચવ્યો છે. અને જે કંઇ મંજુર કરેલા ધારામા પાછળથી સમયાનુસાર તેઓ નામદારને ફેરફાર કરવાનું જે કંઇ જણાતું હતું તે પ્રમાણે ફેરફાર કરી કરેલો ફેરફાર પ્રજાની જાણ માટે છપાવી જાહેર રીતે પ્રસિદ્ધિમા મુકતા હતા.

મ્હાલોમા પણ દિવાની અને ફોજદારી બન્ને પ્રકારના કેશો ચલાવવા અમુક હદ બાંધી વિદ્વાન માણસોને ન્યાયાધિશ નિમી ન્યાયની કોર્ટો સ્થાપી. ગામડાના માણસોને પણ ન્યાયની ખાતર ભાવનગર સુધીનો રઝળ પાટો બંધ કર્યો છે. મ્હાલોમા જ્યાં જ્યાં એકેક કરતાં વધારે ન્યાયાધિશોની જરૂર જણાઇ ત્યાં ત્યાં મદદગાર ન્યાયાધિશો પણ નિમવામા આવ્યા છે. અને ખુદ ભાવનગરમા પણ દિવાની ફોજદારી બન્ને કામો ચલાવવાને જુદા જુદા ચાર ન્યાયાધિશો નિમ્યા છે.

મ્હાલોના ન્યાયાધિશો તેમજ ખુદ ભાવનગરની અસલ કોર્ટોના ફેસલાથી લોકોનું મન અસંતુષ્ટ થયું હોય તેઓના કેશો ફરી તપાસમા લેવાને માટે બે આસિસ્ટન્ટ સર ન્યાયાધિશો અને તેમણે કરેલા ફેંસલાઓ માટે વડા ન્યાયાધિશની કોર્ટ પણ સ્થાપવામા આવી છે. તેટલુંજ નહીં પરંતુ તેના ઉપર પણ લોકોને અપીલ કરવાનું બની આવે તેને માટે પોતાની સંમતી પૂર્વક આખરના ફેંસલા થવા સારૂ એક હજુર કોર્ટ સ્થાપી લોકોને પારાવાર સંતોષ પમાડ્યો છે.

ખુદ ભાવનગર અને મ્હાલોની અસલ કોર્ટોનું કામ ચલાવનાર ન્યાયાધિશોના બે વર્ગ પાડવામા આવ્યા છે. તેમા પહેલા વર્ગના ન્યાયાધિશોને બે વર્ષ સુધીની સજા કરવાને અને ૫૦૦૦ રૂપૈયા સુધીના દાવા સાંભળવાને અખત્યાર છે. બીજા વર્ગના ન્યાયાધિશોને છ માસ સુધીની સજા કરવાને અને ૨૦૦૦ રૂપૈયા સુધીના દાવા સાંભળવાને અખત્યાર આપવામા આવેલો છે. આવી અસલ કોર્ટોમા કેટલાએક જુના અનુભવી અને કેટલાએકને નામદાર મહારાજા સાહેબે પોતાના સખાવતી ભરેલા અને ઉદાર દિલથી માતબર પગાર ખર્ચી મુંબઈ યુનીવર સીટી માંહેથી બી. એ. એલ. એલ. બી. ની ઉંચી ડીગ્રી મેળવેલા વિદ્વાન સ્વતંત્ર અને પ્રમાણિક પુરૂષોને ન્યાયની લગામ કેટલાએક સોગંદ પૂર્વક પ્રમાણિક પણાથી અને નેક નિષ્ઠાની કામ કરવાને આપેલી છે.

આસીસ્ટન્ટ સર ન્યાયાધિશો પણ બહુજ કાબેલ જુના વખતના અનુભવી અને બહુ બાહોશ પુરૂષોને નિમ્યા છે. તેમજ વડા ન્યાયાધિશો અનુક્રમે એવા એવા બાહાદુર નરોને નિમવામા આવેલા કે જેમની સંપુર્ણ ખ્યાતિ થયા વિના રહિજ નથી. પ્રથમ વડા ન્યાયાધિશનુ કામ કરનાર **જયંતિલાલ વેણીલાલની** વાખવાખી અને ભારે પ્રસંશા સાંભળી કોઇપણ ખુશી થયા વિના રહે નહીં તેવી છે. અને તે પછી થયેલા **વિદ્યારામ મોતીરામ** સુરતવાળાના કામથી પણ મહારાજા સાહેબને અને પ્રજાને ઘણોજ ઉત્તમ પ્રકારનો સંતોષ પ્રાપ્ત થયો હતો.

વિદ્યારામના પેનશન ઉપર રિટાયર થવા બાદ રા. બા. **ઘેલાભાઈ જગજીવનદાસ** સુરત નિવાસી દશા મોઢ વણિક ગ્રહસ્થને શરૂઆતમા સાડા છસેં રૂપૈયાના મોહોટા પગારથી તે હોદ્દા ઉપર નિમવામા આવતા તેમના કામથી સંતોષ પામી મહારાજા તરફથી હાલ તેમને દર માસે લગભગ નવસેં રૂપૈયા આપવામા આવે છે.

મી. ઘેલાભાઇના તરફ લોકોનુ વાસ્તવિક વલણ એટલું બંધુ ઉંચા પ્રકારનુ તેમની સ્વતંત્રતાને માટે તેમના પ્રમાણિક અને નિસ્પૃહિ તેમજ યોગ્ય દયાને માટે બંધાઈ ચુકયું છે કે જેથી ઘેલાભાઇના લાગતા વળગતાઓને એક ઉત્તમ પ્રકારની મગરૂરી કરવા જેવું છે.

તેમજ હજુર કોર્ટમા જ્યાં આગળ નામદાર મહારાજા સાહેબની સંમતીથી ફેંસલા કરવામા આવે છે અને જે આખરના ફેંસલા ગણાય છે, ત્યાં આગળ બહુજ બાહોશ ધારાના હિમાયતી એમ-એ-બારિસ્ટર એટ-લો મી. જે-જે-ગજંદરને નિમી ન્યાયખાતું એવું નિર્મળ અને પ્રસંશનિય બનાવ્યું છે કે જેથી પ્રજાને મળતો ન્યાય અને સંતોષનુ વર્ણન કરતાં જેનો પાર

આવી ન શકે. નામદાર મરહુમ મહારાજાએ ખુન વિગેરે ફોજદારી ગુન્હાના મોટા કેશોને લગતી તંપાસ આસેસરોની સન્મુખ ચલાવવાનો હુકમ કરી પ્રજા વર્ગને જુરીનો હક પણ બક્ષ્યો છે.

આવા ઉત્તમ પ્રકારના અધિકારિયોના હસ્તકમા આવી ઉત્તમ રચના યુક્ત ન્યાયખાતુ સોંપી જેમ બહુજ મોહોટા ખર્ચે તેની ઉત્તમતાનો નમુનો કરવામા મહારાજા સાહેબ ફતેહ પામ્યા છે, તેવીજ રીતે તેવી કોર્ટોમા મુખત્યાર પણે લોકોના હિતની ખાતર વકિલ તરીકે કામ કરનાર પણ લાયકાતવાળા પુરૂષોની જરૂર ધારિ જુદે જુદે વખતે કેટલીએક પરિક્ષાઓ લઇ તેમા પાસ થયેલાઓને વકિલ તરીકે કામ કરવાની પરવાનગી આપવામા આવી છે. આવી પરિક્ષા પ્રથમ સંવત ૧૯૩૫ ની શાલમા કરવામા આવી હતી અને તેમા દસ ઉમેદવારો ફતેહમંદ ઉતર્યા હતા જેમના નામ ભાવનગર દરબારી સંવત ૧૯૩૫ ના માઘમાસના ગેઝીટમા પ્રસિદ્ધ કરી તેમને વકિલાત કરવાની સત્તા આપવામા આવી હતી. એજ પ્રમાણે ત્યાર બાદ સંવત ૧૯૪૧ ની સાલમા પણ પરિક્ષા કરવામાં આવી હતી. અને છેવટ પરિક્ષા સંવત ૧૯૫૦ ના વર્ષમા થઇ હતી. જેને માટે ઉમેદવારોને તૈયાર થવાને માટે કેટલાએક મહિના અગાઉથી જાહેરનામું પ્રગટ કરી લોકોને જણાવવામા આવ્યું હતું.

સદરહુ પરિક્ષા સંવત ૧૯૫૦ ના પોષ વદી ૧ સોમવારને દીવસે ઇ૦ સન ૧૮૯૪ ના વર્ષમા લેવામા આવી હતી. જેમા દાખલ થવાને બધા મળી ત્યાશી ઉમેદવારોએ પોતાના ફાર્મો ભર્યા હતા.

મજકુર પરિક્ષામા હીંદુ અને મોહોમેડન કાયદા, દીવાની કામ ચલાવવાની રીતનો ધારો, અને દાવાને લગતી મુદત સંબંધી કાયદા, કરાર આકટ અને ટોર્ટ શાસ્ત્ર, સ્પેશીફીક રીલીફઆકટ તેમજ મીલકતને લગતી વેચ સાટ અને ટ્રસ્ટને લગતા કાયદા અને પુરાવઆકટ તેમજ આ રાજ્યમા દસ્તાવેજો નોંધવા સંબંધના તેમજ સ્ટાંમ્પને લગતા કાયદા અને ભાવનગરના ફોજદારી તેમજ પોલીસના ધારા અને ફોજદારી કામ ચલાવવાની રીતનો ધારો વિગેરે પ્રકારની પરિક્ષા લેવામાં આવી હતી.

મજકુર પરિક્ષા લેવાને વડા ન્યાયાધિશ મહેરબાન ઘેલાભાઈ જગજીવનદાસ, નસરવાનજી ફરામજી મિરજાં, મનચેરજી નાહાનાભાઇ રૂસ્તમજી રાણીના મહેરબાન જ્યુડિશિયલ ખાતાના કાઉન્સીલર સાહેબના સેક્રેટરી અને મુરારજી આણંદજીની એક ખાસ કમીટી નિમવામા આવી હતી અને સદરહુ કમીટીએ ત્યાશી ઉમેદવારો માંહેથી અનુક્રમે નંબર વાર બત્રીશ ઉમેદવારોને પાસ કરી તેમના નામો ભાવનગર દરબારી ગેઝીટમા જાહેર કર્યા હતા. જેઓને કે વકિલાતને લગતો ન્યાયની તમામ કોર્ટોમા ધંધો કરવાને લખીતવાર સત્તા આપવામા આવી છે.

સદરહુ કોર્ટોને લગતા નામદાર મહારાજા સાહેબે કેટલાએક નિયમો અને ધારાઓ રચી પ્રકટ કર્યા છે. તેમા અમારા જાણવામા અને જોવામા નિચે મુજબ ધારાઓ આવેલા છે. શિવાય પણ કેટલાએક હશે.

સંવત ૧૯૩૭ નો ધારો મહારાજા સાહેબે મંજુર કર્યો અને તે પ્રજાની જાણ માટે સંવત ૧૯૩૭ ના આશ્વીન સુદી એકમ શનીવારના ભાવનગર દરબારી ગેઝીટમા છાપી પ્રસિદ્ધ કર્યો.

સદરહુ ધારામા સંસ્થાન **ભાવનગર** દરબાર શ્રીના મુલકમા દીવાની કામના અસલ દાવા તથા અપીલોની અને હુકમનામા બજાવાની દરબારી ફી લેવા બાબતના ચાલતા ધારાઓ સુધારી અને ચોક્કસ કરવામા આવેલા હતા.

સંવત ૧૯૩૮ ના કાર્તીક શુદ ૧ તા. ૨૪ અકટોબર ૧૮૮૧ ના ગેઝીટમા આઠ કલમો ખુલાસાવાર લખી દીવાની કામમા કેટલીએક જાણવા જોગ બાબતોનો સમાવેશ કરી પ્રગટ કર્યો. તેમજ એજ માસના ગેઝીટમા દસ્તાવેજને લગતા કેટલાએક નિયમો પણ પ્રગટ કર્યા.

સંવત ૧૯૩૮ ના ચૈત્ર માસમા રજીસ્ટર કરવા બાબતનો સંવત ૧૯૩૮ નો ધારો બીજો પ્રગટ કર્યો.

એજ વર્ષના ભાદરવા માસમા ૧૯૩૮ નો ધારો ત્રીજો વરાળ યંત્રથી ચાલતા રેલ્વે શિવાયના બોઈલરોને લગતો તેમજ કારખાનામા ચાલતા ઇન્જીનોને માટે પ્રગટ કર્યો.

જે કે દરેક કારખાના ચલાવનારાઓને જાણવાનીખસુસ જરૂરનો છે. અને જેને અમે અંહિયા ઉતારી લઇએ છીએ.

૧ ભાવનગર ગોંડલ રેલ્વેના એન્જીનો શિવાય જેહેના પ્રાઇમ મુવરો ગમે તેટલા ઘોડાના બળવાળા હોય તેવાં સઘળા સ્ટિમ બોઇલરોને આધારો લાગુ પડશે.

૨ બોઇલર આ શબ્દમા કોઇ પણ વરાળ યંત્રનો તથા તેવા વરાળ યંત્રને જોડેલા ફ્લાઇવ્હીલનો તથા મહેલા ડ્રાઇવીંગશેફ્ટનો તથા ગરેડીનો સમાવેશ થાય છે. અને માલીક આ શબ્દમા કોઇ પણ એજંટ અથવા ભાડે રાખનારનો સમાવેશ થાયછે.

૩ દરબારી એન્જીનિયર અથવા તેવો બિજો અમલદાર જેનેકે દરબાર આ કામ માટે નિમે તેણે સઘળાં બોઇલરો તથા પ્રાઇમ મુવરો તપાસવાં. અને તેવું બોઇલર અથવા પ્રાઇમ મુવર કેટલી મુદત સુધી તથા કેટલી હદ સુધીના પ્રેશર નિચે વાપરવું તે સંબંધીનુ સરટીફીકેટ આપવાનો અધિકાર તે દરબારી ઇન્જીનિયરને અથવા તેવા બિજા અમલદારને છે.

૪ કોઇપણ બોઇલર અથવા પ્રાઇમ મુવરના માલેકને તે બાબતનુ સરટીફીકેટ મળ્યા વિના તે વાપરવાનો અથવા એવું સરટીફીકેટ મળેલું હોય ત્યારે તે મધ્યેની સરતોથી વિરૂદ્ધ કે ફેરફાર રીતે વર્તવાનો અધિકાર નથી. અને સદરહુ બોઇલર ચલાવવામા તેના સરટીફીકેટની સરત પ્રમાણેજ બરાબર વર્તવામા આવે છે એ બાબતની પોતાની ખાત્રીને માટે હરકોઇ વખ્તે યોગ્ય જણાય ત્યારે તેને ચાલતે કામે જઇને જોવાનો દરબારી એન્જીનિયરને અથવા તેવા બિજા અધિકારીને અખત્યાર છે.

૫ કોઇ બોઇલર અથવા પ્રાઇમ મુવર જેહેને માટે કે સરટીફીકેટનો અમલ ચાલતો નહીં હોય તે બોઇલર કે પ્રાઇમ મુવરના માલેકે તેને વાપરવાની અગાઉ તે વાપરવાના અથવા વાપરવું જારી રાખવાના ઇરાદા સંબંધીના ખબર દરબારી એન્જીનિયરને અથવા તેવા બીજા અમલદારને આપવા. અને તેમણે એવા ખબર મળેથી સાત દિવસની અંદર એવા બોઇલર અથવા પ્રાઇમ મુવરને તપાસવાને માટે સુર્યોદય અને સુર્યાસ્તની દરમ્યાનનો એક વખ્ત નિમવો. અને તે વખ્તે એ બોઇલર અથવા પ્રાઇમ મુવર તથા તેનો દરેક ભાગ સંભાળથી તપાસવો અને એવી તપાસ કરવામા સઘળી વ્યાજબી સગવડતા તથા જે વ્યાજબી રીતે જોઇએ તે સઘળી ખબર તેના માલેકે અથવા તેની તરફના માણસે આપવી.

કદાપી કાંઇપણ કારણથી નિમેલે વખ્તે દરબારી એન્જીનિયર અથવા તેવો બીજો અમલદાર તપાસ કરી શકે નહીં તો તે વખત વિતી ગયાથી એ બાબત તે બો-

ઇલર અથવા પ્રાઇમ મુવરના માલેકે કે તેની તરફના માણુસે દરબાર હજુરમા અ-રજ કરવી. જેથી કે તેની જરૂરિયાત તપાસી તેને માટે દરબારશ્રી તરફથી યોગ્ય બંદોબસ્ત કરવામા આવશે.

૬ એવાં બોઇલર અથવા પ્રાઇમ મુવરો તપાસ્યા પછી જો દરબારી એન્જીનિયર અથવા તેવો બીજો અમલદાર તેની ખાતરી થાય કે તે સારી હાલતમા છે. તો તેવા મા-લેકને ઈંગરેજી સરટીફીકેટ નિશાની એ. તથા બી. ના નમુના પ્રમાણે આપવું. એ સરટીફીકેટમા તે બોઇલર અથવા પ્રાઇમ મુવરને વાપરવાની મુદત લખવી. જે મુદત કે કોઇપણુ બાબતમા બાર મહીનાથી જાસ્તી લખવામા આવશે નહીં. પરંતુ એ સર્ટીફીકેટની મુદત પુરી થયા અગાઉ કોઈપણુ વખતે તે બોઇલર અથવા પ્રા-ઇમ મુવરના માલેકની અરજ ઉપરથી તેને તપાસીને જો તે બોઈલરો અથવા પ્રાઇ-મ મુવર સારી હાલતમા ચાલે છે એવી તેની ખાતરી થાયતો દરબારી એન્જીનિયર અથવા તેવો બીજો અમલદાર તેને બીજું નવું સર્ટીફીકેટ બાર મહીનાથી વધારે નહીં એટલી જાસ્તી મુદતનું કરી આપવાને મુખત્યાર છે.

૭ જોસરટીફીકેટ આપવાની દરબારી એનજીનીયર અથવા તેવો બીજો અમલદાર ના પાડે તો તેમણે તપાસ્યાના વખતથી ચોવીશ કલાકની અંદર તે નાપાડવાના પોતાનાં કારણો સહીતના ખબરની નોટીસ માલેકને આપવી. અને તેથી જે માલેકને નુકશાન હોય તે એહવા ખબર આપ્યાની તારીખથી એક મહીના સુધીમા દરબાર શ્રીની હજુરમા અપીલ કરેથી તેવી દરેક અપીલ બાબત દરબારશ્રીની નજરમા જે-મ ઉત્તમ લાગશે તેમ કરશે.

૮ કોઇ સરટીફીકેટ દગલબાજીથી મેળવેલું હશે અથવા ભુલ ભરેલી રીતે કીંવા પુરતી રીતે તપાસ્યા વિના અપાએલું હશે અથવા સર્ટીફીકેટ આપ્યા પછી તે બોઇલર અથવા પ્રાઇમ મુવરને કાંઇ નુકશાન લાગ્યુ એમ માનવાનુ કારણુ હશે તો તે સર્ટીફીકેટ દરબારી એન્જીનિયર અથવા તેવા બીજા અમલદારની નજરમા આવ્યા પ્રમાણે રદ કરીને તે બાબતનો રીપોર્ટ દરબારશ્રીની હજુરમા કરશે. અને એ પ્રમાણે સર્ટીફીકેટ રદ કર્યા પછી એવા બોઈલરને કીંવા પ્રાઈમમુવરને દરબારની ખાસ મંજુરી શિવાય વાપરવું નહી.

૯ કોઈપણુ બોઇલર અથવા પ્રાઇમ મુવરના માલેક જે કે યોગ્ય રીતે મેળવેલા અથવા અમલમા હોય તેવા સર્ટીફીકેટ વીના તે બોઇલર અથવા પ્રાઇમ મુવરને વાપરશે તો તેવું સર્ટીફીકેટ મેળવ્યા વિના જેટલા દીવસ એ બોઇલર અથવા પ્રાઇમ મુવર વાપરશે તેટલા દરેએક દીવસે તેને રૂ ૨૦૦)થી વધારે નહીં એવા દંડની શિક્ષા થશે અને એ પ્રમાણે દંડ થયા પછી પણુ જો તે માલેક એજ બોઇલર અથવા પ્રાઇમ મુવરને વાપરવાનુ જારી રાખશે તો તેણે જુદો ગુન્હો કર્યાનુ ગણીને પહેલી વખતે તેના ઉપર થયેલી ગુનાહની સાબેતી પછીના જેટલા દીવસો સુધી તે ગુન્હો જારી રહે તેટલા દરએક દીવસે રૂ ૨૦૦)થી વધારે નહીં એવા દંડની શીક્ષા ફરી પણુ કરવામા આવશે, અને એજ પ્રમાણે તે પછીને માટે પણુ શીક્ષા કરવામા આવશે.

૧૦ દરએક બોઈલિર અથવા પ્રાઇમ મુવરને અંદરથી તથા બહારથી તપાસવું અને એવી દરએક કરવા ધારેલી તપાસ બાબત ઓછામાં ઓછા સાત દીવસની નોટીસ દરબારી એન્જીનિયરે અથવા તેવા બીજા અમલદારે આપવી. અને જો તેવી નોટીસ આપ્યા પછી મુક્કરર કરેલી તારીખે બોઇલરો ઠંડા તથા સાફ નહીં હોય તથા પ્રાઇમ મુવરો તપાસવાને તૈયાર નહીં હોય તો અથવા તેના "ફીટીંગ્સ" કીંવા એસ્ટીંગ્સ કહાડી નાખવાની કરેલી કાંઇ માગણી જો કબુલ નહીં રાખેલી હોય તો એ બોઇલર અથવા પ્રાઇમ મુવરોને ચલાવવાની મનાઈ દરબારી ઇન્જીનિયરે અથવા તેવા બીજા અમલદારે કરવી અને તે બાબતનો દરબારને રીપોર્ટ મોકલવો.

૧૧ દરબારી એન્જીનિયરે અથવા તેવા બીજા અમલદારે એક ઈન્ડેક્ષ તથા રજીસ્ટર તથા ડાઇમેનશીટસ રાખવાં અને બોઇલરોને ટેસ્ટીંગ કરવા માટે ટેસ્ટીંગ પંપ તથા ઈન્ડીકેટર તથા ગેજીસ પુરાં પાડવામાં આવશે.

૧૨ મુંબઈના સને ૧૮૭૩ ના આકટ ૫ માની કલમ ૧૭–૧૯–૨૧ મી પ્રમાણે અથવા આ બાબતનો બીજો કોઇ આકટ ચાલતો હોય તે પ્રમાણે લાયકીનું સંર્ટીફીકેટ જે માણુસ પાસે હોય તેવા માણુસને તેના એન્જીનિયર તરીકે જે માલેકે પોતાની નોકરીમા રાખ્યો નહીં હશે તે માલેકને કોઇપણ સ્ટીમ બોઇલર અથવા પ્રાઇમ મુવરને માટે સર્ટીફીકેટ આપવું નહીં અને એવા બોઇલર અથવા પ્રાઇમ મુવરને ચલાવવાનુ અથવા સંભાળવાનુ એના જે એન્જીનિયરોના હસ્તક હોય તે એન્જીનિયરની કાયમી હાજરી શિવાય કદિપણ તેને ચલાવવા નહીં.

૧૩ સ્ટીમ બોઇલર અથવા પ્રાઇમ મુવરનો કોઇ માલેક જેને વાસ્તે ઉપર પ્રમાણેનુ લાયકીનું સર્ટીફીકેટ નહીં હોય તેવા કોઈ સખ્સના હસ્તકમા જો જાણી જોઇને ચલાવવાનુ અથવા સંભાળવાનુ રાખશે અથવા રાખવા દેશે તો તેવા માલેકે એવા દરેક ગુન્હાને માટે રૂ૧૦૦૦)થી વધારે નહીં એવા દંડની અગર તે દંડ બદલ છ મહીનાથી વધારે નહીં એહવી બે માના ગમે તે પ્રકારની કેદની શીક્ષાને પાત્ર થવું પડશે.

૧૪ કોઇ સ્ટીમ બોઇલર અથવા પ્રાઇમ મુવરને ચલાવવા અથવા સંભાળવા સારૂ જે એન્જીનિયરને નીમવામા આવે તે દરેકની નિમનોક દરબારી એન્જીનિયર અથવા તેવા બીજા અમલદાર પાસે નોધવા માટે મોકલવી.

૧૫ લાયકીના સર્ટીફીકેટવાળાં એન્જીનિયરોને બોઇલરો અને પ્રાઇમ મુવરો નીચે પ્રમાણે સંભાળવા દેવામા આવશે.

પહેલા વર્ગના–એન્જીનિયરોને હરકોઇ બોઇલરો અથવા પ્રાઇમ મુવરો.

બીજા વર્ગના–જે નોમીનલ ૬૦ ઘોડાના બળથી વધારે નહીં એવાં બોઇલરો અથવા પ્રાઇમ મુવરો.

ત્રીજા વર્ગના–એન્જીનિયરો અથવા ડ્રાઇવરોને એન્જીનો અથવા બોઇલરો નોમીનલ ૨૦ ઘોડાના બળથી વધારે નહીં તેવા.

૧૬ આ નીયમો પ્રમાણે ગુનાહની ફરિયાદો દરબારી એન્જીનિયરે અથવા તેવા બીજા અમલદારે આ સંસ્થાનના વડા ન્યાયાધીશ રૂબરૂ કરવી અને એવી ફરિયાદો થ-

વેથી સંસ્થાનના ફોજદારી ધારા પ્રમાણે તેમણે પોતે તે બાબતનુ કામ ચલાવવું.
ધારામા બતલાવ્યા પ્રમાણે એ અને બીની નિશાંનીના ફોર્મ પણ નમુનાને માટે પ્રગટ કર્યા છે.

મજકુર સંવત ૧૯૩૮ નો ધારો ત્રીજો ઉપર પ્રમાણેનો વાંચી વાંચનાર મહાશયોને ધ્યાંનમા આવ્યું હશે કે દરબારી એન્જીનિયરને કોઇ પણ પ્રકારે ઓછી સત્તા આપવામા આવી નથી. તેમજ તે સાથે તેવા કારખાનાના માલેકોને પણ ઓછો હક બક્ષ્યો નથી. તેઓની સંભાળ અને તેઓને નુકશાની ન પહોચે તેને માટે પણ કેવા ઉત્તમ પ્રકારના નિયમો ઘડવામા આવ્યાછે.

સદરહુ ધારો મંજુર કરવાનો મહારાજા સાહેબનો ઇરાદો એટલોજ હોવો જોઇએ કે આવાં બોઇલરો અને પ્રાઇમ મુવરોવાળાં કારખાંનાઓનો મશનરિ સામાન ઘણીએક વખત ખરાબ થઇ જાતાં અણુચિંતવ્યા અકસ્માતો બને છે અને એથી ભારે નુકશાંની થાય છે. મશનરી શામાન ખરાબ થવાના કારણોમા લોફર અને બેદરકાર એન્જીનિયરોની બેદરકારી ઘણીએ મોકલેલા જે કામ સંભાળવાને માટે તે કાંમ એક બાજુપર રહેવા દઇ પ્રતિનીધી તરીકેનો ફાંકો રાખી ભોગવતા બાદશાહી વૈભવ અને મોજ મજાહ વિગેરે હાથ નિચેના અનુભવી અથવા ગમે તેવા માણસોથી કામ ચલાવી ઇન્જીનિયરો બંગલામા બેશી ઇશક કરવામા પોતાનો માન અને મર્તબો માની કારખાના તરફનું ખંતિલાપણુ છોડી દેવાથી મશનરિ સામાન ઘણે ભાગે વહેલો ખરાબ થઇ જાય છે તેમજ કેટલાએક નબળા મગજના એન્જીનિયરો ગોખી ગોખી અથવા તો બીજી કેટલીએક પેરવીયો રચી મહા મુશીબતો વચે એકાદુ થર્ડ કલાસનુ સર્ટીફીકેટ મેળવી લાવે છે અને પછી લાગે વગે અથવા તો જુદી જુદી જાતના મસ્કાથી એજન્ટોને ખુશી કરી કોઇ એકાદ કારખાનામા ઇન્જીનિયર તરીકે ઘુસી પડે છે. તેવા નાલાયકની દેખરેખ હોવાથી અને કેટલીએક વખતે ઘણો કાળ સુધી વપરાવવાના સબબે ખરાબ થઇ જાય છે. તોપણ માલેકોથી તેવું મશનરી કામ રદ કરી નવું ગોઠવતાં નાણાનો પુષ્કળ ખર્ચ થઇ જાય તેને માટે લોભને વશ થવાય તે તો સ્વાભાવિક છે. પરંતુ આવા કારખાનાનુ ખરાબ થયેલું મશનરી કામ નહીં બદલવાથી બહુ ભારે અને મોહોટી ખરાબીના અકસ્માતો બને માટે આ ધારો પ્રજાના જાનમાલના સંભાળની ખાતર અવસ્ય કરીને દાખલ કરવાની જરૂર હતી. વળી તેમા જોવાનુ એ છે કે આવી રીતે બોઇલરો વિગેરે તપાસવાનુ કામ નિયમીત મુદતે ઠરાવેલું હોવાથી અને નહીં તોપણ તેવા જુદા જુદા કારખાનાઓ આ સંસ્થાનના જુદા જુદા ભાગમા હોવાથી તપાસવા જનારા અમલદારની પાછળ કેટલોએક ખર્ચ થતો હશે. તેઓના માતબર પગારને લગતું દરબારી કામ પડતર રહેતું હશે, તેઓના તપાસેલા રિપોર્ટ અને સરટીફીકેટ આપવાના કામ માટે કલાર્કો રાખવા પણ પડયા હશે છતાં પણ બોઇલર ઇન્સ્પેકટીંગ ચાર્જ નામદાર દરબારશ્રીએ લેવાનો કશોપણ ઠરાવ કર્યો હતો નહીં; મતલબકે લેવામા આવતોજ નથી. આવો બોઇલર ઇન્સ્પેકટીંગ ચાર્જ બ્રિટીસ સરકારની હકુમતવાળા મુલકમા લેવામા આવે છે.

તેમજ સંવત ૧૯૪૦ નો પહેલો ધારો દરબારી કોર્ટફીની ટીકટો વાપરવા બાબત અને તે તૈયાર કરવા તથા રાખવા બાબતનો વેચવાના નિયમો સાથેનો સદરહુ શાલના માર્ગશીષ માસમા પ્રસિદ્ધ કર્યો.

સદરહુ શાલનો બીજો ધારો રજીસ્ટરને લગતા ફેરફાર કરેલા નિયમોવાળો ફાગણ માસમા પ્રસિદ્ધ કર્યો. અને ચૈત્ર માસમા અફિણને લગતા તેવીશ નિયમો પ્રગટ કર્યા.

સંવત ૧૯૪૧ નો ધારો પહેલો ગુજરેલાના વારસને પત્ર આપવા બાબતનો પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૪૧ પછી પણ કેટલાએક ધારા મીઠા અને અફિણને લગતા વખતો વખત પ્રગટ કર્યા. તેમજ સંવત ૧૯૪૭ ના માગશર માસમા કોર્ટફીને લગતો એક ધારો ઓગણચાલીશ કલમનો પુલીસકેપ પાંચ પૃષ્ઠના મોટા વિસ્તારમાં તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્યો.

સહરહુ શાલના જેષ્ટ માસમા જુગારના અટકાવ બાબે એક ધારો તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્યો. તેની અંદર ૧૭ કલમ અને તેનો વિસ્તાર પુલીસકેપ ત્રણ પ્રષ્ટપર કરવામાં આવ્યો હતો.

સંવત ૧૯૪૮ ના માગશર માસમા જુદા જુદા કારખાંનાના મજુરોને લગતો એક ધારો રચિ તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૪૮ ના માઘ માસમા શુદી ૭ ને શુકરવારના રોજ ફોજદારી કાંમ ચલાવવાની રીતનો ઘણોજ મોહોટો સવિસ્તર અને સરલ ભાષામા લોકો જલ્દી સમજી શકે તેવી સહેલાઇથી ભરપુર એક ધારો રચિ તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૪૯ ના ચૈત્ર માસમા ભાવનગર સંસ્થાનની દિવાની કોર્ટની રચના અને હકુમતનો તેમજ દીવાની કામ ચલાવાની રીતનો પણ એક મોહોટા કદનો ધારો રચી તૈયાર કરી પ્રસિદ્ધ કર્યો. તે ઉપરાંત મીઠાને અને અફિણને લગતા પણ કેટલાએક ધારાઓ પ્રગટ કર્યા છે. તેમજ કેદિઓને રાખવાની જેલના મકાંનમા પણ સમ્પુર્ણે સુધારા કરવા સાથે કેદિને લાવજા કરનાર સંત્રી પહેરેગીરો દવાખાંનુ વિગેરે જેલને લગતા દરએક કાંમમા પણ જોઇતો સુધારો કર્યો. શિવાય પોલીસ ખાતુ વસુલાતીખાતું અને બીજા દરેએક ખાતાનુ નિયમસર કાંમ ચાલે તેને માટે સ્પષ્ટ અને સહેલાઇ ભરેલા ચોખ્ખા ધારાઓ વખતો વખત પ્રગટ કર્યા છે.

ઉપર પ્રમાણે ન્યાયખાતાને નામદાર મહારાજાએ સુધરેલા જમાનાની ફેશન પ્રમાણે સુધારી એક ખરેખરો ઉત્તમ પ્રતિમાનો નમુનો કરીને દિપાવ્યું છે.

## પોલીસ ખાતું.

પ્રજાના જાંનમાલ વિગેરેનુ રક્ષણ કરવાને પોલીસખાતાની ખરેખરી જરૂર છે. મહારાજા સાહેબની અગાઉ પોલીસખાતું આજની માફક હતું નહીં. પરંતુ પગી અને પસાયતા વિગેરેથી પ્રજાના રક્ષણનો બંદોબસ્ત હતો. પણ હાલના સુધરેલા જમાના પ્રમાણે નવા સુધારાની તકનો લાભ લઇ ઇલાઇદું પોલીસ ખાતું સ્થાપવાની ઘણીજ જરૂર હતી, અને જે મરહુમ મહારાજા તખ્તસિંહજીના વિજયી રાજ્યકારોબારમા પુરી પડી છે. તેમના વખતમા જેવી રીતે ન્યાયનુ ધોરણ બહુજ ઉત્તમ પ્રકારનુ બન્યું છે, તેમજ તેમણે પોલીસ ખાતા પાછળ પણ કાંઇ ઓછી ખંત રાખી નથી.

તેમના રાજ્યકારોબારમા પોલીસ ખાતું ઇલાઇદું સ્થાપવામા આવ્યું છે. દરેક ગામમાં પોલીસપટેલો મુખી તેમજ પાંચપાંચ કે સાતસાત ગામનો ટપ્પો ઠરાવી તેના રક્ષણને માટે પોલીસ ટપ્પાદાર અથવા તો તપા ફોજદાર નિમ્યા. અને પોલીસ ખાતાનો સઘળો બંદોબસ્ત બહુજ સારી રીતે ચાલાવવા માટે પોલીસને લગતા ધારાઓ પણ વખતો વખત પ્રગટ કર્યા છે. જેવી રીતે જુદા જુદા ટપ્પાદાર નિમવામા આવ્યા તેજ પ્રમાણે દરેક મ્હાલોમાં અને ખુદ

ભાવનગર શહેરમા પણ પોલીસ ફોજદાર નિમ્યો. તેમજ તેમના હાથ નિચે કાંમ કરનારાઓ પોલીસ જમાદાર નાયક હવાલદાર વિગેરે હોદેદારો પણ નિમવામા આવ્યા. અને તેવા અમલદારોની દેખરેખ રાખવા આસીસ્ટન્ટ પોલીસ ઉપરી સ્ટેન્ડેન્ટો અને તે સર્વેનો વડો અધિકારિ અને સઘળી જવાબદારી ભોગવનાર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ નિમી તે ખાતાની પણ બહુજ ઉમદા પ્રકારની રચના કરી છે.

આ ખાતાના પહેલા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ મી૦ શીવપ્રસાદ હરિપ્રસાદને નિમવામા આવ્યા હતા પરંતુ કેટલોએક વખત વ્યતિત થવા બાદ મી૦ તૈમુરજી બમનજી શેઠનાને નિમવામા આવ્યા છે. આ પોલીસ ખાતાને લગતો એક ધારો તેની સ્થાપનાના સમારંભે પ્રગટ કરવામા આવ્યો હતો, તેમજ તે પછી ભાવનગરમા ચાલતી ભાડુતી ગાડીઓ જેવી કે ઘોડાગાડી બળદની ગાડીઓ અને મજુરોને રાખવાની રેંકડીઓ વિગેરેને નંબર મારવાનો અને દિવાબતી વિગેરેને લગતો એક ધારો ૩૧ કલમોનો પાંચ પ્રષ્ટના વિસ્તારમા પ્રગટ કરવામા આવ્યો હતો.

તેમજ તે પછી સંવત ૧૯૪૯ ની શાલમા પોલીસ ખાતાનું કામ ચલાવવાની રીતનો ધારો પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો. જેમા પોલીસની સત્તા તેમની ફરજો વિગેરેનું બહુજ ખુલાસાવાર વર્ણન આપવામા આવેલું છે.

ઉપર પ્રમાણે નામદાર મરહુમ મહારાજા સાહેબના વખતમા પોલીસ ખાતાની રચના પણ સર્વોત્કૃષ્ટ અને ઉત્તમ પ્રકારની રચવામા આવેલી છે.

પોલીસ ખાતાની નીચે પ્રજા વર્ગની દરેક પ્રકારની ઇજત અને જાન માલની પુરેપુરી સલામતી સમાયેલી છે. માટે નામદાર મહારાજા સાહેબે પોતાના પોલીસ અમલદારો અને સપ્રાઓ લાંચ રૂશવતથી નિરાળા રહે તેની ખાતર મોહોટા માતબર પગારનો તેમજ થોડા માણસને માથે ઝાઝુ કામ બોજા રૂપ થઇ પડે તેને માટે જોઇયે તે કરતા પણ વધારે માણસો રાખવાનો તેમજ ડ્રેસ અને પોલીસ ફોજના દરેક શખ્સોને પોતાની ફરજોને માટે પુરેપુરી હિમાયતી આપવાને લગતા ધારા બહાર પાડવા વિગેરે દરેક પ્રકારે ઉત્તમ પ્રકારનું બંધારણ રાખી પ્રજા વર્ગનું બહુજ ઉમદા પ્રકારે રક્ષણ થાય તેને માટે નામદાર મહારાજા સાહેબ બહુજ મમતા રાખતા હતા. અને પોલીસ ખર્ચમા વધારો કરવાની મંજુરી પણ આપતા હતા પોલીસ ખાતાની પાછળ દર વર્ષે લગભગ સવાલાખ રૂપૈયા કરતાં પણ વધારે ખર્ચ કરવામા આવે છે. નામદાર મહારાજા સાહેબની પ્રજા સુરક્ષણની આવી અદભુત લાગણિને માટે જે ધન્યવાદ આપીયે અને જે જે શબ્દો વડે તેમની જે કંઇ પ્રસંશા કરિયે તે ઓછીજ છે.

---

## "वसुलाति खातुं."

વસુલાતી ખાતા ઉપર પણ લોકોની અને રાજ્યની ખરેખરી આબાદાની સમાયેલી છે. મતલબ કે વસુલાતી ખાતું રાજ્યની ઉપજને માટે ખરેખરૂં આધાર રૂપ છે. રાજ્યના દરેક વૈભવો અને પ્રજાના સુખ ચેન તે રાજ્યની ઉપજ ઉપરજ નભેલા હોય છે. પરંતુ પ્રજા વર્ગ તરફથી જે ઉપજ કરવી તે એવી પ્રકારની કરવી જોઇએ કે જેની સામે પ્રજાને કાંઈ પણ બુંબાટ ઉઠાવવાને કારણ ન મળે. જ્યારે બિજા રાજ્યોમા ઉપજ કરતા કેટલીએક પ્રકારના વેરા વિગેરેથી તેઓના રાજ્ય કર્તા તરફ પ્રજા વર્ગ તરફથી ગમે તેમ બુંબાટ અને અપ્રસન્નતા ઉત્પન્ન થતી હોય; જેને માટે અમારે આ જગ્યાયે બોલવાની અગત્ય નથી. પરંતુ નામદાર

મહારાજા તખ્તસિંહજીના મુલકની એહોળી પ્રજા માહેથી તેવા કોઈ પણ વિભાગની વસ્તીને તેવી રીતે કિંચીત માત્ર જેહેમત ખેંચવાને જરૂર પડી નથી.

નામદાર મહારાજાના રાજ્યના સમારંભે ખેડુતો પાસે લેવામા આવતા લેવાણુની પાછલા પાંચ વર્ષના હિસાબની સરાસરી કહાડી અને તેમા પણ ઘટતી છુટછાટ મુકી રાજ્ય ભાગની અમુક એક સરખી રકમ લેવાનો ઠરાવ કરી ખાતા બંધિ દાખલ કરી; તેમજ વેઠ વિગેરેના બોજાથી લોકોને છુટા કર્યા. સંસ્થાનના તમામ પરગણાઓમા વહિવટદારો ડેપ્યુટિ વહિવટદારો અને તેના તાબાના પરગણાઓને માટે તેમજ નજીકના ટપ્પાના ગામોને માટે થાણુદારો નિમ્યા. તેમજ સર્વેના ઉપરી અધિકારી તરિકે અમુક અમુક પરગણાઓ સોંપી આસીસ્ટન્ટ વસુલાતિ અધિકારિ અને તે સર્વેના વડા અધિકારી તરિકે એક વસુલાતી અધિકારીને નિમવાનો બંદોબસ્ત કર્યો.

મહુવાઅને અને ભાવનગર ખાતે તરિ જકાતના ઈલાઇદા વહિવટદારો નિમી તેઓને પણ વસુલાતિ અધિકારીના તાબામા સોંપવા આવ્યા. મહુવા તરિ જગાતના વહિવટદારનો સંબંધ મહુવા પરગણાના વહીવટદારની મારફત અને ભાવનગર તરિજગાતના વહીવટદારનો સંબંધ પરબારો વસુલાતિ અધિકારીની સાથે છે.

તેમજ વસુલાતિ ખાતાને લગતુંજ સરવે ખાતું સ્થાપ્યું અને તેના સમારંભે દુરબીન અને સાંકુંના માપે પાકી માપણી કરાવી જેથી ગિરાસ સંબંધી ઉઠતા દરેક વાંધાઓ બંધ પડ્યા. તેમજ સીટી સરવેના નુકશાઓ તૈયાર કરાવી દરેક રીતે વસ્તીને આબાદ કરવાના ઇલાજો કર્યા છે.

સદરહુ ખાતાને બહુ સારી વ્યવસ્થા પૂર્વક ચલાવવાની ખાતર આ ખાતાને લગતા પણ જુદે જુદે વખતે ધારાઓ અને નિયમો પ્રગટ કર્યા. તેમજ સંવત ૧૯૪૭ ના ચૈત્ર માસમા પણ એક ધારો બહાર પાડવામા આવ્યો હતો. જેની અંદર નામદાર મહારાજા સાહેબના ભાયાતો અને મુળ ગીરાસિયાઓની કફોડી થઇ પડેલી સ્થિતી પુનઃ ઉન્નતીમા લાવવાને લગતા ૧૯ નિયમો પ્રગટ કરવામા આવ્યા હતા. તેમજ સંવત ૧૯૪૯ નો ધારો ત્રીજો અથવા ભાવનગર સંસ્થાનમા વસુલાતી ખાતાનું કામ ચલાવવાની રીતનો ધારો ઘણોજ સ્પષ્ટ અને વિસ્તાર પૂર્વક બહાર પાડવામા આવ્યો છે.

ભાવનગરની પ્રજા શ્રદ્ધા પૂર્વક દરબારથી તરફના બહાર પડેલા ધારાઓ એકાદ વખત પણ વાંચિ જુવે તો નામદાર મહારાજા સાહેબ તરફથી તેમની વ્હાલી અને માયાળુ પ્રજાને જે જે સત્તા અને પ્રજાના લાભના જે કંઇ નિયમો બક્ષવામા આવ્યા છે તેથી હિમાયત થવામા કશિપણ ભ્રાંતી રહે નહીં. મતલબ આવી બાબતો જાણવાને પ્રજાને પુરે પુરી જરૂર છે.

વસુલાતિ ખાતાની એવા ઉત્તમ પ્રકારની રચના મહારાજા સાહેબે કરી છે કે આવા એક વસુલાતિ જેવા ગંભિર કામના ખાતામા પણ આવી ઉમદા પ્રકારની ચોખવટ અને રેગ્યુલર સ્ટાઇલને નિહાળી હરકોઇ મનુષ્ય આનંદ સાગરની લહેરમા દોરવાય તેમા કશુંપણ આશ્ચર્ય જનક નથી.

વસુલાતિ ખાતાના વડા એટલે વસુલાતિ અધિકારી મહારાજા સાહેબના રાજ્યના સમારંભે રા. રા. વિજયશંકર ગવરીશંકર ઉદયશંકરને નિમવામા આવ્યા હતા. અને અર્વાચિન

વસુલાતી અધિકારીના માનવંતા હોદ્દાપર આજ ઘણાં વર્ષો થયાં રા. સ. મહેરબાન લલ્લુભાઈ શામળદાસને નિમવામા આવ્યા છે.

મી૰ લલ્લુભાઇ સભ્યતાઈથી ભરપુર, વિનયવાંન, કેળવાયલા અને એક બાહોશ માણુસ છે. જેઓએ ગુજરાતી કેલવણિ સમ્પુર્ણ કિધા પછી ઇંગ્રેજી ઉંચી કેલવણિ પ્રાપ્ત કરવામા પણ તેઓએ ઘણીજ ચંચળ રીતેઅને આતુરપણાથી ઇંગ્રેજી ભાષાનો અને તેને લગતી નિશાળમા ચાલતી દરએક બાબતોનો બહુજ સારો વિદ્યાભ્યાસ કરેલો છે. તેમજ તેઓએ મુંબઇ યુનીવરસીટીમાંહેથી એફ. બી. એ-ની ડિગ્રી પણ સંપાદન કિધી છે. તેમજ આસીસ્ટન્ટ વસુલાતિ અધિકારી તરીકે પણ કનૈયાલાલ ગિરધરલાલ જેઓકે પ્રથમ ગુજરાતી નિશાળોના સરકારી કેલવણિ ખાતા તરફથી નિમાયેલા પરિક્ષક હતા. તેમજ બીજા આસીસ્ટન્ટ પણ ગોપાળદાસ બિહારીદાસ જેઓકે જુનાગઢના જગતપ્રસિદ્ધ દિવાંન હરિદાસ બિહારીદાસ અને હાલના જુનાગઢ સ્ટેટના દિવાંન સાહેબ સરદાર બહાદુર બેહેચરદાસના સગાભાઈ થાય છે જેઓકે પ્રસિદ્ધ સાક્ષરોના સમ્પુર્ણ સમાગમી છે. તેમજ ત્રીજા આસીસ્ટન્ટ રા. રા. હરિસીંહજી જસાભાઇ જેઓએ પણ રાજકોટ કિંગ કોલેજમા કેલવણિ લઇ મેટ્રિકયુલેશનની પરિક્ષા પસાર કરી છે. મરહુમ નામદાર મહારાજા સાહેબે વસુલાતિ ખાતાની દરએક પ્રકારે પ્રજાપ્રિય રચના રચિ તેની લગાંમ આવા ઉંચી કેલવણિ પામેલા બાહોશ અમલદારના તાબામા સોંપી છે.

## केलवणि खातुं.

જેવી રીતે રાજ્યની જુદી જુદી સત્તાનુ ધોરંણ સુધારી પ્રજાનુ રક્ષણુ કરવું તે એક ઉત્તમ રાજ્ય કર્ત્તાની ખરેખરી ફરજ છે તેજ પ્રમાણે પોતાની પ્રજાને વિધાદાન આપી કેલવણિમય બનાવવી તે પણ દરએક રાજાઓની બહુજ જરૂરિયાતની અને સખ્ત ફરજ છે.

જે ફરજ અદા કરવામા પણ નામદાર મરહુમે કશીપણ કચ્ચાશ રાખી નથી. કેલવણિ ખાતામા મોહોટો ફેરફાર અને ગંજાવર ખરચો કરી તેની ભારે ઉન્નતી, અને તે નિરંતર ટકાવી રાખવાને માટે ચાલુ લગભગ અધલાખ રૂપૈયાનો મોટો ખરચ રાખેલો છે તેમજ તેની ઉત્તમ વ્યવસ્થા રાખવાને માટે કેલવણિ ખાતાના એક ઉપરી અધિકારી અને તેના તાબામા કેલવણિ ખાતાનો દરએક વહિવટ સોંપી કેલવણિ પાછળ પણ નામદાર મરહુમ મહારાજા સાહેબે ભગિરથ પ્રયત્નો કિધેલા છે. જે કે નમુના લાયક જોવાને માટે અને જેના બિજોથી ઘાટાંઘટ વૃક્ષો બની આનંદ અને ઉત્તમત્તાયુક્ત ફળોથી મરહુમ મહારાજા સમક્ષ ફળદ્રુપ થઇ જન સમુદાયની દ્રષ્ટી તળે પુરેપુરી હસ્તી ભોગવતા મોજુદ છે. આ ખાતાનુ વિશેશ બ્યાંન આપ વાંચનારાઓએ અગાઉ કેલવણિ પ્રકરણમા વાંચિ તે વિષેની હિમાયત કરી હશે.

આ ખાતાના ઉપરી તરિકે વઢવાંણ સ્ટેટના માજી દિવાંન દેશાઇ રતિલાલ છોટાલાલ કેલવણિને માટે ખરેખરા ઉત્સાહિ અને ખંતિલા નરની નિમનોક મરહુમ મહારાજાએ કરેલી છે.

# वैद्यक खातुं.

વૈદ્યક ખાતાની સ્થાપના નામદાર મહારાજા સર જસવતસિંહજીના વખતથી થઇ હતી પરંતુ નામદાર મહારાજા જસવતસિંહજીના હાથથી માત્ર એક ભાવનગરમાજ સાધારણ પાયાપર દવાખાનુ સ્થાપવામા આવ્યું હતું. અને તેમા દવાના ઉપચાર વિગેરે કરવાને દેશી વૈદ્યોને રાખવામા આવ્યા હતા.

નામદાર મરહુમ મહારાજા સર તખ્તસિંહજી રાજ્યાસન પર આવવા બાદ સદરહુ ખાતા પાછળ ઘણીજ ખંત કાળજી અને એક અગત્યની બાબત સમજી તેમણે બોહોળા ખર્ચે બહુ મોહોટો ફેરફાર કરેલો છે.

નામદાર મરહુમ મહારાજાના અંતઃકરણમા પ્રજાપયોગી કર્તવ્યો કરવાની સતેજ લાગણિ દરેક પ્રકારે જગ જાહેર અને પ્રસંશનિય થઇ છે.

પોતાની પ્રજાની તંદુરસ્તી જાળવવાને મરહુમ નામદારને જે કંઈ ખંત અને પારાવાર મમતા હતી તેનું વર્ણન આ જગ્યાએ કરવાને કશી પણ અગત્ય નથી. તેમજ મહારી રંક કલમથી થવું પણ મુશ્કેલ છે.

નામદાર મરહુમ મહારાજા સાહેબ રાજ્યાસન પર બિરાજ્યા બાદ જસવતસિંહજી દવાખાનામા પ્રથમ બહુજ ઉમદા પ્રકારનો ફેરફાર કરવામા આવ્યો. અસંખ્ય રોગોથી પિડાતા નિરાધાર અને દુઃખી દર્દીઓના સંકટો ચુર્ણ કરી તેમના રિબાતા શરિરને સુખી કરવાના ઇરાદા પૂર્વક વિલાયતી અને દેશી દરેક પ્રકારની દવા મજકુર દવાખાનામા રાખી તમામ દર્દીઓને સમાન રીતે સંભાળવાની ભલામણ પૂર્વક મફત દવા આપવાનો તેમજ તેવા તદન નિરાધાર દર્દીઓ જેને દવાખાનામાજ રાખવામા આવે તેવા દર્દીઓને સંપુર્ણ રીતે સંભાળવાનો અને તેમની યથાર્થ માવજત રાખવાનો ઠરાવ કરી તેના ઉપરી અધિકારી તરિકે વિદ્વાન ડાકતર બરજોરજી બહેરામજી એલ. એમ. ની નિમનોક કરી. તેમજ તેમની દેખ રેખ નિચે તે પછી સિહોર, કુંડલા, મહુવા, બોટાદ અને તળાજા વિગેરે મુખ્ય મુખ્ય મ્હાલોમા પણ દવાખાના કરી દરેક દવાખાનામા એક એક સારા પાસ થયેલા ડાકટરની નિમનોક કરી લોકોની તંદુરસ્તી સારી રીતે સાચવી રાખવાની જીજ્ઞાસા પૂર્વક મફત દવા આપવી શરૂ કરી. તેમજ ઓરતોને ઉપચાર કરવાને તથા પ્રસવ વખતની પીડા દુર કરવાને માટે એક બાહોશ સ્ત્રી ડાકટરની પણ નિમનોક કરી. તેટલુજ નહીં પણ ઘોડાઓને થતા રોગો દુર કરવાની ખાતર એક વેટરનરી ડાકટરની નિમનોક પણ કરવામા આવી.

મરહુમ નામદારે બોહોળો પ્રવાસ કરેલો અને જેથી તેમણે જુદા જુદા સ્થાનોમા નિહાળેલા વિશાળ વૈદીક મંદિરો અને તેની અનોપમ રચનાઓ વિગરે તેમનુ દયાળુ જીગર દયા વાપરી કરવાના કામોને માટે વિસરી જતું નહીં હતું.

મરહુમ નામદારની ઇચ્છા, વિશાળ વૈદિક ગ્રહ ખુદ ભાવનગરમા સ્થાપવાની થવાથી, તેઓ નામદારે મોહોટો ગંજાવર ખરચ કરવાનો નિશ્ચય કરી તા. ૧૪ મી જાનેવારી ૧૮૭૯ ના રોજ આશરે સાડાપાંચ વાગતાને સુમારે તખ્તસિંહજી હોસ્પીટલનો પાયો નાખવાની ક્રિયા મરહુમ નામદારે પોતેજ કરી હતી.

આ પ્રસંગે ખુદ ભાવનગર અને આજુ બાજુના બીજા સંભાવિત દેશી ગ્રહસ્થો અને યુરોપિયનોની બહુ મ્હોટી સંખ્યા એકઠી થઇ હતી એ પ્રસંગે પ્રથમ ડાકટર બરજોરજી બહે-

રામજીએ એક સરલ અને અસર કારક રસાલંકાર યુક્ત ઉત્તમ પ્રકારનું એક સ્તુતિ પાત્ર ભાષણ આપ્યું હતું. અને તે પછી દિવાન સાહેબ રા. રા. શામળદાસે પણ એક અત્યંત આનંદ દાયક અને દરેકના દિલ રંજન કરે તેવું છટાદાર ભાષણ કિધું હતું. તેમજ રેવરંડ બીટી સાહેબે અને મી. સીમ્સ સાહેબે પણ ટુંક ભાષણો કર્યા હતા. જે પછી નામદાર મરહુમ મહારાજા સાહેબે તે હોસ્પીટલનો પાયો નાખવાની શુભ ક્રિયા કરતાં ઈંગ્રેજીમા જે શબ્દો બોલ્યા હતા તેનો ભાવાર્થ નિચે પ્રમાણે હતો.

હું આ પથ્થર બરાબર અને સારી રીતે ગોઠવાયેલો જાહેર કરૂં છું તેમજ ઇશ્વર આ મકાનને સારી રીતે હસ્તીમા લાવે તેવું હું ચાહું છું ઉપરના માંગલીક શબ્દોને ૧૫ તોપના અવાજ સાથેનું માન આપવામા આવ્યું હતું. જે વખતે એક આનંદનો ઉદધી ઉભરાયો હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો. સદરહુ હોસ્પીટલનો પાયો પોતાના ૨૧ મા વર્ષની ખુશાલી તરિકે નાખવામા આવ્યો હતો. જે પછી કેટલીએક મુદતે મજકુર હોસ્પીટલ તૈયાર થઇ હતી.

આ હોસ્પીટલ બોહોળા ખર્ચે બાહોશ કારિગરોથી ઉત્તમ પ્રકારની વ્યવસ્થા યુકત બાંધવામા તેમજ તેની અંદરના ફરનીચર વિગરેની ગોઠવણ કરતાં લગભગ બાર લાખ રૂપૈયાનો ખર્ચ અડસટવામાં આવે છે.

હોસ્પીટલ પુરી થયા બાદ ઇ. સન. ૧૮૯૨ મા મરહુમ મહારાજા સાહેબે ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી.

મજકુર તખ્તસિંહજી હોસ્પીટલ બારસો શિવની સામે વિશાળ જગ્યાપર બહુજ સુંદર રચનાથી બાંધવામા આવી છે. જ્યાં આગળ દરેક પ્રકારની દર્દીઓને માટે સગવડ કરવામા આવી છે. ગરીબ સેંકડો દર્દીઓની અને ઘાયલ થયેલા દરેકની ત્યાં આગળ ઉત્તમ પ્રકારે માવજત કરવામા આવે છે. દરેક દર્દીઓને દુધ વિગરેનો ઉંચા પ્રકારનો ખોરાક તેમજ તેમને યોગ્ય વખતે હજામત અને કપડા બદલાવવા વિગરે દરેક પ્રકારની સારી સોઇ છે.

દરેક દર્દીઓની સારવાર મજકુર હોસ્પીટલના બાહોશ અને સભ્યતાઇથી ભરપુર ગુણજ્ઞ ડાકટર ખરસેદજી બહેરામજી એલ. એમ. એન્ડ. એસ. તેમજ તેમના આસીસ્ટન્ટ ડાકટર બ્રીજલાલ ઝવેરીલાલ અને એક હોસ્પીટલ આસીસ્ટન્ટથી કરવામા આવે છે. સદરહુ દવાખાનામા પુરૂષ કમ્પાઉન્ડરો ઉપરાંત બાહોશ બાનુને પણ કમ્પાઉન્ડર તરિકે રાખવામા આવેલ છે. જે કે સ્ત્રી વર્ગના દર્દીઓની દરેક પ્રકારે સારવાર ડાકટર સાહેબના હુકમ માફક કર્યા કરે છે.

આ દવાખાનામા ઓપેરેશન રૂમપણ ઇલાઇદો રાખવામા આવેલો છે.

સદરહુ દવાખાનાનું રોણકદાર અને સુશોભિત મકાન બાહોશ ડાકટરો કમ્પાઉન્ડરો અને દવા વિગરે બીજી દરેક પ્રકારની સગવડને માટે વર્ણન કરતા આ પુસ્તકના ઘણા પાના તેજ બાબતમા રોકવા જોઇએ. માટે ટુંકામા એટલુંજ કહિશું તો ખોટું નથી કે આખા કાઠિયાવાડમા આવું સગવડ વાળું દવાખાનું બિજું એક પણ નથી. તે શિવાય પોતાના મરહુમભાઇ જુવાનસિંહજીનું નામ કાયમ રાખી ઇ. સન ૧૮૮૫ મા એક જુવાનસિંહજી દવાખાનું પણ બંદરના દરવાજા નજદિક તા. ૭ જાનેવારીના દિવસે નામદાર મરહુમ મહારાજા સાહેબે સ્વહસ્તે ખુલ્લું મુકવાની ક્રિયા કરી હતી. જે પ્રસંગે પણ બાહોશ અને અનુભવી ડાકટર બરજોરજીએ અને દિવાન સાહેબ મી. વિઠલદાસે પણ કેટલુંએક વિવેચન કર્યું હતું. જે પછી આ ક્રિયા સમાપ્ત કરવામા આવી હતી.

એ શિવાય પણ નામદાર મરહુમે પોતાના જન્મદિવસની ખુશાલી વિગેરે પ્રસંગે કરેલા ઠરાવ પ્રમાણે રાજુલા લીલીયા ભાલ ઉમરાળા ગઢડા બોટાદ વિગેરે જુદી જુદી જગ્યાએ દવાખાના સ્થાપી લોકોની તંદુરસ્તીને માટે પોતાના સંસ્થાનમા બધા મળીને લગભગ પંદર દવાખાના સ્થાપ્યા. સદરહુ મેડીકલ ખાતાની ભારે ઉન્નતી ઇચ્છી, જેમ બને તેમ પિડા પામતા દર્દીઓને પુરતી સગવડ અને સુખ આપી તેમને તાકિદે તંદુરસ્ત બનાવવાના હેતુથી તે ખાતા પાછળ પણ લગભગ પોણોલાખ કરતાં વધારે વાર્ષીક ખર્ચ નામદાર મરહુમ મહારાજા સાહેબના ઉદાર જીગરથી કરવામા આવતો હતો. અને તે ખાતાના ઉપરી અધિકારી તરીકે પહેલેથીજ બાહોશ ડાકટર મી૦ બરજોરજી બહેરામજીની નિમનોક કરવામા આવી છે. મી૦ બરજોરજી બહુજ જુના વખતના કેળવણિ પામેલા અને કાબેલ ડાકટર છે. તેમણે તેમના માનવંતા અને વૃદ્ધ પિતા ડાકટર બહેરામજી પાસેથી પણ બહુજ ઉમદા રીતે ખાસ તાલીમ લઇ બહુજ ઉત્તમ પ્રકારનો અનુભવ મેળવી બોહોળું જ્ઞાન સંપાદન કિધું છે. તેમના વૃદ્ધ પિતા ડાકટર બહેરામજી સુરતમા એટલા બધા સુપ્રતિષ્ટીત છેકે તેઓ અત્યારે પુષ્કળ વયોવૃદ્ધ અવસ્થાને પહોંચવા છતાં પણ ઘણાએક દર્દીઓ તેમની આગ્રહપૂર્વક સારવાર ઇચ્છે છે.

મી૦ બરજોરજીએ આજથી ઘણા વર્ષ પહેલાં શારિરીક વૈદ્યકજ્ઞાન આ નામનુ એક કદાવર પુસ્તક શારિરીક અવયવોના ચિત્રો સહિત પ્રગટ કિધું હતું. જે પુસ્તક ઘણુંજ સ્તુતિપાત્ર અને જનપ્રીય થયેલું છે. જે પૂસ્તક માંહેના કેટલાંએક ચિત્રોનુ અનુકરણ મી૦ ત્રિભુવનદાસ મોતીચંદ શાહે પોતાના પૂસ્તકમા કરેલું હોય તેવું તેમની પ્રસ્તાવનાપરથી જણાય છે. મી૦ બરજોરજી મરહુમ મહારાજાની સાથે ઈંગ્લંડના પ્રવાસમા પણ મરહુમ નામદાર મહારાજા સાહેબની તબિયેત સંભાળવાને માટે સાથેજ ગયા હતા. નામદાર મરહુમ મહારાજા સાહેબે દુઃખી દર્દીઓની પિડા અંતઃકરણપર ધરિ લાખો રૂપૈયાના બોહોળા ખર્ચો કરી વિવીધ જગ્યાએ દવાશાળાઓ સ્થાપી. તેમજ તેમા યોગ્ય જગ્યાએ એક એક અને કેટલાએક દવાખાનામા જરૂર જણાતા એકથી વધારે એટલે ચારચાર પાંચપાંચ સારા પાસ થયેલા બાહોશ ડાકટરો અને સ્ત્રી ડાકટર વિગેરેની પણ ગોઠવણ કરી લાખો રૂપૈયાનો ખર્ચ કરવા ઉપરાંત મોહોટી ગંજાવર રકમનો ચાલુ ખર્ચ દાખલ કરી આવા લોકહિતૈશી કાર્યના ખાતાની લગામ મી૦ બરજોરજી બહેરાંમજી જેવા બાહોશ અને એક ખંતિલા નરના હસ્તકમા સોંપી છે.

## राज्यखर्च खातुं.

નામદાર મરહુમ મહારાજા સાહેબે રાજ્યખર્ચ ખાતું પણ ઉત્તમ પ્રકારે રચી તેના ઉપરી અધિકારિ તરિકે પ્રથમ મી૦ વિઠ્ઠલદાસ શામળદાસને નિમ્યા હતા. જેઓને મરહુમ પ્રસિદ્ધ દિવાંન મી૦ ગવરીશંકરના રાજીનામાથી દિવાંન તરિકે જ્યારે મી૦ શામળદાસને નામદાર મરહુમ મહારાજા સાહેબે મોહોટો દબદબા ભરેલો દરબાર ભરી નિમ્યા હતા ત્યારે મી૦ વિઠ્ઠલદાસને ઉંચ્ચા દરજ્જાનો અધિકાર મળતા રાજ્યખર્ચના ઉપરી તરિકે બહાદુર દિવાંન ગવરીશંકરના બીજા પૂત્ર મી૦ પ્રભાશંકરની નિમનોક કરવામા આવી હતી. જે પછી મજકુર ખાતાના સુપિરિયર તરિકે કેટલોએક વખત મી૦ છોટમલાલ કુંવરજીએ અધિકાર ભોગવ્યો અને હાલ તે ખાતાના ઉપરી અધિકારી તરિકે લોકપ્રિય દિવાંન મી૦ વિઠ્ઠલદાસના વડા પૂત્ર મી૦ ભુપતરાય તે હોદ્દાપર બિરાજી સઘળી વ્યવસ્થા રાખે છે.

રાજ્યખર્ચ ખાતાની દેખરેખ તળે સઘળો રાજ્યકિય ખર્ચ કરવામા આવે છે. નામદાર મરહુમના ખાંનગી ખાતાને લગતા ખર્ચનો ઉપાડ તેમજ દરબારી મોહોટું રસોડું, સ્વામિનુ અન્નછત્ર, રાંકાટ લુલા લંગડા વિગેરે અપંગને હમેશાં તૈયાર રસોઇ જમાડવામા આવે છે. તે રસોડું, રાજ્યકિય ધર્માદો, દરબારી હાથી ઘોડા બળદ ગાય ભેંસ વિગેરે જાનવરોને માટે જોઇતું ઘાંસ; જેને માટે એક ખડ ખાતાનો ઉપરી નિમી તેને રાજ્યખર્ચના ઉપરી અધિકારીના તાબામા સોંપેલ છે.

તેમજ દરબારી ગાડી ઘોડાના તબેલા, ગુતનો વંડો, હસ્તીશાળા વિગેરેની દેખરેખ રાખવાનુ કાંમ રાજ્યખર્ચ ખાતાનાં ઉપરી અધિકારીને સોંપવામા આવ્યું છે. તેમજ દરબારી મીજબાંનોની પરોંણાગત પણ તેમનાજ તાબાના માણસોથી કરવામા આવે છે. તેમજ રાજ્ય-કુટુંબને લગતી ખર્ચની રકમો પણ મજકુર ખાતાથીજ પગાર કરવામા આવે છે.

ઉપર પ્રમાણે ખસુસના રાજ્યકિય ખર્ચના કામો જુદા પાડિ જેને માટે રાજ્ય ખર્ચ ખાતું ઇલાઇદું સ્થાપી જેની દેખ રેખ રાખવાનુકામપણસારાચાલાકઅનેસુશીલ અમલદારને સોંપી આવું ઉત્તમ રાજ્ય બંધારણ રાખવું તે પણ એક વિદ્વાન અને બુદ્ધિશાળી રાજ્ય કર્તાની ખુબી છે.

—:o:—

## પોલીટીકલ ખાતું.

પોલીટીકલ ખાતા સાથેનો સઘળો એખલાસ તેમજ રાજ્ય પ્રકરણિ તમામ કામ કાજ મહેરબાન દિવાન સાહેબની દેખરેખ તળે કરવામા આવે છે.

સોનગઢ પ્રાંતના આસીસ્ટન્ટ પોલીટીકલ એજંટ સાહેબની પાસે રહિ ભાવનગર સંસ્થાનના પ્રાંત વકિલ તરિકે કામ કાજ કરવા પ્રથમ રા. રા. મહેરબાન સાકરલાલ સવાઇલાલ સરખા એક વિદ્વાન અને બાહોશ સદગ્રહસ્થને નિમવામા આવ્યા હતા. જે પછી તેમના કાર્યની અને તેમની સુજ્ઞતા વિગેરે દરેક પ્રકારના સદગુણોની કારકીર્દી વિગેરેની બુજ જાણી તેમને આસીસ્ટન્ટ હજુર સેક્રેટરીના હોદ્દા ઉપર નિમવામા આવ્યા અને છેવટે તેમને પોતાના ખાસ પ્રાઇવેટ સેક્રેટરીની જગ્યા આપી વજીરના હોદ્દા ઉપર નિમી મી. સાકરલાલ સરખા સદ્ગુણી નરની પારખ કરી હતી. હાલ સોનગઢ પ્રાંતના વકિલ તરિકે મી. શીવપ્રસાદ નાહાનાભાઈ ને નિમવામા આવેલા છે.

તેમજ ખુદ રાજ્યકોટ કાંપમા જ્યાં આગળ નામદાર કાઠિયાવાડ પ્રાંતના મહેરબાંન પોલીટીકલ એજંટ સાહેબની સ્વારી રહે છે ત્યાં આગળ પણ એક દરબારી સુશોભિત મકાન બાંધ્યું, અને નામદાર પોલીટીકલ એજંટ પાસે રહી ભાવનગર સંસ્થાન તરફનું સઘળું કામ કાજ કરવાને રા. રા. મહેરબાન હરિલાલ સવાઈલાલ સરખા ચંચળ અનુભવી અને બાહોશ નરને પ્રાંત વકિલ તરીકે નિયત કર્યા છે.

તેમજ એક રાજ્ય સ્થાનિક મેમ્બરનિપણ નિમનોક કરી ભાવનગર સંસ્થાન તરફથી રાજ્યકોટ ખાતે રાખવામા આવે છે. શિવાય પણ રાજ્ય પ્રકરણી તમામ વહીવટ નામદાર દિવાન સાહેબની દેખ રેખ તળે રાખવામા આવેલ છે.

નામદાર મરહુમ મહારાજા સાહેબ બ્રિટીશ સરકાર સાથેનો એખલાસ અને તેમના તરફની વફાદારી જાળવવામા હિંદુસ્તાનના દરેક રાજાઓમા એક ચઢતા પ્રકારનું માન પામેલા

હતા. તેમનો નામદાર સરકાર તરફનો સ્નેહ અને મમતા એવા તો ઉમદા હતા કે જેની ખુબ જાણી નામદાર મહારાણી સરકારે વખતો વખત તેઓ નામદારને પોતાના તરફથી અંતઃકરણ પૂર્વકનું માન આપ્યું છે. તેમજ નામદાર મહારાજા સાહેબે પણ જુદા જુદા ગવર્નરો વાઇસરાય વિગરેને માન આપવામા અને બ્રિટીશ અધિકારિયોની પરોણાગત કરવામા કોઈપણ જાતની કચ્ચાશ રાખેલી નથી. સ્વર્ગસ્થ શાહજાદા પ્રીન્સ આલ્બર્ટ વિકટર, ગવર્નર સાહેબ લોર્ડ રે, લોર્ડ હેરિસ, ફરગ્યુસન સાહેબ અને શિવાયના પોલીટીકલ એજંટોની પણ નામદાર મરહુમ મહારાજા સાહેબે કરેલી પરોણાગત તેમને તો શું પણ તેમના નોકર ચાકરોને પણ કદિ વિસારે પડે તેમ નથી. તેમજ મરહુમ નામદારના સ્વર્ગવાસથી જેમ હિંદુસ્તાનમા ચોબાજુ શોકનું વાદળ છવાયું હતું, તેમજ ઇંગ્લંડના પણ ઓહોળા ભાગમા ગમગીની પ્રસરી રહી હતી. નામદાર મરહુમ મહારાજાનો પોલીટીકલ વ્યવહાર પણ દરેક પ્રકારે પ્રસંશનિય અને સંતોષ કારકજ ગવાયેલો છે.

## જાહેર બાંધકામ ખાતું.

નામદાર મરહુમ મહારાજાનુ અંતઃકરણ રાજ્યકારોબારથી પ્રજાને પુરતી રીતે સંતોષ આપવાને આતુર હતું; તેમજ પ્રજાના સુખના સાધનોને માટે પણ જુદા જુદા બાંધકામો કરી જુદી જુદી ખામિયો દુર કરવાની પણ પારાવાર લાગણિની સજ્જડ છાપ નામદાર મરહુમના હૃદયમા સદાને માટે કોતરાઇ રહેલી હતી.

મરહુમ નામદાર રાજ્યાસંને બિરાજવા બાદ બાંધકામો કરવાનો જુદોજ વહિવટ કરવા જાહેર બાંધકામ ખાતું સ્થાપવામા આવ્યું. અને મજકુર ખાતાથી આજ સુધીમા થયેલાં જાહેર બાંધકામો પાછળ આજનાં જમાનામા કોઇપણ મનુષ્યને ચોંકાવે તેવી સવાબે કરોડ રૂપૈયાની મ્હોટા ડુંગર જેવડી ગંજાવર રકમનો ખરચ કરી પ્રજાના સુખના અગણિત સાધનો તૈયાર કિધાં છે.

નામદાર મરહુમ, મહારાજા રાજ્યાસને બિરાજ્યા તે વખતનો ભાવનગરનો દેખાવ અને હાલ ફેરવાઇ ગયેલું ભાવનગર શહેર આ તફાવત એક વિલક્ષણ અથવા અધિક આશ્ચર્યતામા ગરકાવ કિધા વિના રહે નહીં તેવો છે.

ખુદ ભાવનગરમા પ્રથમ હાઇસ્કુલ, હાઇકોર્ટ, ઇન્જીનિયર ઓફિસ, ટેલીગ્રાફ ઓફિસ, પોષ્ટ ઓફિસ, માજીરાજ કન્યાશાળા, રાજ્ય મહેલનો પૂર્વ તરફનો દરવાજો જેને લોકો નવી ડેલીપણ કહે છે. ગવરીશંકર સરોવર, ગામનુ તલાવ, સ્ત્રિયોને મર્યાદા યુકત ન્હાવા ધોવાને માટે ન્હેરૂં, ગંગા જળિયો, કઠેરિયો વિગરે ગામના તમામ કુવાને ફરતા કઠેરા પાણીમા જાળી તેમજ તૈયાર પાણિને માટે વીકટોરિયા જ્યુબીલી વોટર વર્કસ પાણીના નળો, ટાંકિયો, પાનવાડી વાઘાવાડી, માજીરાજ વાડી, શાંતિભવન, પીલબાગ વિકટોરિયાબાગ લીલમબાગ વિકટરસ્કેવર નાકુબાગ, એન્ડસ્ટેન્ટ વાળો જુનો બગિચો, તખ્તસિંહજી હોસ્પિટલ, બંદરમા ગોદિ, લોર્ડહેરિસરોડ, આરસની ગામના તળાવના મધ્યભાગમા સુંદર છત્રી, તખ્તેશ્વર મહાદેવ, ઇલેકટ્રીકરોશની ભાવનગરથી વઢવાણ અને ધોરાજી તરફ મળી એકસોને વીશમાઇલની રેલ્વે, ભગવતસિંહજી એંગ્લો વર્નાકયુલર સ્કુલ, બાર્ટન લાઇબ્રેરી ઇંગ્રેજી નિશાળ, ઇમ્પીરિયલ લેન્સર્સના મકાનો, પેડોક, શામળદાસ કોલેજ પરસીવલ મારકીટ, વિગેરે અને મહુવા તથા કુંડલા વચેની તથા

બીજી કેટલીએક પાકી સડકો. રેરોડ, પ્રીન્સ આલબર્ટ વિકટર પોર્ટ નામનું બંદર, સંસ્થાનના મ્હાલોમા તપ્પાઓમા અને ઘણે ભાગે બધા ગામોમા દરબારી ઉતારાઓ બંધાવ્યા. તેમજ સંસ્થાનમા ચાલતી જુદી જુદી સેંકડો નિશાળોના મકાનો ધર્મશાળાઓ અને મુસાફરી બંગલાઓ બાંધ્યા. પ્લાંટેશનો આદિ ઝાડપાન વિગેરે રોપાઓનું ઉત્તમ વાવેત્તર વિગેરે વિગેરેની પાછળ કરોડો રૂપૈયાના મ્હોટા ખરચ ઉદાર દિલથી અને છુટ્ટા હાથથી નામદાર મરહુમે કરી પ્રજા સુખના સાધનોને માટે આ ખાતું એક દ્રષ્ટી ખેંચવા લાયક બનાવ્યું છે.

જાહેર બાંધકામ ખાતાના પહેલેથીજ ઉપરી અધિકારિ તરીકે મી. આર. પ્રાકટર સીમ્સ સાહેબને નિમવામા આવ્યા છે. તેમજ તેમના હાથ નિચે મેકેનિકલ અને એલ. સી. ઇ. ઇન્જીનિયરો ઓવરસિયરો અને મીસ્રીયો છે.

શ્રી. સીમ્સ સાહિબની દેખરેખ નીચે હોર્સબ્રિડીંગ અથવા ઘોડાની જાત સુધારવાનુ ખાતું ચાલે છે. અને કેટલીએક વખત મ્યુનિસીપાલીટીના પ્રેસીડેન્ટ પણ તેઓને નિમવામા આવ્યા હતા.

## હોર્સ બ્રીડીંગ.

નામદાર મરહુમ મહારાજા સાહેબે પોતાના સંસ્થાનમા ઘોડાઓની જાત સુધારવા તથા સારી ઓલાદના ઘોડાઓની વૃદ્ધિ થાય અને તેવી રીતે ઉંચી જાતના ઘોડાઓના વછેરાઓને સારી સંભાળથી રાખીને તેને કેળવવા વિગેરે કામને માટે ભાવનગર શેહેરથી સુમારે બે માઈલ્સ પર "પેઠાક" યાને એક અશ્વશાળા ઘણા વિસ્તાર વાળી જમીન ઉપર કમ્પાઉન્ડ વાળી બંધાવી. અને તેમા ઉમદા જાતની ઘોડીઓ તથા તેનાથી ઉત્પન્ન થતા વછેરાઓને સારી સંભાળથી રાખવામા આવે છે. તેમજ તેમાના નવા રૂષ્ટ પુષ્ટ વછેરાથી સારી જાતના ઘોડાની વૃદ્ધિ થાય તેવા યત્નો કરવા માટે સારી ગોઠવણ છે. મજકુર અશ્વશાળાના ઘોડા અને વછેરા તેમજ ઘોડી વિગેરેના ખોરાકની પણ બહુ સારી દેખરેખ છે. ઘોડાઓની હરેક પ્રકારે સંભાળને માટે વેટનરી ડાકટરોને પણ રાખવામા આવ્યા છે.

સદરહુ કામની ઇન્ડિયા સરકારને ખબર થતા સરકારે એ સારા કામની ઉત્તમ પ્રકારે ગોઠવણ થઇ સમજી તે સંબંધી ઘણીજ ખુશાલી બતલાવી હતી. તેમજ નામદાર મરહુમને તે બાબતનાં માનની ખાતર એક ચાંદ નામદાર સરકારે ઇનાયત કર્યો હતો. જે કે ગોહેલ વાડ પ્રાંતના આસીસ્ટન્ટ પોલીટીકલ એજંટ મી. કેપ્ટન હંટરને હાથે મહારાજા સાહેબને આપવાની ક્રિયા તા. ૧૫ મી મે સન ૧૮૮૩ ની પ્રભાતમા તેજ અશ્વશાળાના મકાનમા મોટી ધામ ધુમથી કરવામા આવી હતી.

સદરહુ હોર્સ બ્રીડીંગની શાખા મહુવામા પણ રાખવામા આવી છે. અને મહુવામા તેવા વાળી ઘોડાને મુસાફરી બંગલા વાળી દરબારી વાડીમા રાખવામા આવ્યા છે. સદરહુ ખાતાની દેખરેખ મી. સીમ્સ સાહેબને સોંપવામા આવી છે.

## મ્યુનિસીપાલ ખાતું.

નામદાર મરહુમ મહારાજા સાહેબ ગાદીએ બેઠા પછી શહેર સુધરાઇને લગતો સંવત ૧૯૨૭ નો ધારો પહેલો મંજુર કર્યો. જેની રૂએ કામ કાજ ચલાવવા ચેરમેન સેક્રેટરી મેમ્બર વિગરે અમલદારો નિમી કામ ચલાવાનું નક્કી કર્યું.

મ્યુનિસીપાલીટીના તાબામા શહેર ભાવનગર વિગરે પરગણાની મ્યુનિસીપાલીટીઓને પણ ગંદકી દુર કરી શહેરમા સુધારો રાખનો ભાંગી તુટી સડકો રિપેર કરવી અને પાણીનો છંટકાવ કરી જમીન ગરમ થઈ જતાં રોગ ચાલો ફાટી નિકળે છે તેને દુર કરવા પુષ્કળ પાણી છાંટી જમીનને ઠંડી રાખવી. દીવા બતીના ફાનસો, ખાતરની પેટીઓ વિગરેને લગતો યોગ્ય બંદોબસ્ત રાખી જેમ બને તેમ પ્રજાને સઘળી પ્રકારે સગવડ કરી આપવી. તેમજ આગથી થતિ નુકશાની અને પાયમાલીથી બચાવા લાંબીસુંઢનાબંબાઓઆગવાળીજગ્યાએપહોંચાડી સળગતા અમલાનો બચાવ કરવો અને આગને ફેલાવા ન દેતા એકદમ બુઝાવી નાંખવી. રસ્તાઓ ઉપર દેખરેખ રાખી તેને સાફ રાખવા. જરૂરીયાત પ્રમાણે રસ્તાઓ પહોળા કરવા અને નવા બનાવા લાઇનો નાખી યોગ્ય વખતે કંપનશેશન આપી જોઇતી જગ્યા લેવી. બજારની લાઇન એક સરખી કરવી, કુદરતી હાજતને માટે બનાવામા આવેલા પાયખાનાનું મળમુત્ર વિગરે લોકોની તંદુરસ્તીને નુકશાન ન કરે તેવી રીતે મધ્ય રાત્રીયે કાઢી લઇ જવું. વિગેરે કામો મ્યુનિસીપાલીટીના તાબામા સોંપ્યા.

સંવત ૧૯૪૪ ના માગશર માસમા મ્યુનિસિપાલ કમીટીએ કરેલા ફેંસલા ઉપર અપીલ સાંભળવાનો ફોજદારી કેશોને માટે વડા ન્યાયધિશને અને દિવાની ફરિયાદ સાંભળવાને દિવાંની ન્યાયાધિશોને અધિકાર આપ્યો.

સંવત ૧૯૪૪ ના પોશ માસમા પોતાની સાલગિરીના પ્રસંગે ભાવનગર સંસ્થાનની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક આપ્યો. અને તેજ પોશ માસના વધારાના ગેઝીટમા સંવત ૧૯૪૪ નો ધારો પહેલો કરી મંજુર કરી છ બાબ અને ૫૦) મોટી કલમોના વિસ્તાર સાથે લોકોની જાણ માટે પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૪૪ ના મહા વદ ૪ અને બુધવારના રોજ મી૦ સીમ્સ સાહેબને મ્યુનિસીપાલીટીના પ્રેસિડેન્ટ નિમ્યા. જે પછી મ્યુનિસીપાલીટી અને પ્રજા બન્ને વચ્ચે વખતો વખત તકરારો ઉઠતી અટકાવાને માટે તે ખાતાના વાઇસ પ્રેસીડેન્ટ તરિકે મી૦ બરજોરજીની નિમનોક કાયમ રાખી પ્રેસીડેન્ટ તરિકે સઘળી લગાંમ સ્વહસ્તમા લીધી.

સ્થાનિક સ્વરાજ્યનો ધારો મંજુર કરવાથી સરકારમા પણ નામદાર મરહુમ મહારાજાની ભારે પ્રસંશા ગવાઇ હતી.

### નાણા પ્રકરણિ ખાતાના સભાસદની ઓફિસ.

આ ખાતું ફીનાન્સીયલ કાઉન્સીલરની દેખરેખ તળે સ્થાપવામા આવ્યું છે. અને તેના તાબામા રાજ્ય ટ્રેઝરી–હિસાબી ખાતું આરમ્ડ પોલીસ–જુના દફતર ખાતું તથા જુના શોધ ખાતું અને દરબારી છાપખાનુ વિગેરે ખાતાઓ સોંપવામા આવ્યા છે.

### કાઉન્સીલ

નામદાર મહારાજા સાહેબે પોતાની વ્હાલી પ્રજાને સ્થાનિક સ્વરાજ્યનો હક બક્ષિસ કર્યા પછી સંવત ૧૯૪૪ ના ફાગણ માસમા રાજ્યનો તમામ વહિવટ ચલાવવા માટે એક

રાજ્યસભા અથવા ખાસ કાંઉન્સીલ નિમી હતી. અને તેને લગતું એક જાહેરનામું નામદાર મરહુમે નિચે પ્રમાણે પ્રગટ કિધું હતું.

## "જાહેરનામું."

હજુર નંબર ૧ (નો ઇન્તેખાબ).

અમો, માહારાજા રાઓલ શ્રી તખ્તસીંહજી, જી. સી. એસ. આઇ., ઠાકોર સાહેબ સંસ્થાન ભાવનગરના તરફથી હુકમ ફરમાવવામાં આવે છે કે—

૧. અમારા મુલકના રાજ્યકારભારનું સઘળું કામકાજ આજની તારીખથી બીજો હુકમ કરતાં સુધી અમારા હુકમ નીચે ચાર સભાસદ (કાઉન્સીલરો)ની એક રાજ્ય સભા (કાઉન્સીલ)ના હસ્તક ચલાવવામાં આવશે.

૨. એ સભાસદોની નીમનોક કરવાનું અમારા અખત્યારમાં રહેશે; અને તેઓના દરએકના હોદ્દા નીચે મુજબ લખવામાં આવશે:—

દીવાન અને વડા સભાસદ (સીનીયર કાઉન્સીલર)
જાહેર બાંધકામો ખાતાના સભાસદ (પબ્લીક વર્કસ કાઉન્સીલર)
ન્યાય ખાતાના સભાસદ (જુડીશીયલ કાઉન્સીલર)
નાણાં પ્રકરણી ખાતાના સભાસદ (ફીનાન્સીયલ કાઉન્સીલર)

અને તે દરએક સભાસદનો અમારી સાથે પરબારો સંબંધ રહેશે તથા તેઓ અમોનેજ જવાબદાર ગણાશે.

૩. અમારા હજુરથીજ હુકમ આપવાનાં કામો અમારા અખત્યારમાં રાખેલાં છે, તે શિવાય દરએક સભાસદના જે જે ખાતાનાં કામો સોંપવાનું ઠરાવવામાં આવ્યું છે તે પ્રમાણે તેઓના હોદ્દાનાં કામો સમજવાં.

૪. સદરહુ સભાસદોના ખાતાઓ મધ્યેના કોઇ ખાતામાં સમાવેશ નહીં થાય તેહેવું હરકોઇ પ્રકારનું કામ હશે તે અથવા જે કામની વ્યાખ્યા સંબંધી કાંઇ સંદેહ કીંવા તકરાર હશે તેહેવું કામ અમો પોતે ચલાવશું, અથવા અમો જે સભાસદ અથવા સભાસદો (કાઉન્સીલરો)ને સોંપીએ તેમનાથી તે કામ ચાલશે.

૮. સભાસદોને પોતપોતાના ખાતાના સામાન્ય કામોની બાબતમાં પોતાના સહ કાર્યબંધુ (કોલીગ્સ)ને પરબાર્યું લખાણુ કરવાની છુટ છે.

૧૦. સભાસદોને હરકોઇ કામ બાબત અમારી મંજુરી અથવા સંમતી મેળવવાનું જરૂર અથવા યોગ્ય લાગે તે તેઓએ લખીને અમારી હજુરમાં મોકલાવવું, એટલે તે ઉપર અમારી મરજી પ્રમાણે હુકમ આપવામાં આવશે.

૧૨. અમારી પાસે એક "હજુર સેક્રેટરી" નીમવામાં આવશે, ને તે અમારા પરબારા હુકમને તાબે રેહેશે, તથા જે જે દરબારી કામો તેના હવાલામાં સોંપવામાં આવશે તે ચલાવવાને માટે અમોને ખુદનેજ જવાબદાર ગણાશે.

સંવત ૧૯૪૪ ના ફાગણ વદ ૧૨ શુક્રવાર, તારીખ ૯ માર્ચ સને ૧૮૮૮.

તખ્તસીંહજી,
મહારાજા સંસ્થાન ભાવનગર.

## દરએક સભાસદના તાબામાં જે જે ખાતાં સોંપવામાં આવે છે તે તથા તેઓનાં નામો.

૧. દીવાન અને વડા સભાસદ, આજમ વીઠલદાસ સામળદાસ:—

૧. રાજ્ય પ્રકરણી ખાતું (પોલીટીકલ).
૨. વસુલાતી ખાતું (રેવીન્યુ).
૩ રાજ્ય ખર્ચ ખાતું.

૪ વૈદક ખાતું (મેડીકલ).
૫ કેળવણી ખાતું (એજ્યુકેશન).
૨ જાહેર બાંધકામો ખાતાના સભાસદ, આજમ આર. પ્રોકટર-સીમ્મ સાહેબ:—
૧ સઘળાં જાહેર બાંધકામો, રેલવે સહાંત.
૨ સઘળાં શેહેર સુધરાઇનાં ખાતાં (મ્યુનીસીપાલીટી).
૩ ઘોડાની જાત સુધારવાનું ખાતું (હોર્સ બ્રીડીંગ).
૩ ન્યાય ખાતાના સભાસદ, આજમ મંચેરજી મેરવાનજી ભાવનગરી, સી. આઇ. ઈ:—
૧ ન્યાય ખાતું, દીવાની તથા ફોજદારી.
૨ પોલીસ, શેહેરની તથા પ્રગણાની.
૪ નાણાં પ્રકરણી ખાતાના સભાસદ, આજમ વજેશંકર ગિ. ગૌરીશંકર:-
૧ નાણાં પ્રકરણી ખાતું (ફાઇનાન્સ).
૨ હીસાબી ખાતું.
૩ ટ્રેઝરી.
૪ આરમ્ડ પોલીસ
૫ જુના દફતરો તથા જુના શોધ ખાતું.
૬ દરબારી છાપખાનું.
હજુર સેક્રેટરી આજમ રતીલાલ માણેકલાલને નીમવામાં આવે છે.
સંવત ૧૯૪૪ ના ફાગણ વદ ૧૨ શુક્રવાર, તા૦ ૯ માર્ચ સને ૧૮૮૮.

તખ્તસિંહજી.
મહારાજા સંસ્થા ભાવનગર.

ઉપર પ્રમાણેનું એક જાહેરનામું તે નામદારે પ્રગટ કીધું હતું, જે સર્વને પસંદ પડયું હતું. આ તથા નામદાર મહારાજા સાહેબે સ્થાનિક સ્વરાજ્ય દ્વારાએ મ્યુનિસિપલ વહિવટ ચલાવવાનું નિર્માણ કીધું, એ બંને બાબતોને માટે નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૮૭-૮૮ નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છે:—

આ વર્ષમાં ભાવનગરના રાજ્યકાર્યભારમાં એક અગત્યનો સુધારો કરવામાં આવ્યો છે. એક માણસ કરી શકે તેના કરતાં વધારે રાજ્ય દરબારી કામનો બોજો દિવાન ઉપર છે, એવી જ્યારે ઠાકોર સાહેબ સર તખ્તસિંહજીની ખાત્રિ થઇ, ત્યારે તેઓએ એક યોજના યોજી જુદા જુદા ખાતાઓને ચાર કાઉન્સીલરોમાં વ્હેંચી નાંખ્યા છે. અને તેઓમાના દરએકને ઠાકોર સાહેબનો બાહારો બહાર હુકમ મેળવવાને હકક બક્ષ્યો છે. વળી ઠાકોર સાહેબે પોતાના ૩૧ મા વર્ષની ખુશાલીની યાદગીરીમાં ભાવનગર શહેરને સ્થાનિક સ્વરાજ્યનો હકક બક્ષ્યો છે. અને બિજા પણ કેટલાએક સુધારાઓ કિધા છે. આ મુજબનુ સ્તુતિપાત્ર કામ નામદાર મરહુમ મહારાજા સાહેબનું હોવાથી બ્રિટીશ સરકારે પણ ઉત્તમ પ્રકારની તારીફ કરી હતી. મજકુર કાઉન્સીલમા પાછળથી અર્વાચિન મહારાજા સાહેબ ભાવસિંહજીના વિદ્યાભ્યાસ વિગેરેથી અત્યંત્ત ખુશી થઈ મરહુમ નામદારે તેમને એકસ્ટ્રા કાઉન્સીલર તરિકે દાખલ કિધા હતાં.

## ભાવનગર સંસ્થાનના વ્હેપાર તથા ઉદ્યોગને મરહુમના તરફથી મળેલું ઉત્તેજન અને તેનું પરિણામ.

શહેર ભાવનગર; સ્થાપના પ્રકરણમા જણાવ્યા પ્રમાણે મહારાજા ભાવસિંહજીએ વસાવ્યું, તે પછી હરએક રાજ્યકર્ત્તાઓએ બીજા ખાતાઓ ઉપર જોકે પુરતું ધ્યાન આપેલું છે તોપણ વ્હેપાર વૃદ્ધિના કાર્યમા કાંઇક વિશેષ કાળજી રાખી હોય તેવું તો નિશંક સાબિત થયા વગર રહેતું નથી.

જુદા જુદા રાજાઓએ જુદે જુદે વખતે ખંભાતના અને સુરતના નવાબો સાથે તેમજ બિજાઓની સાથે પણ સતેજ લાગણિ પૂર્વક જુદી જુદી શરતો કરી. તેમજ અગણિત પૈસાનો પણ બંદરની પાછળ સડકો અને રેલ્વે વિગેરે બાબતોમાં જે કંઇ જરૂરનો વ્યય કિધો છે તેનુ પરિણામ જે આવ્યું છે તે કાંઇ કોઇ પણ રીતે ઓછો સંતોષ આપે તેવું નથી.

ભાવનગરમા આજકાલ છાકંમ છોળ વ્હેપાર હરેએક લતાઓ ઉપર ઉભરાઇ ચાલ્યો છે. બંદર ઉપર ચોબાજુ માલની ગિરદી સ્ટીમરોની ધમાલ, મ્હોટા મ્હોટા સફરી વ્હાણો, બંદરઓટો અને પડાઉ વિગેરે બારકસોના સંખ્યાબંધ સઢો અને તેને લગતા કામ કાજે માટે માણસોનાઝુંડ, વ્હેપાર વસ્તી અને તેમની સ્મૃધ્ધિમા પુષ્કળ વધારો થયો છે. ઇંદ્રપુરી સરખા ચોગરદમ મકાનો પુર ભપકામા ઉત્તમ પ્રતિમાની શોભા પૂર્વક દેખાવ આપે છે. એ સર્વે નામદાર મહારાજાના વ્હેપારને લગતા ઉતેજનનુંજ મનમાન્યું પરિણામ છે.

નામદાર મહારાજા સર તખ્તસિંહજી તખ્તનશીંન થયા ત્યારે વ્હેપાર રોજગારના સાધનોમા તેમજ બંદરને લગતી સગવડોમા પણ ઘણી ઘણી ખાંમિયો હતી. અને જેથી ભાવનગર તે વખતે એક સાધારણ શહેર જેવો દેખાવ આપતું હતું. પરંતુ આજની પેઠે મુંબઈ સરખા માતબર શહેરની તુલ્યના કરી શકે તેવું ન હતું. કૈલાસવાસી મહારાજા સાહેબ તખ્ત નશીન થયા પછી કસ્ટમ ખાતાને લગતો પાકો બંદોબસ્ત કરવામા આવ્યો. તેમજ દરબારી ચોથ વિગરે લેવાણો માંહેના કેટલાએક માફ કર્યા. તેમજ કેટલાએકમા ઘટાડો કર્યો. દિન પ્રતિદિન વ્હેપારને મળતા ઉતેજનને માટે નવી નવી શોધો કરવા માંડી, જેથી વ્હેપારિયોને વ્હેપાર કરવાને ઉલટ ઘણી ઘણી રીતે વધવા લાગી. અને એથી કરીને ભાવનગરના બંદર સાથે બીજા સેંકડો બંદરોનો વ્યહવાર જોડાયો. જેથી કરોડો રૂપૈયાના માલની રવાનગી તથા આમદાની થવા લાગી; આવા ઉત્તમ કર્તવ્યથી રાજ્યને તેમજ પ્રજાને કેટલો લાભ થયો તે સહજ સમજાયા વગર રહે તેવું નથી.

રૂનો વ્હેપાર ભાવનગર અને તેના તાબાના પરગણાઓમા ધમધોકાર ચાલવા લાગ્યો. જેથી તેમા દગો ન થાય તેમજ તોલમા ખેડુઓ પાસેથી વ્હેપારિયો વધારે નલે તેને માટે તોળાટ કારકુનો તેમજ કોટન ઇન્સ્પેકટરો નિમ્યા. તેમજ રૂના પોકડા જુદી જુદી જગ્યાયેથી કાઠિયાવાડના બોહાળા મુલક માહેના નિર્ભય પણે અને સુગમ્યતાથી આવી શકે તેને માટે સંસ્થાનની હદમા જે જે મોહોટા રસ્તાઓ છે તે બહુજ વ્હોળા ખર્ચે દુરસ્ત કરાવ્યા; તેમજ તેના ઉપર રિપેર કામ મોસમના વખતમા કાયમ કરવાને માટે બંદોબસ્ત કર્યો. તેમજ તેવા રસ્તાઓ ઉપર ચોકી પેહેરાને માટે ફરતા. સ્વારો તેમજ છાપરિયો બંધાવી ચોકિદારો વિગરેની વ્યવસ્થા કરી. દરેક બંદરો ઉપર ડક્કા અને દિવા દાંડીઓ બંધાવી. તેમજ યોગ્ય જગ્યાયે

વ્હાણો સારી રીતે રહી શકે તેને માટે ગોદિયો પણ બંધાવી; તેમજ શાહુલામા એક દરબાર શ્રી તરફથી સિંકજો ખોલવામા આવ્યો. તેમજ કુંડલા મુકામે ઈ૦ સન ૧૮૭૫ મા એક પ્રદર્શન ભરાવ્યું.

જુદી જુદી જગ્યાએ નડતા ખડગોની તપાસને માટે એક વરાળ યંત્રથી ચાલતી હોડી ભાવનગરના બંદરમા ફરતી કરી. ખાડીઓમાં મ્હોટા વ્હાણો સહેલાઇથી આવજા કરી શકે તેને માટે મ્હોટા ખરચથી ખાડીઓમા ખોદાંણુ કામ શરૂ કર્યું. મજબુત પાહાંણાથી એક મ્હોટી ભાવનગરના બંદરમા ગોદી બંધાવી. મુંબઇના બંદરમા એક સ્ટીમર બંધાવી તેને ભાવનગર અને સુરત વચ્ચે ફરતી કરી. ગોંડલ દરબારની સાથે યોગ્ય બંદોબસ્ત કરી કાઠિયાવાડમા રેલ્વે બાંધવાની પહેલ કરી. પોસ્ટ ખાતાને તથા ટેલીગ્રાફ ખાતાને ઉત્તેજન આપી સારા પાયાપર તેની પ્રથમ ઓફિસો ઉઘડાવી. રૂના વ્હેપારિયોને વિરામ મળવા માટે બહાર સિકંજાવાળા ભાગમાં કોટન મારકિટ બંધાવી.

આવી આવી અનેક સગવડોને લીધે વ્હેપારિયોનુ મન સ્વાભાવિક રીતે આવા સ્થાનમા વ્હેપાર કરવા તરફ વળેજ તેમાં આશ્ચર્ય શું?

આથિ કરીને રૂની આમદાંની તેમજ ખરિદી ભાવનગર તળમાં અને મહુવામા પણ પુષ્કળ જથ્થામા વધવા લાગી.

પ્રતિવર્ષ કોટન મારકીટ પાસેના રસ્તાને જેનેકે રૂનો બજાર કહેવામા આવે છે. ત્યાં આગળ રૂના ધોકડાંઓની એટલી બધી ભિંસ રહ્યા કરે છે કે તે સડક ઘણી પોહોળી તેમજ પુષ્કળ લાંબી હોવા છતાં ત્યાં આગળથીજ ગમન આગમન કરવાનો તેમંજ ઉભા રહેવાનો માર્ગ પણ ઘણીજ મુશ્કેલિએ મળી શકે છે. જેથી તે રસ્તા ઉપર દર વર્ષે ચકંદાઓ વધતા જાય છે. ચકંદાઓ વધ્યા તેમાતો નવાઇ શું? પરંતુ પાકિ ગાંસડી બાંધવાના પ્રેસો પણ વધતાજ જાય છે. આપણુ એક વ્હેપાર પ્રકરણની જાહોજલાલીની એક ખરેખરી છાપ છે. ખુદ ભાવનગરમા તેમજ તાબાના મ્હાલોમાં મરહુમના તખ્તનશીન થવા પછી થયેલા યોગ્ય સુધારાના પ્રવાહના સબબેજ વરાળ યંત્રોથી ચાલતા કારખાનાઓ દિન પ્રતિદીન થવા લાગ્યા.

ખુદ ભાવનગરમા લગભગ ૧૦ પાકી ગાંસડી બાંધવાના પ્રેસો ઈંગ્રેજ વ્હેપારિયોની અને દેશી વ્હેપારિયોની કંમ્પનિયો તરફથી બાંધવામા આવેલા છે. તેમજ જીનીંગ ફેકટરી અને રૂનુ સુતર કાંતવાની તેમજ કાપડ વણવાની મીલ છે. તે ઉપરાંત મરહુમની યોગ્ય મદદથી લાકડાં વ્હેરવાની મીલો તેમજ લોટ દળવાની ચક્કિયો પણ વરાળ યંત્રથી ચાલે છે. સાકરના કારખાનાઓ પણ ભાવનગરમા સંખ્યાબંધ થયા છે. અને જેની સાકર મુંબઇ અને કલકત્તા જેવા મથકોમાં પણ વેચાય છે. ચિનાઇ માટીની જેવી બરણીઓ, લોઢું ગાળવાના, સંચળ બનાવાના, બરફ બનાવાના અને સોડા, લેમોનેડ તથા ચાક બનાવવાના કારખાંના પણ ભાવનગરમા એજ મરહુમના વખતમાં થયા. ફરનીચર, મેડીકલહોલ અથવા દવા વેચવાની દુકાંનો, અને સુગંધિ પદાર્થો વેચવાની અને મેવાવાળા વિગેરે ફેશનેબલ માલ વેચનારાઓની પણ સંખ્યાબંધ નવી ભપકાબંધ દુકાનો થઇ. વિલાયતની સાથે કામ કરનાર કમીશંન એજન્ટો થયા. પોસ્ટ ખાતા અને ટેલીગ્રાફ ખાતાના હેડ કવાટરો થયા. વિગેરે દરેક રીતેથી ભાવનગર ખિલી નિકળ્યું. અને જેવીજ રીતે હિંદુસ્તાનનુ મથક મુંબઈ તેવી રીતે કાઠિયાવાડનું મથ્થક ભાવનગર થયું.

આ શિવાય મહુવામાં પણ પાકિ ગાંસડી બાંધવાના ત્રણ પ્રેસો થયા. જીનીંગ ફેકટરીઓ અને ઓઇલ મીલ થઇ, તેમજ એક કાપડ વણવાની અને સુતર કાંતવાની મીલનો પણ પાયો નંખાયો.

ડુંગર અને ઘોળા તેમજ લીલીયા પરગણાના અને ખુદ કુંડલા તથા તેના આસપાસના ગામોમાં પણ જીનીંગ ફેકટરિયો થઇ. મુંબઇબેંકને ઉત્તેજન આપી તેની શાખા ભાવનગરમા સ્થપાવી. જેથી પણ વ્હેપારિઓને અપરંપાર સગવડ થઈ. મુંબઇબેંકને નામદાર મરહુમે પોતાની સ્ટેટ ટ્રેઝરરી ગણી છે. તેમજ તેને ચોકી પહેરા વિગેરેનો અને મકાનનો પણ બંદોબસ્ત સ્ટેટ તરફથી કરી આપવામાં આવેલો છે. નામદાર મરહુમે મુંબઇબેંકને જે ઉત્તેજન આપ્યું તેપણ ભાવનગર સંસ્થાનના વ્હેપાર રોજગારની ઉન્નતીને માટેજ.

મુંબઇબેંક ભાવનગર બ્રાંચના સુપિરિયર મી: ફીનીબશાયે પણ ભાવનગરની પ્રજામા સારો ચાહ અને પ્યાર સંપાદન કિધો છે. મીઃ ફિનીબશ વ્હેપારી વર્ગ સાથે જે પ્રીતી ધરાવે છે તે ઉપરાંત જાહેરમા પણ સારો ભાગ લેતા જણાય છે. તેઓ બાર્ટન લાઇબ્રેરીની કારોબાર કમીટીના મેમ્બર છે તે ઉપરાંત તેઓ સ્વર્ગવાસી મહારાજા સાહેબના મેમોરિયલ ફંડના એક સેક્રેટરિ પણ નિમાયા છે.

નામદાર મરહુમ મહારાજા સાહેબનું આમ કવખતે ભવિષ્ય થયું નહોત અને તેઓને યોગ્ય આયુષ્ય બક્ષવાને પરમ કૃપાળુ પરમેશ્વરે કૃપણુ તાતજી યોગ્ય ઉદારતા વાપરી હોતતો ભાવનગર સંસ્થાનનો રોજગાર મરહુમ નામદાર મુંબઇ બેટની સાથે હરિફાઇ કરી શકે તેવો પણ કરી શકવાને ભાગ્યશાળી બનત. અને તેમા તો કાંઇજ શંકા નથી રખાતી કે ભાવનગર સંસ્થાનમા બીજી કેટલીએક મીલો અને પ્રેસો તેમજ વરાળ યંત્રથી ચાલતા જુદા જુદા અનેક કારખાનાઓ થયેલા જોવાને તેવો અવસ્ય કરીને સમર્થ થઇ શકત. તેઓ નામદારને મહુવાનું બંદર પણ સુધારવાની અંતઃકરણમા બેહદ ખંત અને જીજ્ઞાસા હતી.

પરંતુ કાળચક્રની ગહનગતીને લીધે આવી કેટલીએક બાબતો અધુરી રહી ગઇ છે. પરંતુ નામદાર મરહુમને પગલે અનુસરી હાલના મહારાજા તેવી જરૂરની બાબતો પુરી પાડશે તેવો પણ અમોને સમ્પુર્ણ ભરોસો છે.

વ્હેપારની ઉન્નતીને માટે નામદાર મરહુમે પીપાવાવબનું બંદર પણ પ્રીન્સ આલ્બર્ટ વિકટરના હાથથી ખુલ્લું કરાવ્યું. તેમજ તે બંદરનું નામ પણ પ્રીન્સ આલ્બર્ટ વિકટર પોર્ટ રાખવાનો બંદોબસ્ત કર્યો. અને મજકુર બંદરથી સાવરકુંડલા સુધી રેલ્વે કરવાનું પણ નક્કી કર્યું. આ રેલ્વેનો કેટલોએક ભાગ બંધાઇ પણ ચુકયો છે તેમજ કેટલીએક સડકો પર લોખંડના પાટાઓ નાખી તે ઉપર ઈન્જીન ફરતું પણ કરવામા આવ્યું છે. શિવાય એક જબરજસ્ત પ્લાટ ફાર્મ પણ બાંધવામા આવ્યો છે. અને જે પ્લાટ ફાર્મ ઉપર ઈન્જીન બોઇલર લેટો પંપ ટાંકી વિગેરે લાખો રૂપૈયાના વ્હોળા ખર્ચની મશનરી ગોઠવેલી છે તેમજતેની દેખ રેખને માટે અને કામની શરૂઆતને માટે કેટલાએક માણસો નીમી સારી ગોઠવણ કરેલી છે.

મરહુમ મહારાજાના વ્હોળા અને અમુલ્ય પ્રયત્નોથી ભાવનગરનું બંદર વ્હેપાર રોજગારના મથકને માટે મુંબઇ ઇલાકામા બીજે નંબરે તો કયારનુ યેઆવીચુકયુ છે. મજકુર બંદર તેની કુદરતી સ્થિતીમા બિલકુલ બંદર તરિકે વાપરી શકાય તેવું તો નથીજ. છતાં પણ આટલું બધું વધીને આખા કાઠિયાવાડ પ્રાંતના બિજા સગવડ વાળા બંદરો કરતાં વિશેશ માન પાન પામતું થયું તે સઘળું મરહુમની હોંશ મમતા અને પુષ્કળ પ્રયત્નોનેજ ધન્યવાદ આપવો

ઘટે છે. ડ્રેજર પાછળ પણ દર વર્ષે કેટલો મોટો ખર્ચ કરવામા આવે છે. અને તેથી ખાડી કેવી ચોખ્ખી રહે છે. અને તેથી બંદરમા જે સોઇ મળી આવે છે તે પણ કોઇ પણ પ્રકારે ઓછી ગણાઈ શકાશે નહીં. એટલુજ નહીં પણ ગોદીનો અમુક ભાગ પથ્થરથી બહુજ મજબુત રીતે બાંધી લીધો છે. તેનો ઉદ્દેશ પણ કેવો હોવો જોઇયે ઉપરાંત બીજા બંદરોની પેઠે ઘણીજ ઉંચી દિવા ડાંડી પણ બાંધેલી છે.

તથા Tidal observatory જેકે ઘણી થોડી જગ્યાએ રાખવામાં આવે છે તે અહીં રાખી ભરતી ઓટના વખત ચોકસ કરવા સારૂ અને જેકે પ્રજાના સુખ વાસ્તે મદદ કરે છે. જેની પાછળ મોહોટો ખર્ચ કર્યે જાય છે. ભાલની સામા કાંઠાની ઉજડ જમીન સાથે નિરંતર સંબંધ ચાલતો રહે તેને માટે એક Takhtsingji state Ferry જેને લોકો થાંપડો પણ કહેછે. જેની અંદર માણસોને તો શું પરંતુ ગાડાં અને ઢોરને પણ પાર ઉતારી શકાય એવું સાધન પણ મોટા ખરચથી ખાસ લોકોનીજ જરૂરને લીધે રાખ્યું છે. આ દેખીતાં ખર્ચના મહાભારત મૂળજણાયછેએમોટુ નથી. પણ તેની સાથે એટલું પણ સમજવું જોઇએ કે તે સઘળુ શું સુચવેછે ? તેથી લોકોના સુખનો પાયો વિશેષ ઉંડો નાંખેલો છે. વળી બંદરમાં ડોકએસ્ટેટ Dock Estate ની હદ નકી કરી તેમા સામે કાંઠેથી આવેલું તુરતનું ખડ રાખવા માટે તથા તમરીયા માટે જુદા જુદા ભાગ નકી કરી લોકોને એક ખાસ પ્રકારની સગવડ કરી આપી છે. વિશેષ એ છે કે મુંબઈની પ્રખ્યાત સ્ટીમરોવાળા પોતાની સ્ટીમરોનો યથેચ્છ લાભ ભાવનગરને આપે તેને માટે તેઓને પણ ઉત્તમ પ્રતિની સગવડો કરી આપી લોકોની અનેક સગવડોમા વધારો કર્યો છે. એક ચાલીસ લાખનું સાદુરજવાડુ પોતાના બીજા કામની સાથે આટલો આટલો ખર્ચ કરી લોકોને સંતોષ અને સુખ આપે તે કશી રીતે ઓછું ગણી શકાય તેવું તો નથીજ. પરંતુ એટલી વાતતો હું ખાત્રીથી કહી શકું છું કે મુગટમણિ મહારાજા સાહેબ જો કેટલાક વર્ષ વિશેષ જીવવા સમર્થ થયાહોતતોદેશીરજવાડામાનાતોશું !! પરંતુ બ્રિટીશ મુલકના રહેનારા જ્યાંકે કરના બોજાથી લોકો કચરાયા કરે છે તેનાથી ભાવનગરમા વસવું ઉત્તમ ગણત.

ભાવનગરની પ્રજાને કરના કસાલાના દર્શનનો શું પરંતુ તેનો સ્વપ્ને પણ ભાસ માત્ર થયો નથી. ઇન્કમટેકસ અને હાઉટેકસના નામોની તેમને માહિતી નથી. બંદર પરકે સ્ટેશનેથી ગમન આગમન કરતાં જકાતિ માલની ખાતર રાહધારિયોના બોચકાંઓ વિંખાંતા નથી.

પાણીના પૈસા પડતા હશે તેની તો ખબર હોયજ કયાંથી? ગાડીઘોડાના વૈભવ ભોગવનારને જમીનભાડુ કાંઈ પણ આપવું પડતું નથી. ઉપરાંત રાજ્યલક્ષ્મીનો પુરતો લાભ દરેએક વ્હેપારીયોને સમયાનુસાર મળ્યાજ કરે છે

પ્રજાના વ્હેપાર રોજગારને ઉન્નતી મળવાના જ્યારે સંખ્યાબંધ સાધનો છે ત્યારે તેને દુઃખદાયક કહેવાને બહુજ બારિકીથી તપાસવા છતાં પણ કશું નથી. વ્હેપારી વર્ગની ઉન્નતી નામદાર મરહુમે કેટલે દરજ્જે ચાહિછે. તેનુ યથાસ્થિત વર્ણન મ્હારી સરખા સ્વલ્પમતિ યુકત જ્ઞાનહિન બાળકથી તોશું પરંતુ કોઇ પ્રબળ લેખક યાને સમર્થ વકતાથી થવું મુશ્કેલ છે. દેશ વિદેશના નવા વ્હેપારની નવી દુકાન ઉઘાડવામા આવતાં તેમને શાલ પામરી વિગેરેનુ ઉત્તમ માન આપી તેમને મુબારકબાદિ આપવાની પ્રસંશનિય વાંચ્છના પણ શું સુચવેછે ?

## ખાનગી ખાતું.

આ ખાતું નામદાર મહારાજા સાહેબના પાકિટ ખર્ચનો હિસાબ તેમજ હજુરશ્રીના દરદાગીનાની સંભાળ વિગેરે બાબતોને માટે સ્થાપવામા આવ્યું છે. અને એ ખાતાને લગતો તમામ ખર્ચ મરહુમ નામદાર પોતાના ખાનગી ખર્ચને માટે જે કંઇ રકમ સ્ટેટ ટ્રેઝરરી માંહેથી લેતા હતા તે માંહેથીજ કરવામા આવતા હતો. પોતાના ખાનગી ખરચને લગતી જે રકમ પોતે લેતા હતા તેનો પણ બહુજ સારી રીતે સદ્દુપયોગ કરેલો તેમણે પુરતી રીત સાબીત કરી આપેલો છે.ખાનગી ખર્ચની રકમ માંહેથી બચાવ કરી તેમણે જે ધર્માદો કરેલો છે તે અવર્ણનિયઅને જગ જાહેર થઇ ચુકેલોછે. એટલે વિશેશ બોલવાની કશિ અગત્ય હું જોતો નથી.

આ ખાતાની યોગ્ય તપાસ તેમજ પોતાને કિંમતી સલાહ મળી શકે તેને માટે કાયમ પોતાની પાસે એક સારા સુશીલ પ્રાઇવેટ સેક્રેટરી હમેશાને માટે રાખતા હતા.

આવા પ્રાઇવેટ સેક્રેટરીથી થતા લાભો લક્ષમા રાખવા જોગ છે. મહારાજા સાહેબ એક સાધારણ સ્થિતીનો અને દુનિયા દારીનો જેણે બ્હોળો અનુભવ મેળવેલો હોય તેવાને પ્રાઇવેટ સેક્રેટરી તરીકે રાખવાનું પસંદ કરતા હતા.

સાધારણ વર્ગમા ઉછરેલા પુરૂષો બહુજ ચાલાક અને બહાદુર હોય ત્યારેજ તેઓ સારી સ્થિતીમા આવી શકે છે. જુદે જુદે વખતે જુદી જુદી બાબતો તેના અનુભવમા આવે છે. તેમજ સંખ્યાબંધ મનુષ્યોના સંબંધમા આવતા પ્રજાની હાજતોની તેને ખરેખરી બાતમી સત્વર અને વિનાયત્ને મળી શકે છે. અને આવા જાણીતા માણસથી પ્રજાની હાજતો પુરી પાડવાને નૃપતિને બહુજ સારી રીતે તક મળે છે.

નામદાર મહારાજા સાહેબે કેટલાએક વખત થયા પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરિકે મી. સાકરલાલ સવાઇલાલની નિમનોક કરી હતી જે વેળા ભાવનગર સંસ્થાનની પ્રજા પારાવાર આનંદને પામી હતી. તેમજ જેમની ભારે પ્રસંશા અને પુષ્કળ તારીફ સાથે મુબારક બાદિનો મ્હોટો લેખ કાઠિયાવાડ ટાઇમ્સ નામના ન્યુસ પેપરમા પ્રગટ થયો હતો.

### ઇમ્પીરિયલ લેન્સર્સ અને ભાવનગર ઈનિ ફ્રંન્ટ્રી.

(જરૂરને વખતે બ્રિટીશ સરકારની મદદને માટે તૈયાર રાખેલું લશ્કર.)

મરહુમ મહારાજા સાહેબે આજ કેટલાએક વર્ષો થયા પોતાના રાજ્યમા ત્રણસો ઘોડેસ્વારની એક ટુકડી ઉભી કરેલી છે. જેને કે બાહોશ અને ચાલક શિક્ષકોથી લડાઇની દરેક ક્રિયા શિખાવી તૈયાર રાખવામા આવે છે. અને તે કાયમ ભાવનગર દરબારના તાબામા રહીને નોકરી કરે તે ઉપરાંત યોગ્ય વખતે લડાઇના કામમા બ્રિટીશ સરકારની મદદને માટે પણ મોકલી શકાય તેવી તેની ગોઠવણ છે.

મજકુર લશ્કરની ટુકડીને તેમજ તેવા લશ્કરી અશ્વોને રાખવા માટે ગધેડિયા ખેતરમા લાખો રૂપૈયા ખર્ચી ઘણાજ મજબુત મકાનો બંધાવી ત્યાં આગળ સગવડ કરવામા આવી છે. તેમજ તે ખાતાની ઉન્નતીને માટે કેટલાએક હવાલદાર નાયક દફેદાર જમાદાર વિગરે અધિકારિયો નિમ્યા છે તેમજ તે ખાતાના ઉપરી અધિકારી તરિકે કરનલ હેરિસ નામના બાહોશ યુરોપિયન સદ્ગ્રહસ્થને નિમી તે ખાતાની લગામ તેવા એક બાહોશ અધિકારીના હસ્તકમા સોંપી છે.

**इति पंचम प्रकरण समाप्त.**

# कीर्ती प्रक ण.

## મરહુમ નામદારના સદ્દકૃતવ્યોથી તેમની ગવાયેલી પ્રસંસા.

નામદાર મહારાજા સર તખ્તસિંહજીના સદ્દકર્તવ્યોથી ફેલાયેલી તેમની ચોબાજુની કીર્તીનો પ્રતાપી પ્રભાકર જગતને અજવાળું આપનાર અહરમણિની સાથે સરખાવવાને યોગ્ય, તેમજ મરહુમના સદ્દકર્તવ્યોની પ્રસંશાની ધ્વની સમુદ્રના મોઝાઓની ગર્જના કરતા પણ વિશેષતેમના પ્રસંશકોનો વેગ વિજળીના વેગની માફક સ્વલ્પ સમયમા ચોબાજુ પ્રસરવામા તેમના સદ્દકર્તવ્યોની સકત પુષ્ટીથી આબાદ તેમાં પણ વળિ વિજળીનો ઝબુકારો માત્ર સ્વલ્પ સમયમાં તુરત ભુત કાળને પાત્ર થાય છે અને મરહુમની કીર્તીના તેજસ્વી કીરણો સદાને માટે સજીવન એટલે નહીં નાશ પામે તેવાં અમ્મર છે.

નામદાર મરહુમ મહારાજા સાહેબ સ્વતંત્ર સત્તાને પામવા પહેલાં ઈ. સન ૧૮૭૭ તા૦ ૧ જાનેવારીના રોજ દિલ્હી ખાતે ભરાયેલા બાદશાહિ દરબારમાં બિરાજવાને માટે દિવાન ગવરીશંકરની સાથે પધાર્યા હતા. જ્યાં આગળ તેમની ઉત્તમત્તા જાહેર કરવા નિમીતે વાઇસરાય લોર્ડ લીટને નામદાર મહારાણિ સરકાર તરફથી એક સુંદર વાવટો બક્ષવામાં આવ્યો હતો. તેમજ નામદાર મરહુમને મળતું અગિયાર તોપોના માનમા વધારો કરી પંદર તોપનુ માન જાહેર કરવામાં આવ્યું હતું.

તેમજ આજ પ્રસંગે તેમના કાબેલ દિવાન ગવરીશંકર ઉદયશંકરને પણ સી. એસ. આઇનો માનવંતો ખિતાબ અર્પણ કરવામાં આવ્યો હતો. એ માન પણ ખરી રીતે નામદાર મરહુમનેજ ગણવું જોઈએ. એજ વરસના ફેબ્રુવારી માસમાં મી૦ પરસીવલની સોલાપુર જીલ્લામાં બદલી થવાથી જોઇન્ટ એટમિનીસ્ટ્રેટર તરિકે મેજર. જે. ડબલ્યુ વોટસન સાહેબની નિમણુક થઈ. અને એજ વર્ષના માર્ચ માસમા ગવરીશંકરને દિવાન તરિકેના તેમના પ્રથમના હોદ્દા ઉપર નિમી મરહુમ મહારાજા સાહેબને જોઇન્ટ એડમિનીસ્ટ્રેટર તરિકે નિમ્યા. અને એજ વખતથી તેઓ નામદારે પોતાના રાજ્યકિય કાર્યોમાં બહુજ સરસ રીતે ધ્યાન આપવા માંડયું.

જેથી પ્રસન્ન થઈ મુંબઇ સરકારે તેમને એક ઠરાવ જાહેર કરી રાજ્યની સર્વ સત્તા ૧૮૭૮ ના એપ્રિલ માસમા નામદાર મરહુમને સોંપવાને જણાવ્યું. જે પ્રમાણે તા૦ ૫ મી એપ્રિલ ૧૮૭૮ ના રોજ કાઠિયાવાડના પોલીટીકલ એજંટ મી૦ પીલ સાહેબે રાજ્યની સર્વ સત્તા નામદાર મરહુમ મહારાજા સાહેબને સોંપવાની ક્રિયા બહુજ ધામધુમથી અને ઉત્સાહ પૂર્વક કરી હતી.

ઇ. સન ૧૮૭૭ ના જુન માસમાં મેજર–જે–ડબલ્યુ વોટસન સાહેબની કર્નલ લોની જગ્યાએ રાજ્ય સ્થાનિક કોર્ટોના આકટીંગ પ્રેસીડેન્ટ તરિકે નિમણુક થતાં જુલાઇ માસમાં પોતાનો જોઇન્ટ એડમિનીસ્ટ્રેટર તરિકેનો સઘળો અખત્યાર કર્નલ પારને સોંપવામાં આવ્યો હતો.

કર્નલ પારે નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીની સંગે રહીને જોઇંટ એડમિનિસ્ટ્રેટરનું કામ આશરે અઠ માસ ઉપરાંત ચલાવ્યું હતું, અને તે પછી મહારાજા સાહે-

અને રાજ્યની સ્વતંત્ર લગામ ઉપર હર્ષાવેલે દિવસે મળ્યા બાદ કર્નલ પારે કાઠિયાવાડના જુડિશિયલ આસિસ્ટંટ પોલિટિકલ એજંટનો ચાર્જ લઈને તે કામ ચલાવ્યું તે દરમ્યાન ભાવનગરનો વાર્ષિક રીપોર્ટ માર્ચ માસ આખરનો જેટલો અધુરો રહ્યો હતો તે સમાપ્ત કીધો હતો. બાદ તેમની ત્યાંથી વિદાયગિરી થવાની હોવાથી નામદાર મહારાજા સાહેબે તા૦ ૨૫ મી એપ્રિલ સને ૧૮૭૮ ને ભોમવારની રાત્રે તેમને એક ખાણું આપીને ઘણી સારી ધામધૂમ કરી હતી, અને તે પ્રસંગે મહારાજા સાહેબે નિચે પ્રમાણે સંભાષણ કીધું હતું:—

"કર્નલ પાર સાહેબ, લેડીઓ અને ગૃહસ્થો."

સુમારે આઠ મહિના ઉપરાંત મુદત થયાં મારાં સંસ્થાનનો રાજ્ય કાર્યભાર ચલાવવામા આપ-કર્નલ પાર સાહેબની સાથે સામેલ રહેવાનું મારૂં સારૂં નશીબ હતું, અને એ મુદત પૂરી થતાં આપે મારી પ્રજાની આબાદી તથા કલ્યાણને માટે જે હોંશ ભરેલી કોશિશ કરેલી છે, તેમજ મારી તરફ આપે જે માયાળુપણું ને મમતા એક સરખી રીતે બતાવેલી છે, તથા આપે મારા પ્રત્યે હમેશાં જે દોસ્તીભરેલી વર્તણુંક રાખેલી છે, તેને માટે મારાં અંતઃકર્ણથી આપનો ઘણો આભાર માનું છું.

હવે આપનું રજા ઉપર વિલાયત જવું થવાના છેક નજીકના વખતે આપને અંતઃકર્ણ પૂર્વક સલામતી સાથે આપને તથા મિસિસ પાર સાહેબને આપના સ્વદેશની મુસાફરી ખુશી ભરેલી રીતે થાય, એવું ચાહું છું.

આપ પોતાના ઘણી ઊંચી જાતના ગુણોને માટે મ્હોટા માનભરેલા વિચારની સાથે હવે હું આપ કર્નલ પાર સાહેબની તેમજ મિસિસ પાર સાહેબની સારી તંદુરસ્તીની બાબતનો પ્યાલો પીવાની સંતોષ ભરેલી દરખાસ્ત કરૂં છું, અને મિસિસ પાર સાહેબનાં ઘણાં માયાળુ પણા તથા હેતને માટે હું તેમનો આભારી છું."

ઉપલાં ભાષણનો ઉત્તર કર્નલ પારે ઘણી સરસ રીતે વાળીને તેમા મહારાજા સાહેબની ઘણી પ્રસંશા કરી હતી, અને તે પછી સભા વિસર્જન થઇ હતી.

સને ૧૮૭૯ ના જાનેવારી માસની તા૦ ૧૩ મીની પ્રભાતમા દિવાન રા. રા. ગવરીશંકર ઉદયશંકર સી. એસ. આઇ. એ પોતાનું દિવાનપદનું રાજીનામું આપ્યું હતું, અને તેમને સ્થળે નામદાર મહારાજા સાહેબે તેમના ભાણેજ રા. રા. શામળદાશ પરમાનંદદાસને નિમ્યા હતા. એ દિને નામદાર શ્રી તખ્તસિંહજીએ એક મ્હોટો દરબાર ભરીને રા. રા. ગવરીશંકરનું રાજીનામું સ્વિકારી રા. રા. શામળદાસનું દિવાનપદ જાહેર કીધું હતું એ દરબારમા મહારાજા સાહેબે નિચે પ્રમાણેનું સંભાષણ વાંચ્યું હતું:—

"ગૃહસ્થો:— આ ભાવનગર સંસ્થાનના મુખ્ય પ્રધાન આજમ ગવરીશંકર ઉદયશંકર સી. એસ. આઇ. એઓએ પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું છે, તે સંબંધમા આજ આ દરબાર ભરવામા આવ્યો છે. તેમનો આ સંસ્થાન સાથે સંબંધ પચાસ વર્ષ ઉપરાંતનો છે. અમારા માનવંતા પૂર્વજો મહારાજા વિજયસિંહજી, અખેરાજજી અને મારા કૈલાસવાસી પિતાજી જસવનસિંહજી પાસે રહી તેમને સંતોષ આપી તેમની મમતા મેળવી, અને આ સંસ્થાનના હીતના કેટલાક મ્હોટાં મ્હોટાં કામો કરેલાં, એ વાત આ સંસ્થાનમાં બલકે આ પ્રાંતમાં એટલી બધી પ્રસિદ્ધ છે કે, તેનો વિસ્તાર અત્રે કરવાની અગત્ય નથી. એમની રાજ્ય ભક્તિ અને સારાં કામ, અને આ સંસ્થાનનું સર્વ પ્રકારે સારૂં કરવાની ઇચ્છા અને આતુરતા,

એ આદિ ગુણોની કદર આ ભાવનગર સંસ્થાન તરફથી, અને તેમા વિશેષે કરીને મારા મરહુમ પિતાજી તરફથી થયેલી છે એટલુંજ નથી, પણ આજમ ગવરીશંકરની રાજ્યભક્તિ જોઇ પોતાની પ્રસન્નતા દર્શક ચિન્હ સી. એસ. આઈ. નો બહુ માન ભરેલો ખિતાબ અને ચાંદ તેમને આપ્યો છે. ઉપરની બિનાઓ આજમ ગવરીશંકરને તેમજ આ સંસ્થાન ઉભયને શોભા આપે એવી તથા સંતોષકારક છે, એમ હરકોઇ કહી શકશે.

આજમ ગવરીશંકરે મારી પોતાની પાસે પણ આજ સુધી પ્રમાણિક પણાથી, અને રાજ્યનિષ્ઠાથી કામ કરી મને પૂરો સંતોષ આપ્યો છે, તે પણ મારે આ પ્રસંગે પ્રસિદ્ધ કરવું જોઇએ.

એવા એક અનુભવી અને નિમકહલાલ મુખ્ય પ્રધાન સંસ્થાનના કામથી હાથ ઉઠાવે, એ સારૂં ન લાગે એ સ્વાભાવિક છે. તો પણ એમના ૭૪ વર્ષની વય સામુ જોતાં તથા એમની રાજ્ય સેવા સામું જોતાં એમની ઉત્તરાવસ્થામા એમણે ઇચ્છેલા આરામનો લાભ આપવો એ મારો પરમ ધર્મ છે, એમ હું માનું છું.

ઉપર પ્રમાણે પોતાના પીંડથી પોતે રાજ્ય સેવા કરી છે તે સાથે વળી બીજી સંતોષકારક વાત એ છે કે, ભવિષ્ય કાળ સારૂ પણ આ સંસ્થાનનું સારૂં ઇચ્છી, આજમ શામળદાસ પરમાનંદદાસ જેવા કુળવાન અને બુદ્ધિમાન પુરૂષને પરખી કહાડી પોતાની પાસે રાખી પોતાના અનુભવનો તમામ લાભ તેમને આપ્યો છે. આજમ શામળદાસના પિતા પરમાનંદ દાસે આ સંસ્થાનના મુખ્ય પ્રધાનનું કામ લાંબી મુદત સુધી સંતોષકારક રીતે કરી લોકમા કીર્તી સંપાદન કરેલી, એ વાત પ્રસિદ્ધ છે. તેમના સદ્પુત્ર આજમ શામળદાસે સંસ્કૃત અને ફારશી, આ બે ભાષાનો સારી રીતે અભ્યાસ કરેલો છે, અને આ સંસ્થાનની નિમકહલાલીથી નોકરી ત્રીશ વર્ષ થયા કરે છે. તે દરમ્યાન સરકારી જોઇંટ એડમિનિસ્ટ્રેટર્સ મી૦ પરસિવલ તથા આજમ ગવરીશંકરની નજરમા તેમની પૂરી યોગ્યતા હોવાને લીધે તેમણે મુંબઇ સરકારમાં લખી જ્યુડિશિયલ ખાતાની અપીલો ચુકવવા વિગેરે કામમા સરકારી યુરોપિયન અમલદારોની સાથે તેમને જોઇંટ એડમિનિસ્ટ્રેટર ઠરાવવામાં આવ્યા હતા, અને અંતે પોતાની વિદ્વતા અને પ્રમાણિક પણા વિગેરે સદગુણોથી મને પણ વારંવાર સારી અને હીતકારક સલાહ આપી મારો સંપૂર્ણ વિશ્વાસ તેમણે મેળવ્યો છે, એવા એ યોગ્ય ગૃહસ્થને પોતાની પાછળ પોતાની જગ્યા ઉપર મુકી જવાનો અવસર આવે, એ વાત પણ આજમ ગવરીશંકરને ઓછી માનદાયક નથી.

એ રીતેની સ્થિતિને લીધે આજમ ગવરીશંકરને પોતાની રાજ્યસેવાથી કમાએલો આરામ આપવા મેં સ્વિકાર કર્યુ છે, અને આજમ શામળદાસને તેમની જગ્યાએ આ સંસ્થાનના મુખ્ય પ્રધાન ખુશી સાથે મેં નિમ્યા છે, અને હું ભરોંસો રાખું છું કે, રજા પ્રજા ઉભયનું હીત કરવાનું કારભારીનું ભારે કઠણ કામ આજમ શામળદાસ સંતોષકારક રીતે કરશે.

આજમ ગવરીશંકરની હયાતી સુધી તેમને હાલ જે જીવાઇ દર સાલ રૂપૈયા વીશ હજાર મળે છે, તે પૂરેપૂરા પેન્શન દાખલ આ રાજ્ય તરફથી મળ્યા જશે. તેમના પુત્ર આજમ વિજ્યશંકરને આસિસ્ટંટ કારભારીની જગ્યો, જે હુદ્દા ઉપર કે હાલ સુધી આજમ શામળદાસ હતા, તે આપુ છું, અને તેની જગ્યા આજમ વીઠ્ઠલદાસને, અને આજમ વિઠ્ઠલદાસની જગ્યા આજમ ગવરીશંકરના બીજા પુત્ર આજમ પ્રભાશંકરને આપું છું. મને આશા છે કે આજમ ગવરીશંકરે મારી પાસે કહ્યું છે તે પ્રમાણે મુળ ગિરાસિયાના હકો નકિ કરવાનુ જે થોડુંક કામ બાકિ રહ્યું છે, તે પુરૂ કરશે, અને મ્હોટા કામોમા પોતાના અનુભવ અને ડાહા-

પણુનો લાભ આ રાજ્યને આપતા રહેશેજ. માહારી એમ પણ ધારણા છે કે, આજમ ગવરીશંકરની છબિ કોઇ સારા ચિત્રકાર પાસે હાથથી ચિત્રાવી આ દરબારમા રાખવી. છેવટ પરમેશ્વર પાસે માગુ છું કે આજમ ગવરીશંકર ઘણા વર્ષ સુધી આ રાજ્યના હિતૈષી તરીકે આરામની સાથે લાંબુ આયુષ્ય ભોગવે. મારી આ પ્રાર્થનામા આ સભામા બેઠેલા સર્વે ગ્રહસ્થો સામિલ થશે એમ હું આશા રાખુ છું.

સદરહુ ભાષણના ઉત્તરમા આજમ ગવરીશંકરે નામદાર મહારાજાશ્રીનો ઘણો ઉપકાર માન્યો અને તેમણે લખેલું ભાષણ તેમના ફરમાવ્યાથી તેમના વડા પુત્ર આજમ વિજયશંકરે વાંચી સંભળાવ્યું.

મહારાજ સાહેબ !!

આપે જે વાક્યોમા મહારી રાજ્ય સેવાની પ્રસંશા કરી તેને હું એટલો બધો પાત્ર નથી એમ હું માનું છઉં. તોપણ તેથી મને ઘણો આનંદ અને સંતોષ થયો છે.

આપે વિદ્યાભ્યાસ કર્યો અને પછી સત્સંગ રાખી જે બહુજ સંતોષકારક યોગ્યતા મેળવી છે તેહની વારંવાર પ્રસંશા આપણી મહારાણી કૈસરેહિંદના અધિકારી સાહેબોના મુખેથી મહારા સંભળવામા આવે છે. અને મેં આપની હજુરમા કામ કર્યું તેમા પણ આપની યોગ્યતા મહારા અનુભવમા આવી એ સર્વ ઉપરથી હું મહારૂં સર્વે વ્યવહારી પ્રયોજન સાર્થક થયું એમ માની મને જે હર્ષ અને સંતોષ થાય છે એ મહારા ઉત્તરાવસ્થાના આરામમાં એક સુખ કારક સાધન થઇ પડશે એમ હું અંતઃકરણથી માનુ છું.

આજમ શામળદાસને આપે મહારી જગ્યો આપી એથી પણ મને બહુજ સંતોષ થાય છે. એ મહારા કુટુંબી હોવાથી એમની બાલ્યાવસ્થામાથી એમના ઉપર મારી સ્વભાવીક પ્રીતિછે આ રાજ્યના પ્રખ્યાત માજી દિવાન પરમાનંદદાસના એ પૂત્ર છે. અને ત્રીશ વર્ષથી આપણા રાજ્યનુ કામ મહારી સમક્ષ કરે છે. તેમની બધી રીતે યોગ્યતાઓજોઇ ત્યારે મને એમ લાગ્યું કે મહારી પાછળ મુખ્ય પ્રધાનનુ કામ કરવાને પુરી રીતે એજ લાયક છે અને એવોજ પ્રસંગ આપની સમજણ ભરેલી ગુણજ્ઞતાથી આજઆવ્યો તેથી મને ઘણો આનંદ અને સંતોષ થયો છે.

રાજા અને પ્રજા બંનેની પ્રીતી મેળવી કારભારીનુ કામ કરવું એ ખરેખર દુર્ઘટ છે. મહારા ઉપર આપના માનવંતા પૂર્વજોયે અને આપે કૃપાદ્રષ્ટીથી જોઇને મહારી સેવાને વધારે માની લીધી છે. પણ મહારાથી જે કાંઇ મહારો ખરો ધર્મ બજાવાનુ યથાશકતી બની આવ્યું હોયતો તે આપના માનવંતા વડીલોએ તેમજ આપે માહારી સલાહ માન્ય કરીને તે પ્રમાણે અમલ થવામા ઉતેજન આપ્યું તેથીજ કંઇપણ રાજ્યના તથા પ્રજાના હિતનુ કામ બનેલું છે. અને તે કારણથી આપના મરહુમ મુરબ્બીઓનો તથા આપનો મારા ઉપર જે આભાર થયેલો છે તે આ પ્રસંગે દર્શાવવો તે હું મારી ફરજ સમજું છું.

આપના કૈલાસવાસી પીતા જસવતસિંહજીએ માહારી રાજ્ય સેવાના બદલામા મને વંશ પરંપરા એક ગામ બક્ષીશ આપેલું છે અને આપ હું કામમાંથી દુર થાઉં છું તે છતાં મારી હૈયાતી સુધી ભર પગાર પેનશન તરીકે આપવા કહો છો એટલુંજ નહીં પણ માહારા પૂત્રોને પણ મોહોટા હોદ્દા આપી મહારા ઉપર ઉપકાર કરો છો, એ મહારા આખા કુટુંબ ઉપર વંશ પરંપરા નહીં ભુલાય તેવો આ રાજ્યનો આભાર છે. અને એટલા સારૂ મહારી પ્રજા વંશ પરંપરા આપની અને આ રાજ્યની જે સેવા કરે તે ઓછી છે.

રાજ્યસ્થાનિક સભા આ પ્રાંતમા સ્થપાઇ છે. તેના સંબંધમા ભાયાત અને મુળગિરાસિયાના હકો નકી કરવાનું કામ છે તે ઘણે દરજ્જે પુરૂ થયા જેવું આજ સુધીમામેં કર્યું છે. હવે તેમા જે કંઇ શેશ હશે તે પણ હું મારા હાથથીજ પુરૂં કરવાની ધારણા રાખું છું અને–તે ખુશીથી કરીશ. રાજ્ય પ્રસંગે આપ સાહારી સલાહ લેવાનું માન મને આપશો. તો તે પ્રસંગે તેમ કરવા માહારો ધર્મજ છે તે બહુ ખુશીની સાથે હું બજાવીશ.

અંતે અંતઃકરણથી પ્રાર્થના કરૂં છું કે સર્વ શક્તિમાન પરમેશ્વર આ રાજ્યનું અને આપનું સર્વ પ્રકારે સારૂ કરે અને આપની સુખમા કીર્તીમા રાજ્યમા અને વંશમા સર્વથા વૃદ્ધિ કરે. ત્યાર બાદ આજમ શામળદાસે નીચે પ્રમાણે ભાષણ આપ્યું.

**માહારાજા સાહેબ!!**

આ સંસ્થાનના મુખ્ય પ્રધાનની માન ભરેલી જગ્યો આપ મને આપો છો તેનું કારણ હું આપની કૃપા વિના બીજુ જોતો નથી. મહારા કુટુંબ ઉપર આ રાજ્યની પૂર્વેથી મમતા અને કૃપા દૃષ્ટી ચાલતી આવે છે. તેજ પ્રકારમા આ એક વધારો કરી મને અને મહારા વંશજોને આપે ઘણા આભારમા નાંખ્યા છે.

મહારા વડીલ શ્રી ગવરીશંકર જેવા અનુભવી અને પ્રખ્યાત પ્રધાનની પાછળ એમના જેવું કામ કરવાની આશા માહારા જેવાને રાખવી કઠીન છે. તોપણ આપની ખુશીથી અને કૃપા દ્રષ્ટીથી હું યથામતિ બની શકયા પ્રમાણે રાજ્ય સેવા બજાવીશ તથા આ રાજ્યની પ્રજાના હિત સારૂ બનતો યત્ન કરીશ.

આપે અને મહારા વડીલ શ્રી ગવરીશંકરે કારભારીના કામની કઠીનતા વિષે જે કહ્યું છે એ ખરૂં છે એજ પ્રમાણે આપણી સંસ્કૃત ભાષા જાણનાર એક વિદ્વાનનો પણ અભિપ્રાય છે તેણે કહ્યું છે કેઃ—

नरपति हित कर्त्ता द्वेश्यताया तिलोर्के,
जनपद् हित कर्त्ता त्यज्यते पार्थिवेर्नं;
इति महति विरोधे विद्यमाने समाने,
नृपति जनपदानां दूर्लभः कार्य कर्त्ता.

**અર્થ**—ફકત રાજ્યનુજ હિત કરનાર લોકના દ્વેશનો ભોગ થઇ પડે છે, જે પ્રજાનુજ હિત કરે છે તેને રાજા તજે છે. આહાવા મોટા વિરોધ વચ્ચે રાજા અને પ્રજા તે બંનેનું સમાન રીતે કાર્ય કરનાર દુર્લભ હોય છે.

પણ એ પ્રમાણે રાજ્ય કારભારની કઠિણતા જે સ્થળે રાજાના વિચારો પોતાના અને પ્રજાના હિત સંબંધે જુદા જુદા હોય ત્યાં આવવાનો સંભવ છે. પરંતુ પ્રજાનુ રંજન અને પાલન કરી પ્રજાનું હિત તેજ પોતાનું હિત છે એ યથાર્થ રાજ્ય ધર્મ સમજી તે પ્રમાણે વર્તવાના આપના વિચારો હું જાણું છું તેથી એ સંબંધમા હું પોતાને ભાગ્યશાળી માનું છું.

આપણાં મહારાણી સાહેબ કૈયસરેહિંદના રાજ્યના કેટલાએક બહુ સારા નિયમો જે આપ ઘણા પસંદ કરો છો તેનુંપણ એજ ધોરણ છે. તેમણે સને ૧૮૫૮ મા પ્રસિદ્ધ કરેલા અમુલ્ય ઢંઢેરામા લખ્યુ છે કે અમારી પ્રજાની સંવૃધીમા અમારી શકતી છે. તેમના સંતોષમા અમારૂં સંરક્ષણ છે અને તેમના આભારમા અમારૂં ઉત્તમ અને અતિ ફળ છે.

આપણા પૂર્વે થઇ ગયેલા મહાપ્રતાપી રાજાઓ પણ એવાજ વિચારથી વર્તતા હતા. મહાભારતના શાન્તી પર્વમા ભિષ્મ પિતા શ્રી યુધિષ્ટર રાજાને રાજ્ય નીતિ સમજાવતાં મુખ્યત્વે એવું વાકય કહ્યું છે કે:—

स्वहितन्तु परीत्यज्ययथाल्लोक हितं भवेत इत्यादि.

**અર્થ**—પોતાનું હિત તજીને જેજે લોકના હિત હોય તે લક્ષમા રાખવા.

એવા એવા ઉત્તમ વિચારો આપે જાણેલા છે. અને તે પ્રમાણે વર્તવા આપનો હેતુ છે. તેથી કારભારી કામની કઠિણતાનો ભાગ દુર થઇ જાય છે. અને એ પ્રમાણે જ્યાં પ્રજાનું હિત એજ રાજાનું હિત એમ સમજે છે તથા પ્રજાનું કલ્યાણ કરવું એજ પોતાનો સ્વધર્મ છે એમ જે રાજા માને છે ત્યાં કારભારીનું કામ કઠીણ તો શાનુંજથાય બલકે એ કામ સુખ કારક થઇ પડે છે. આપ જેવા સમજુ અને સદવિચાર વાળા રાજાના સમયમા તે અનુભવનો લાભ મળવાની મને પુરી આશા છે.

મહારા વડીલ ગવરીશંકરે મ્હારી બાલ્યાવસ્થામાથીજ મહારૂ સદા શુભ ઇચ્છીને મહારી વૃદ્ધિ થવામા પ્રયત્ન કરેલો છે. તે સારૂ આ પ્રસંગે તેમનો ખરા અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવો એ હું મહારો ધર્મ સમજુ છું.

પરમ કૃપાળુ ઇશ્વર પાસે છેલ્લી મારી એટલીજ પ્રાર્થના છે કે આપે જે મમતાથી અને કૃપાથી મને માન ભરેલો અધિકાર આપ્યો છે તેને યોગ્ય, મનથી કરીને મહારા હાથથી રાજ્યના અને પ્રજાનાં હિતકારક થતા પ્રયત્નોને સર્વ શકતીમાન ઇશ્વર સફળ કરે અને એવા સારા કામોમા હમેશા મને મદદ આપે.

ઉપર પ્રમાણે ભાષણો થઇ રહેવા બાદ નામદાર મહારાજા સાહેબે માજી દિવાન ગવરીશંકર, શામળદાસ, વિજયશંકર, વિઠ્ઠલદાસ વિગરેને પોશાકો આપ્યાબાદ મિલાવડો વિસર્જન કરવામા આવ્યો હતો.

---

તા૦ ૧૯ મી આગસ્ટ સને ૧૮૭૯ ને દિવસે, રાજકોટ ખાતે ત્યાંની "રાજકુમાર કૅાલેજ"ના સંબંધમાં એક નવીન મકાન તથા આજી નદિની ઉપર "કયસરે હિંદ પૂલ" દીર્ઘ સમયથી બાંધવા માંડયો હતો તેનું કામ સમાપ્ત થવાથી, નામદાર મહારાજા સાહેબે કર્નલ બાર્ટનને હાથે તે કામો ખુલ્લાં મૂકવાની ક્રિયા કરાવી હતી. આ પ્રસંગે રાજકોટમાં મ્હોટો મિલાવડો થયો હતો, અને કાઠિયાવાડના કેટલાક સરદારો, ઇંગ્રેજ અમલદારો વિગેરે ઘણા માનવંતા ગૃહસ્થો ત્યાં પધાર્યા હતા. તે મિલાવડામાં પ્રથમ કર્નલ બાર્ટન સાહેબે લંબાણથી ભાષણ કર્યા બાદ મહારાજા સાહેબે નિચે પ્રમાણે ભાષણ કીધું હતું:—

"કર્નલ બાર્ટન, ગૃહસ્થો તથા બાનુઓ.

મને આજે અત્રે આવ્યાથી ઘણી ખુશી ઉત્પન્ન થઈ છે. હું જેમ બને તેમ પરોપકારી કામ કરવાનો પરમ મારો ધર્મ સમજું છું, અને જોકે એક તરફથી મારો પેહેલો ધર્મ માહારા પોતાના રાજ્ય તરફનો છે, તોપણ બીજા હાથપર હું જેમ બને તેમ હાલના જેવાં લોક હિતાર્થિ કામોમાં મદદ કરવાને ખુશી થઇશ. આજે રાજકોટ ખાતે જે બે કામો ખુલ્લાં મૂકવાને માટે આપણે એકઠા થયા છિએ, તેમાં ખરેખર મેં અંતઃકર્ણથી ભાગ લીધો છે. આ તો સ્વભાવિક છે કે, એક રાજ્યવંશી તથા એક સરદાર તરિકે નામદાર કયસરે હિંદ, જેના હાથ તળે હિંદુસ્તાનનાં સઘળાં શેહેરો સમાધાનીનું સૂખ ભોગવે છે, તેના કયસરેહિંદ પદ ધારણકરવાના દિવસની યાદગારી કરીરાખવાનેહુંચાહુ; તેમજ આ સ્વભાવિક છે કે, જે વિદ્યાલયમાં મેં

મારી ન્હાનપણની જિંદગીના દિવસો ખુશી સાથે ગુજાર્યા છે (અને આ ઠેકાણે મારા ગુરૂ તથા વડીલ મી૦ મેકનૉટનનો પાડ માનું છું કે, જેને માટે મને સદા અંતરમાં પ્રેમ રહેશે) એવાં એક વિદ્યાલયની સગવડમાં વધારો કરવાની તથા તેનો અમલ વધારવાની મને ઇચ્છા થાય. મારી આ સઘળી ઇચ્છાઓ હું પાર પાડી શકયો, એથીજ મને અતિ ઘણો આનંદ ઉત્પન્ન થાય છે; પણ મારા આનંદમાં વળી વધારો કરનાર એક કારણ મને મળ્યું છે, અને તે કારણ કર્નલ બાર્ટન તમેજ છો, કે જેણે મારે માટે તથા આ બક્ષિસમાટે ઘણા માયાળુ શબ્દોથી પોતાનો અભિપ્રાય આપ્યો છે. એટલા માટે આ ઠેકાણે હું કર્નલ બોર્ટનનો પણ પાડ માનું છું, અને મને આશા છે કે, મારી સાથે નિરંતર એઓ સાહેબ દોસ્તીના હક્કથી તથા મેહેરબાની રાખીને વર્ત્તશે. હું આજના મિલાવડામાં મારા કેટલાએક આગલાસોબતીઓને જોઇને પણ ખુશી થાઉં છું, ને જે સાહેબો આજે આ ખુશીના પ્રસંગપર હાજર થયા છે, તેઓનો પાડ માનીને બેસવાની રજા લઊં છું."

ઉપર પ્રમાણે કર્નલ બાર્ટનનાં ભાષણનો વિવેક અને ડહાપણ ભરેલો ઉત્તર વાળવાથી સર્વ કોઇએ ઠાકોર સાહેબની અત્યંત પ્રસંશા કરી હતી, અને પછી મિલાવડો વિસર્જન થયો હતો.

તા૦ ૩૧ મી જાનેવારી સને ૧૮૮૦ ને શનિવારને દિવસે ભાવનગર ખાતે વરાળયંત્રથી ચાલનાર હોડીને ફરતી કરવાની ક્રિયા કરવામાં આવી હતી. આ સમયે ત્યાં સારો મિલાવડો કરવામાં આવ્યો હતો, અને ઘણાક દેશી તથા યુરોપિયન ગૃહસ્થો ત્યાં પધાર્યા હતા. તે સમયે કર્નલ બાર્ટન સાહેબે નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીની પૂર્ણ પ્રસંશા પોતાનાં મનોહર ભાષણ દ્વારાએ કરીને છેલ્લે તેમણે હર્ષ ભેર એવું દર્શાવ્યું હતું કે, "ભાવનગરનું રાજ્ય દરેક બાબતમાં આગળ પડે છે." કર્નલ બાર્ટનના મૂખમાંથી આ શબ્દ નિકળતાંની સાથેજ ત્યાં પધારેલા સર્વ ગૃહસ્થોનાં મુખાર્વિંદ પ્રફુલ્લિત બની ગયાં હતાં, અને પછી મિલાવડો બરખાસ્ત થયો હતો.

સને ૧૮૮૦ ના ડિસેમ્બર માસની તા૦ ૧૮ મીએ "ભાવનગર ગોંડલ રેલ્વે" ખુલ્લિ મૂકવાની ક્રિયા મુંબઇના ગવરનર સર જેમ્સ ફર્ગ્યુસને સ્વહસ્તે કરી હતી, જે સમયે ભાવનગરમાં કદિ પણ નહીં મળેલો એવો મ્હોટો મિલાવડો મળ્યો હતો. નામદાર ગવરનર સાહેબ પોતે આગલે દિવસે, એટલે તા૦ ૧૭ મીએ એક સરકારી આગબોટમાં બિરાજીને ભાવનગરમાં પધાર્યા હતા. એજ દિવસે શમિયાનામાં મિલાવડો કરીને તે નામદારને મહારાજા સાહેબે એક માનપત્ર આપ્યું હતું, જે ઇંગ્રેજીમાં તેઓ સાહેબના હુકમથી રા. રા. વિઠ્ઠલદાસે વાંચી સંભળાવ્યું હતું, જેનો ગુજરાતી સાર નિચે પ્રમાણે હતો:—

"સોરઠ પ્રાંતની મૂખ્ય સરહદ ઉપર તમો નામદારનું પ્રથમ પગલું મૂકવા ઉપર હું તમો નામદારને અંતઃકર્ણ પૂર્વક મુબારકબાદી આપું છું. નામદાર શાહાનશાહબાનુંના હાલના પ્રતિનિધિ જે તમો, તેમને કાઠિયાવાડમાં આવકાર દેવા માટે મને પેહેલ કરવાનો હક્ક મળ્યો તેથી મને મારા સંસ્થાનમાં તમો નામદારને જોવાથી જે ખરેખરો આનંદ થયો છે, તેમાં ઓર વધારો થાય છે, અને હું ખુશી થાઉં છું કે, આપનું અત્રે થોડોક વખત રેહેવું થશે તે અરસામાં મારે તમારે હાથે કેટલેક દરજે એક મ્હોટાં કામની–એટલે "ભાવનગર ગોંડળ રેલ્વે" ખુલ્લિ મૂકવાની ક્રિયા કરાવવી છે. તમો નામદારને બેશક ખબર છે કે, એ રેલ્વેને લગતું કામ કાઠિયાવાડમાં પેહેલુંજ છે. મારા વિચાર મુજબ આ પ્રાંતની ઉપજ કરવાનાં ઘણાં સા-

ધંનો હજુસુધી ઘણે દરજે, જાહેર ધોરી સડકોની તંગાસને લીધે ઉંકાયલાં રહ્યાં છે, અને મારા હાથમાં રાજ્યકાર્યભાર આવ્યા પછી મારી કારકીર્દિમાં આ રેલ્વે બાંધવાની મંજુરિયાત આપવાનુંજ પેહેલું કામ આવ્યું તેથી એ બાબતને હું ઘણી આનંદકારી ગણું છું. સરકારી કામના વખતનો, અને તમારી પોતાની સગવડતાનો ઘણો ભોગ આપીને તમોએ એ રેલ્વે ઉઘાડવાને મારી અર્જ બાહાલ રાખી, એજ તમો મારી ઉન્નતીમાં ઘણો ભાગ લો છો, તેની સાબિતી છે. હું હિમ્મતથી માનું છું કે, એ રેલ્વે ફતેહમંદિથી પાર ઉતરી તેથી, અને તેનું વાસ્તું તમો નામદારને હાથે થશે તેથી આ પુરાતન પ્રાંતને માટે એક નવા શકનો શુભારંભ થશે. મને વિશ્વાસ છે કે, પરમેશ્વરની કૃપાથી, અને તમો નામદારના જેવી સ્વતંત્ર સરકારથી આના જેવાં નવાઈ સરખાં કામને ઉત્તેજન મળે છે તેથી, એ કામ મારા સંસ્થાનને તેમજ બાકિના કાઠિયાવાડ પ્રાંતને આબાદી અને સગવડતાનું સાધન થઈ પડશે, અને તેથી પડોશનાં રાજવાળાઓ એવાંજ કામો ઉઠાવી લેવાને લલચાશે. સર જેઈમ્સ ફર્ગ્યુસન, હું એકવાર ફરીથી તમો નામદારને મારા સંસ્થાનની રાજ્યધાનીમાં ખરાં અંતઃકર્ણથી સત્કારપૂર્વક આવકાર કરૂં છું."

ઊપલાં ભાષણનો ઉત્તર વાળતાં નામદાર ગવરનર સાહેબે નિચે પ્રમાણે દર્શાવ્યું હતું:—

"નામદાર ઠાકોર સાહેબ"

તમારાં મુખ્ય શેહેરમાં હું તમારી મુલાકાત લઊં છું તે, અને જે કામ તમારી અગ્રિમ નજર અને જાહેર હિમ્મતને આટલી બધી પ્રતિષ્ઠાને પમાડે છે, તે કામનાં વાસ્તુનાં હું મદદ કરૂં છું તે, ખરેખર ઘણીજ ખુશીની સાથે કરૂં છું, એમ જાણજો. લોક કલ્યાણનાં કામમાં તમારી સખાવતોથી તમો, હિંદુસ્થાનના જેઓ ઘણાક પરાક્રમી રાજા છે, તેઓની બરાબરીની પાયરીમાં મૂકાઇ ચુકયા છો. જે મ્હોટાં કામનું વાસ્તુ કરવાને આપણે એકઠા થયા છિએ, તે કામ વિશે બોલવાને બેશક મને વિશેષ તક મળશે, તો પણ આ પેહેલાજ અવસર ઉપર મારે આટલું તો ભુલવું નહીંજ જોઇએ કે, તમારી મેહેનતને ફતેહ મળી તેથી હું તમોને મુબારકબાદી આપું છું. અગર જો મારે તમારી સાથે થોડોજ સમય રહેવાનું થશે, તો પણ હું જેટલો સમય રહીશ તેમાં ઘણોજ સંતોષ માનીશ, અને જેને માટે મેં બીજું કંઇજ નહીં, પણ **સારૂ, સારૂ** ને **સારૂજ** સાંભળ્યું છે, તેની સંગે હાલમાં જાતિ પિછાન થવાથી હું ઘણોજ ખુશી થયો છું. એ બાબતોના ઉપર મારૂં લક્ષ ખેંચાય તેથી તે વિષે હું હાલ વિશેષ બોલવાની જરૂર જોતો નથી. તમોએ મારો માન્યપૂર્વક આદરસત્કાર કીધો, તેનોજ માત્ર મારે તમારો ઉપકાર માનવો છે."

ઊપર પ્રમાણે ગવરનર સાહેબનું ભાષણ સમાપ્ત થયા બાદ તે નામદારને ઘણાક ગૃહસ્થો સાથે કર્નલ બાર્ટને ઓળખાણ કરાવી હતી, અને પછી મિલાવડો વિસર્જન થયો હતો. બાદ બીજે દિવસે ગવરનર સાહેબ તથા મહારાજા સાહેબ વિગેરે, ભાવનગરનાં નવીન રેલ્વે-સ્ટેશનપર ગયા હતા, અને ત્યાં ગયા બાદ નામદાર ગવરનર સાહેબને હાથે રેલ્વે ખુલ્લિ મુ-કવાની ક્રિયા થયા પછી તેઓ સાહેબ એક સ્પેશિયલ ટ્રેનમાં લિંમડી સંચર્યા હતા, જ્યાંથી સાયંકાળે ૭ વાગતે પાછા ભાવનગરમાં પધાર્યા હતા, જે સમયે શેહેરમાં ઝગઝગતી રોશની કરવામાં આવી હતી. એજ રાત્રે આતસબાજી પણ ફોડી હતી. બાદ બીજે દિવસે સ્પેશિયલ ટ્રેનમાં બેશી તેઓ સાહેબ પાલિતાણા તરફ ગમન કરી ગયા હતા.

ભાવનગરના મહારાજા સાહેબે આ રેલ્વે બાંધવા પાછળ આશરે રૂ. ૮૬૦૦૦૦૦) ખર્ચ્યા હતા, અને બાકીના ગોંડળના ઠાકોર સાહેબે આપ્યા હતા—આ રેલ્વે ભાવનગરથી વઢવાણ સુધી ૧૦૬ માઇલ્સ, અને પશ્ચિમ તરફ ધોરાજી સુધી આશરે ૧૦૦ માઇલ્સ લાંબી છે.

તા૦ ૧૫ મી અકટોબર સને ૧૮૮૧ને દિવસે ભાવનગર ખાતે મોતીબાગમાં મહારાજા સાહેબે એક મ્હોટી સભા બોલાવીને તેની સન્મુખ પોતાના કાબેલ દિવાન રા. રા. શામળદાસને, તેમનાં રાજ્ય સંબંધી કરેલાં ઉત્તમ કામોની કદર બુઝીને, નામદાર દરબાર શ્રીએ, તેમની રાજ્યકાર્યભારની પ્રવીણતા તથા દીર્ઘ સમય થયાં તેઓ બજાવતા આવેલાં કામો વિષે ટુંક પણ છટાદાર અને રમણીય ભાષણ કીધા પછી તે સેવાના બદલામાં જલાલપુર નામનું ગ્રામ વંશપરંમપરા સુધી બક્ષિસ કીધું હતું.

તા૦ ૧૭મી જાનેવારી સને ૧૮૮૨ને દિવસે નામદાર મહારાજા સાહેબને, આપણા પરમ કૃપાળુ મહારાણી શ્રી વિકટોરિયાએ બક્ષેલા કે. સી. એસ. આઇ. ના માનવંતો ખિતાબ આપવાની ક્રિયા રાજકોટ ખાતે કરવામાં આવી હતી, જે સમયે જુનાગઢ, જામનગર, ધ્રાંગધ્રા, મોરબી, વઢવાણ, લિંબડી વિગેરે રાજ્યોના નૃપતિઓ વિગરે ગૃહસ્થોનો ઘણો મ્હોટો જમાવ થયો હતો. આ શુભ ક્રિયા મુંબઈના ગવરનર સર જેઇમ્સ ફર્ગ્યુસનને સ્વહસ્તે તા૦ ૧૪ મીએ કરવામાં આવનાર હતી, પરંતુ તેમના પત્નિનું એકાએક મૃત્યુ નિપજ્યાથી તેમનાથી ત્યાં પધારી શકાયું નહીં, જેપરથી હિંદની સરકારે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટનને, આ ચાંદ આપવાની આજ્ઞા કીધાથી તેઓ સાહેબે આ મંગલમય ક્રિયા એક મ્હોટો દરબાર ભરીને કરી હતી. તે દરબારમાં પ્રથમ તેઓ સાહેબે મહારાણી સરકારનું વારંટ વાંચી સંભળાવ્યા પછી નિચે પ્રમાણેનું ભાષણ કિધું હતુંઃ—

"મહારાજા સાહેબ,

નામદાર વાઇસરૉય અને ગવરનર જનરલ બહાદુર સાહેબે, "સ્ટાર ઑફ ઈંડિયા" ના અતિ માનવંતા વર્ગના ગ્રાન્ડ માસ્ટર તરિકે, આપને એ વર્ગના નાઇટ કમાન્ડરનો ઇલ્કાબ આપવાને મને ફરમાન્ત કીધું છે.

આપ સાહેબનાં જાણ્યામાં છે કે, મલિકા માઆઝમાં મહારાણી તથા કયસરે હિંદની ખાસ ફરમાસથી મુંબઇના નામદાર ગવરનર સાહેબ બહાદુર, અત્રે સદરહુ ઇલ્કાબ બક્ષવાની ક્રિયા કરવાને પધારતા હતા, પરંતુ તેઓ સાહેબ માર્ગમાં હતા, એટલામાં એવો એક દુઃખદાયક બનાવ અણધાર્યો બન્યો કે, તેથી આખા ઇલાકામાં અતિશય ગમગીની પ્રાપ્ત થઈ છે, અને આ બનાવથી એઓ સાહેબના મ્હોટા દરજાને છાજે તથા જે મ્હોટાં કાર્યને માટે તેઓ સાહેબ અત્રે પધારનાર હતા. તેને શોભે એવી રીતે તેમનો માન્યપૂર્વક સત્કાર કરવાની આપની હોંશ બરબાદ થઇ છે, પરંતુ ઇશ્વરની ઇચ્છા બળવાન છે. આ થકી આપણી સઘળી દબદબા ભરેલી તૈયારીની ખરી શોભા કમી થઈ છે. અલબત આવું માન ભરેલું કામ બજાવવાનું એકાએક મારા ઉપર આવ્યું છે, તેથી હું મ્હોટાઇ સમજુ છું. તેમ છતાં મારે કેહેવાની જરૂર પડે છે કે, આ દૈવ કોપને માટે હું અત્યંત દિલગીર છું, અને તેથી કોણ? તે આ પ્રસંગે અત્રે મળેલાં દરબારોની વર્ત્તણુંકજ સિદ્ધ કરી આપે છે; કારણકે હમેશ પ્રમાણેનો માન મરતબો નહીં સાચવ્યાથી અથવા તો ઘણા ખર્ચ અને મ્હોટી મેહેનતથી કરેલી તૈયારી કેટલેક દરજ્જે વ્યર્થ જવાથી કોઇ પણ દરબાર તરફથી નાખુશી જણાવામાં આવી નથી. પૂર્વ

દેશનાં લોકોને ઘણું કરીને માન અરતબાના રિવાજો પ્રિય હોય છે, તેની પરવા નહીં રાખી, તેમજ આવા પ્રસંગે છાજે એવા ઉત્સવથી આપોઆપ ખુશીથી દુર રહી, દરબારોએ પોતાની અંતઃકરણની ગમગિની દર્શાવી છે.

આપ સાહેબને આવા બનાવથી નાઉમેદી થાય, એ સ્વભાવિક છે, પરંતુ આપના તરફથી આ નાઉમેદી કોઇ પણ પ્રકારે બતાવવામાં આવી નથી; બલકે આ નવી ગોઠવણ ખુશીની સાથે માન્ય કરી છે, અને ખુદ નામદાર ગવરનર સાહેબ બહાદુરના હાથથી આ ઇલ્કાબ ધારણ કરવાને બદલે મારા હાથથી તે ગ્રહણ કરવાનું સંતોષ સાથે કબુલ કીધું છે.

"સ્ટાર ઑફ ઇંડિયા" ના માનવંતા વર્ગના પ્રમુખ માલિકા માઆઝમા કયસરે હિન્દ છે, અને એ વર્ગમાં આ ઓહોળી શેહેનશાહાતના કુલીન રાજાઓ તથા અમીરો, અને રાજ્યકળામાં પ્રવીણ તથા લડાઇમાં શુરા. એવા મહા પુરૂષોનાં નામની સાથે આપનું નામ આજથી જોડાયું છે, તેને માટે હું પોતે ખરા અંતઃકર્ણથી આપને મુબારકબાદી આપું છે.

આ માનવંતા ઇલ્કાબની સ્થાપના થયા પછી તરતજ આપના સ્વર્ગવાસી પિતા સર જસવતસિંહજીને નાઇટનો ઇલ્કાબ આપવામાં અવ્યો હતો; અને આ પ્રાંતમાં એ દરજ્જો ધરાવના ર હાલના આપના સાથિ નાઇટ સાહેબો-સંસ્થાન જુનાગઢના વાલાસાન નવાબ સાહેબ, સંસ્થાન નવાનગરના મહારાજા જામ સાહેબ તથા સંસ્થાન ધ્રાંગધ્રાન મહારાજા રાજ સાહેબ, એઓએ આ પ્રસંગે પધારવાનીમેહેરબાની કરી છે.

પશ્ચિમ દેશના નૃપતીઓએ ઘણા જુના કાળમાં નાઇટના વર્ગ સ્થાપ્યા હતા, અને એમ કરવામાં તેમનો હેતુ એ હતો કે, એથી શુરાતનને ઉતેજન મળે, અને પ્રજામાં રાજયભક્તિ તથા વફાદારીની વૃદ્ધિ થાય.

આ શુરવીરોના વર્ગમાં ન્હાના તેમજ મ્હોટા અસલથી ઉમેદ ધરાવતા આવ્યા છે; અને પુર્વ કાળમાં તો મહા શુરાતનનુંકામ કર્યાવિના આ માન મળી શકતુંજ નહોતું.

પણ હાલના સુલેહસંપના સમયમાં શુરાતન શિવાય બીજાં ઘણી પ્રકારનાં પરક્રમો બની શકે છે. એ પરાક્રમોનો જય લડાઇના પરાક્રમો કરતાં કંઇ ઓછો નથી. કહેવત છે કે "યુદ્ધમાં જેમ ફતેહ હોય છે તેમ સલાહમાં પણ હોય છે." અને આ માનવંતા વર્ગના અધિપતિરાજ શુરવીરોનેજ નાઇટનોખેતાબ બક્ષે છે,એમકંઇ નથી; પરંતુ કોઇ પણ જાતનાં પરાક્રમથી જે કોઈ એ મ્હોટી પદ્ધિને યોગ્ય થાય છે, તેમને પણ એ બક્ષવામા આવે છે.

આ પદ્ધિ આપવાને આપ સાહેબની કઇ યોગ્યતાને લીધે મલિકા માઆઝમા કયસરે હિન્દે આપને પસંદ કીધા છે, તે જણાવવાને મને અધિકાર નથી; પરંતુ અમો, જે સઘળી રીતે આપની કારકીર્દિથી વાકેફ છિએ, તેઓને ખાત્રીછેકે, આપ સાહેબ એ માનને પરિપૂર્ણ રીતે પાત્ર છો.

સંસ્થાન ભાવનગરનું રાજ્ય આપના માનવંતા પૂર્વજો શ્રી વજ્ઞસિંહજીએ વધારીને મજબુત પાયાપર આણ્યું, અને આપ બાર વર્ષની વયે એ ગાદિના માલિક થયા, અને સને ૧૮૭૮ ના એપ્રિલ માસમાં રાજ્ય આપને સ્વાધિન થયું, ત્યારથી રાજ્યવંશીને શોભે એવી આપની ઓહોળી ઉદારતા, અને પ્રજાનું હીત સુધારવાની કોશિશથી આપે નામના મેળવી છે.

આપ સાહેબે પોતાની હદમાં તેમજ પરહદમાં લોકોપયોગી કામો, કેળવણી અને વેપાર રોજગારને ઉતેજન આપી તેની વૃદ્ધિ કરી છે. આપ નામદાર તથા આપના પડોશી સંસ્થાન ગોંડળના ઠાકોર સાહેબના ખર્ચથી આ પ્રાંતના ઘણા ફળદ્રુપ ભાગમાં રેલ્વે બંધાવી છે. આ

પનું રાજ્ય તથા રાજ્યધાની દર વર્ષે ધન દોલત અને આબાદિમાં વૃદ્ધિ પામતાં જાય છે.. ગએ વર્ષે નામદાર ગવરનર સાહેબ બહાદુરે આપના સંબંધમા ભાષણ કર્યું હતું તે શબ્દોમાં આ સ્થળે બોલીએ તો "લોકનું કલ્યાણ કરવામાં હિંદુસ્તાનના રાજાઓ, જેઓ પ્રખ્યાત થયા છે, તેના પેહેલા વર્ગમાં આપે આપનો નંબર લીધો છે, અને પોતાની પ્રજાનાં કલ્યાણને અર્થે થોડાજ રાજાઓએ આપની વયે આટલું બધું કર્યું હશે."

આ સઘળા આપની સુલેહના પ્રાક્રમોને ઘટતું માન નામદાર માહારાણી તરફથી મળ્યું છે, તેમ છતાં આપની રૈયતને આબાદ અને સંતોષી જોવામાં તથા લોકોનું કલ્યાણ કરવામાં આપને જે ખુશી ઉપજે તેજ ખરેખરો બદલો હંમેશા સમજવો જોઇએ.*

આપ માહારા માનવંતા મીત્ર છો. તેમજ આપના જાહેર સંપ ગુણો માટે મેં ઘણોજ ઉંચો અભિપ્રાય બાંધ્યો છે. તેથી આ માનવંતા વર્ગના અલંકારથી આપને શણગારવામાં હું પોતે મ્હોટો સંતોષ માનું છું.

આપણે આખરે આપ સાહેબ ઘણા વર્ષ જીવી આનવીનપદ્વિજેઆજેમારા હાથથી આપને અપાય છે તે સદા સર્વદા આપ ભોગવો. અનેસંસ્થાનભાવનગરનાઉપરઘણા વર્ષ આપનો અમલ આબાદ રહો એવું હું ઇચ્છું છું.

ઉપલા ભાષણનો પ્રત્યુત્તર મહેરબાન મહારાજા સાહેબે ઘણી ગંભિરાઇથી અને ઉત્તમ રીતે ઇંગ્રેજી ભાષામાંજ વાંચ્યો હતો જેનો ગુજરાતી ભાવાર્થ નીચે પ્રમાણે છે.

## *કર્નલ બાર્ટન, નામદાર સાહેબો, ગ્રહસ્થો અને બાનુઓ.

આજે હું પોતાને "સ્ટાર, ઓફ, ઇન્ડિયા" ના બુલંદ દરજાના ખિતાબના નાઇટ કમાન્ડરમાં નોંધાયેલો જોઉં છું, તેથી આજનો દિવસ હું ઘણોજ શુભ સમજું છું એમ કહેવામાં હું આપની ખાત્રી કરૂં છું કે હું કાંઇ ખાલી અલંકાર માત્ર વાપરતો નથી. મહારા મોહોટા મીત્ર મુંબઇના ગવર્નર સાહેબ ઉપર સર્વશક્તીમાને જે મહામુશીબત ગુજારી છે અને જેથી એ નામદારની માન ભરેલી હાજરી આપણ પ્રત્યે છીનાવી લેવામાં આવી છે, તે મુશીબતને માટે આપણે સર્વે શોક કરિએ છીએ. અને માહારો શોક કોઇના કરતાં પણ ઓછો નથી. પરંતુ મને સંતોષ પેદા થાય છે કે આજ સાંજે આ ક્રિયા બજાવાનું કામ આપ કર્નલ બાર્ટન સાહેબ ઉપર આવ્યું છે કે જેઓને માટે હું મોહોટું માન ધરાવું છું અને જેઓની કદરદાંની વિષે હું નિરાસ્ત છું. માહારી રૈયતનું કલ્યાણ વધારવું એ જેમ મહારી અત્યાર સુધી તેમજ હવે પછી સદાની કોશીશ થૈ રહેશે. એક રાજા દાખલની મહારી કારકીર્દી હિંદુસ્તાનના નામદાર મહારાણીની પસંદગીને યોગ્ય માલમ પડી છે. એ જોઇ હું મગ્ન થાઉં છું તે પસંદગીની એઓએ જે જે આ માયાળુ કદર બુજી છે. તેને માટે હું એ મહાબાનુનો વધારે ઉપકાર માનું છું. હું કહું છું કે આજ દિને મળેલા માનની મહારી મોહોટી બુઝ સાથે નામદાર મહારાણી સાહેબને પોંહોંચાડ઼ે એટલી વિનંતી સહિત આ માહારા વિચારો આપ નામદાર ગવર્નર સાહેબને દર્શાવશો.

ઉપરનું ભાષણ સમાપ્ત થયા બાદ સભા વિસર્જન થઇ હતી. બાદ બીજે દિવસે રાજ્યકુમારકોલેજના વિદ્યાર્થીઓ તરફથી મહારાજા સાહેબને એક માનપત્ર આપવામાં આવ્યું હતું:—

મહારાજા સાહેબ !

આપને "નાયટ કમાન્ડર ઓફ ધિ સ્ટાર ઓફ ઇન્ડિયા" નો ચાંદ મળ્યો તે પ્રસંગનો લાભ લઇને અમો નિચે સહી કરનારા "રાજકુમાર કોલેજના શિક્ષકો, અને આગળના તથા હાલના અભ્યાસીઓ આપને ખરા અંતઃકરણથી મુબારકબાદિ આપવાની ઇચ્છા રાખીએ છીએ. અને વિશેષ કરીને, અમારી એવી ઇચ્છા છે કે અમે અને આપણી કોલેજ સાથે સંબંધ ધરાવતા બીજા સઘળાઓ જેઓ આપની જગપ્રસિદ્ધ સખાવત માત્ર એજ નહીં કે આપે આપણી કોલેજની મીલકતમાં બોહોળી મદદ આપી. પરંતુ આપે ખુદ પોતાનેજ ખર્ચે કોલેજની દક્ષિણ બાજુનો ભાગ બંધાવી આપ્યો. તે સખાવતના કામોને લીધે ઉપકાર તળે આવ્યા છીએ.

અમને ભરોંસો છે કે આપની હવે પછીની જીન્દગી આબાદિ અને સુખશાંતીમાં ગુજરતી આવી છે તેમ જારી રહે.

## ઉપરના માનપત્રનો ઉત્તર મહારાજા સાહેબે નિચે પ્રમાણે આપ્યો.
## મી૦ મેકનોટન અને બિજા માહારા મીત્રો.

આપે મહેરબાની કરીને ખરા પ્યારની લાગણિ ભરેલા વિચારો બતાવ્યા તેથી સ્વાભાવિક રીતેજ મને હર્ષ થાય છે. આપણી કોલેજને માટે જેઓ કોલેજમાં દાખલ થાય છે. તેને તે તરફ જે પ્યાર ઉત્પન્ન થવો જોઇએ, તેજ પ્યાર મેં હંમેશાં દર્શાવ્યો છે. અને જો એ લાગણિની સાબિતી આપવા મેં કાંઇપણ યત્ન કીધો હોય તો તે કરવામાં મેં મારી ફરજ બજાવી છે. મારો પોર્ટરેટ કોલેજનાં દિવાનખાનામાં મૂકવાની તમારી ઇચ્છા છે તો હું ઘણી ખુશીની સાથે મારો પોર્ટરેટ પઠાવવાને બેસવાનું કબુલ કરૂં છું. મી૦ મેકનોટન, તમોએ તો મારી બચગીમાં મારી સંભાળ લીધી છે તેને માટે તથા મારી પાકટ વયની કારકીર્દિની ફતેહમાં તમે અંતઃકર્ણથી ભાગ લ્યો છો, તેને માટે હું તમારો ઘણો આભારી થયો છું; અને જે માનને હું કિમતી ગણું છું, તે માન આપવા સારૂ આપની સાથે આપના મદદનિસો, તેમજ મારા જોડિયા, સાથિયો અને હાલના અભ્યાસિઓ સામિલ થયા તેથી તેઓનો પણ હું થોડો આભારી થયો નથી."

આ પ્રમાણેનો પ્રત્યુત્તર આપી સર્વને આનંદ ઉપજાવ્યો હતો, અને મહારાજા સાહેબના વિવેક અને મિલનસારપણાથી સર્વ કોઇ હર્ષ પામ્યા હતા.

તા૦ ૧લી અકટોબર સને ૧૮૮૬ ને રવિવાર ને દિવસે નામદાર મહારાજા સાહેબ પોતાના દિવાન રા૦ રા૦ શામળદાસ તથા બીજા રશાલાના આશરે પોણોસો માણસો સહિત ભાવનગર ખાતેથી સ્પેશિયલ ટ્રેનમાં સુરત પધાર્યા હતા, અને બીજે દીવસે પ્રભાતમાં સ્પેશિયલ ટ્રેનમાંજ પૂને જવા માટે મુંબઇ ગયા હતા, અને તે ભુમિમાં પોતાના અર્ણુર્વિદ મુકતાંની સાથેજ નામદાર બ્રિટીશ સરકાર તરફથી તે નામદારને ૨૧ તોપોનું માન આપવામાં આવ્યું હતું. આ સમયે મુંબઇના શેઠિયાઓ તથા યુરોપિયનોએ એ નામદારનાં માનને માટે મ્હોટા મિલાવડા કરીને અપૂર્વ માન આપ્યું હતું, અને એ સર્વ પ્રતિષ્ઠિત પુરૂષો, એનામદારને ત્યાં પધારવાથી ઘણાજ ખુશી થયા હતા. મુંબઇથી તેઓ બેહદ માન મેળવીને તા૦ ૨૪મી અકટોબરે સાંજે સ્પેશિયલ ટ્રેનમાં પુનઃ સુરત પધાર્યા હતા, અને એજ દિને પાછલી રાતના પોતાની આગબોટમાં બિરાજીને ભાવનગર તરફ ઉપડી ગયા હતા.

તા૦ ૩૦મી ડિસેમ્બર સને ૧૮૮૨ને દિવસે ભાવનગરમાં એક લાઈબ્રેરીનો પાયો નાંખવાની ક્રિયા થઇ હતી. પ્રથમ તે સમયે નામદાર મહારાજા સાહેબે ટુંક પણ ઘણુંજ અસરકારક સંભાષણ કરીને તે દ્વારાએ મિસિસ બાર્ટનને તેનો પાયો નાંખવાની ક્રિયા કરવાની અર્જ કરી હતી, જે ઉપરથી તેણી સાહેબે નામદાર મહારાજા સાહેબની ઉદારતા તથા સદ્ગુણોની સ્તુતિ કરીને તે ક્રિયા કરી હતી. આ લાઈબ્રેરી કર્નલ બાર્ટન સાહેબનાં સ્મર્ણાર્થે સ્થાપવામા આવ્યાથી તેનું નામ "બાર્ટન લાઇબ્રેરી" રાખવામા આવ્યું હતું.

નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીએ પોતાનાં સંસ્થાનમા ઘોડાઓની જાત સુધારવા તથા સારી જાતનાં ઘોડાની વૃદ્ધિ થાય, અને તેવી ઉંચી જાતનાં ઘોડાઓમાં વછેરા થાય તેને સંભાળથી રાખીને તેને કેળવવા વિગેરે કામને માટે ભાવનગર શેહેરથી સુમારે બે માઇલ્સપર "પેડૉક" યાને એક અશ્વશાળા ઘણા વિસ્તારવાળા કમ્પાઉન્ડવાળી બંધાવીને તેમાં ઉમદા જાતની ઘોડીઓ તથા તેનાથી થયલાં વછેરાને સારી સંભાળથી રાખવામા આવતાં હોવાથી, અને નવાં વછેરાથી સારી જાતનાં ઘોડાની વૃદ્ધિ થાય તેવાં યત્નો કરવા વિગેરે કામની સારી ગોઠવણ કરેલી હોવાથી, તે બિના સરકારના ઘોડા ખાતાના કામના ઉપરી સાહેબ તરફથી નામદાર મુંબઈ સરકાર તથા નામદાર ઈંડિયા સરકારને જાહેર થવાથી ઈંડિયા સરકારે એ સારા કામની સંતોષકારક ગોઠવણ થઇ તે સંબંધી ઘણી ખુશી દર્શાવીને નામદાર મહારાજા સાહેબને એ બાબતનાં એક પ્રકારનાં માન તરિકે એક ચાંદ આપવાનો ઠરાવ કરીને, તે ચાંદ કાઠિયાવાડના પોલિટીકલ એજંટ તરફ મોકલ્યો હતો, જે પછી પૉલિટીકલ એજંટે ગોહેલવાડ પ્રાંતના આસિસ્ટંટ પોલીટીકલ એજંટ કેપ્ટન હંટરને હાથે મહારાજા સાહેબને આપવા માટે મોકલ્યાથી, તે ચાંદ આપવાની ક્રિયા તા૦ ૧૫ મી મે સને ૧૮૮૩ ની પ્રભાતમાં તેજ અશ્વશાળાના કમ્પાઉન્ડમાં મ્હોટી સભાની સમક્ષ કરવામાં આવી હતી. એ સમયે કેપ્ટન હંટરે એક સંભાષણ કરીને તેમાં મહારાજા સાહેબનાં એ કામની પૂર્ણ પ્રસંશા કરી તે નામદારને ચાંદ આપ્યો હતો, જે પછી મહારાજા સાહેબે એ બાબતમાં નામદાર ઈંડિયા સરકાર તથા મુંબઇ સરકારનો ઉપકાર માનીને, પોતાની તરફથી વિશેષ બિના દર્શાવવાને રા. રા. શામળદાસને કહ્યાથી તેમણે કેટલુંક લંબાણથી ભાષણ કર્યું હતું, અને તે પછી મિલાવડો બરખાસ્ત થયો હતો.

સને ૧૮૮૩ ના જુન માસમાં નામદાર મહારાજા સાહેબે ઈંગ્લંડની "નૉર્થબ્રુક કલબ" ને એક લાખ રૂપિયાની ઘણી કિમતી ને મ્હોટી બક્ષિસ આપી હતી, અને તેમા એવી શરત રાખવામાં આવી હતી કે, એ રકમનાં વ્યાજમાંથી એ કલબનો ખર્ચ ચલાવવો; પરંતુ જો એ કલબ બંધ થઈ જાય તો આપેલી તમામ રકમ પાછી ઠાકોર સાહેબને સ્વાધિન કરવામાં આવે. આ મહાભારત સખાવતને માટે આપણી મહારાણી શ્રીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે તે કલબનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરતી વેળાએ નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીનો જાહેર રીતે મ્હોટો ઉપકાર માન્યો હતો.

તા૦ ૨૪મી નવેમ્બર સને૧૮૮૪ને દિવસે મુંબઈના ગવરનર સર જેઇમ્સ ફર્ગ્યુસન સાહેબ ભાવનગરમા પધાર્યા હતા, જે સમયે તેમના સત્કારાર્થે મહારાજા સાહેબે શેહેરમાં ઘણી સારી રચના કરી હતી. આ પ્રસંગે ભાવનગરનાં મહાજનોએ તૈયાર કરાવેલી "શ્રી તખ્તસિંહજી ધર્મશાળા" ઉઘાડવાની ક્રિયા નામદાર ગવરનર સાહેબે તેજ દિવસે કરી હતી. સદરહુ ધર્મશાળા ૫૦૦૦૦) પચ્ચાસ હજાર રૂપૈયાના બહોળા ખર્ચથી ભાવનગરના મહાજનોએ

નામદાર મરહુમ મહારાજા સાહેબને મળેલા કે-સી-એસ-આઇ ના ચાંદની ખુશાલી બદલ તૈયાર કરાવી હતી. ધર્મશાળા ખુલ્લી મુકવાની ક્રિયા નામદાર ગવર્નર સાહેબે કર્યા બાદ બીજે દિવસે ગવર્નર સાહેબે કેટલાએકોની મુલાકાત લીધા પછી "શામળદાસ કૉલેજ" જે કે મરહુમ દિવાન રા. રા. શામળદાસ પરમાનંદદાસનાં સ્મર્ણાર્થે સ્થાપન કરવાનો મહારાજા સાહેબે ઠરાવ કીધો હતો તે કૉલેજનાં મકાનનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી, જે સમયે પ્રથમ રા. રા. વિઠલદાસે એક ભાષણ વાંચી સંભળાવ્યું હતું, અને તેનો યોગ્ય ઉત્તર ગવરનર સાહેબે વાળ્યા પછી મિલાવડો બરખાસ્ત થયો હતો. એજ દિવસે રાત્રે આઠ વાગતે નામદાર ગવરનર સાહેબ જળ માર્ગે ખંભાત જવા વિદાય થયા હતા.

તા. ૭ મી જાનેવારી સને ૧૮૮૫ ને બુધવારે, કે જે દિવસે નામદાર મહારાજા સાહેબની વર્ષ ગાંઠનો માંગલિક દિવસ હતો, તે દિવસે તે નામદારે "શામળદાસ કૉલેજ" ઉઘાડી મુકવાની મંગલમય ક્રિયા કરી હતી. આ સમયે ત્યાં સારી રચના કરવામાં આવી હતી; અને તે સરસ્વતી મંદિરને ખરેખરૂં દેદિપ્યમાન દર્શન દેનાર કીધું હતું. પ્રથમ ત્યાં મી. લલ્લુભાઇએ કેટલુંક ભાષણ મહારાજા સાહેબની આજ્ઞાથી ઇંગ્રેજીમાં વાંચી સંભળાવ્યા પછી મી. ઉનવાળાએ કેટલુક ભાષણ કીધું હતું, અને તે પછી મિલાવડો બરખાસ્ત થયાબાદ નામદાર મહારાજા સાહેબ "જુવાનસિંહજી ડિસ્પેનસરી" જે કે તે નામદારના મરહુમ સ્વર્ગવાસી બંધુ શ્રી જુવાનસિંહજીના સ્મર્ણાર્થે બંધાવવામાં આવી હતી, તે ખુલ્લિ મુકવાની ક્રિયા કરવા પધાર્યા હતા, જ્યાં ડૉકટર બરજોરજીએ કેટલુંએક ભાષણ કીધા પછી રા. રા. વિઠલદાસે દરબાર શ્રીની આજ્ઞાથી કેટલુંએક વિવેચન કર્યું હતું. આ ક્રિયાની સમાપ્તિ થયા પછી સભા વિસર્જન થઈ હતી.

એજ વર્ષમાં નામદાર મહારાજા સાહેબે ભાવનગર ખાતે એક સંસ્કૃત પાઠશાળા પણ સ્થાપન કરી હતી, જેની દેખરેખ રાખવાનું કામ ત્યાંના કેળવણી ખાતાના તે વખતના ઉપરી રા. રા. પ્રાણનારાયણ મયાશંકર માસ્તરને સોંપવામાં આવ્યું હતું. તે શાળામાં ભણનારા વિદ્યાર્થીઓને નામદાર દરબાર શ્રી તરફથી દરરોજ સીધાં આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. મહારાજા સાહેબનું આ કામ અત્યંત સ્તુતિપાત્ર ગણાયું હતું.

સને ૧૮૮૬ ના નવાં વર્ષના આરંભની ખુશાલિમાં નામદાર મહારાણી શ્રી વિકટોરિયા તરફથી મહારાજા સાહેબને "જી. સી. એસ. આઇ." નો માનવંતો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. આ ખુશાલિને માટે નામદાર મહારાજા સાહેબે, તા. ૨૬ મી જાનેવારી સને ૧૮૮૬ ને દિવસે, કે જે દિને તે નામદારનો જન્મ દિવસ હતો તેજ દિને, એક ભવ્ય દરબાર ભરીને તેમાં પોતાના દિવાન દ્વારાએ કેટલાક સારા ને પ્રજાપ્રિય ઠરાવો પ્રદર્શિત કીધા હતા.

નામદાર મલીકા માયાજમા કૈસરેહીંદ તરફથી નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીને સ્ટાર ઓફ ઇન્ડીયાના સરવોત્કૃષ્ટ પદ્વિના નાઇટ ગ્રાન્ડ કમાન્ડરનો માનવંતો ખિતાબ ઈનાયત કર્યો તેહનો ચાંદ વિગેરે આપવાની શુભ ક્રિયા મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ રે સાહેબ બહાદુરના હાથથી રાજકોટ મુકામે થવાની હતી. તેના ખબર કાઠિયાવાડ પ્રાંતના આકટીંગ પો. એ. મે. કરનલ સી. વોડહાઉસ તરફથી લખાઈ આવતા–

નામદાર મહારાજા સાહેબ દીવાન વિગેરે અમલદારો સહીત તા૦ ૧ ડીસેંબરના રોજ ભાવનગરથી સ્પેશ્યલ ટ્રેનમાં જેતપુર સ્ટેશને થઇ ગોંડળ મુકામ કરી રાજકોટ ગયા.

જેમને સામે લેવા પોલીટીકલ એજન્ટ તથા હાલર પ્રાંતના આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ ઘોડેસ્વારની ટુકડી સહીત આવ્યા હતા. પોતાના કાંપમા દાખલ થતા ગાર્ડ ઓફ ઓનરનું અને ૧૬ તોપોનું માન આપવામાં આવ્યું હતું.

તા૦ ૧૦ ડીસેંબર શુકરવારની સાંજના નામદાર ગવર્નર લોર્ડ રેએ મોહોટો દબદબા ભરેલો દરબાર ભરી નામદાર મહારાજા સાહેબને ચાંદ વિગેરે અર્પણ કર્યું, તે સંબંધી બીના તા૦ ૨૩ ડીસમ્બર સને ૧૮૮૬ ના મુંબઇ ગવર્નમેન્ટ ગેઝેટમા પ્રગટ કરી હતી. જે ઉપરથી જણાય છે કેઃ—

તા૦ ૧૦ ડીસમ્બર સને ૧૮૮૬ શુકરવારની મધ્યાન્તર કલાક ૩—૩૦ મીનીટના વખતે જાહેર દરબાર ભરી રાજકોટમા એકઠા થયેલા રાજાઓ તથા સરદારોની મુલાકાત લીધી હતી.

મધ્યાન્તરે કલાક ૩—૧૫ ના વખતે ભાવનગરના મહારાજા સાહેબ ગોહેલવાડ પ્રાંતના મહેરબાન આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ તથા ઘોડેસ્વારોના જલેબ સાથે પધાર્યા હતા. તેમની સામા મેહેરબાન પોલીટીકલ એજન્ટ તરફથી નીમેલા અમલદાર તથા મહેરબાન સરવે સુપ્રીનટેન્ડેન્ટ સાહેબ તથા નામદાર ગવરનર સાહેબના એડી કયાંગ ગયા હતા અને દરબારના તંબુની જોડે એક બીજો તંબુ ઉભો કરવામા આવ્યો હતો. ત્યાં તેમને લઇ ગયા અને મહારાજા સાહેબની સાથેના માણસોને દરબારના તંબુમા તેમની નીમેલી જગ્યોએ મેહેરબાન પોલીટીકલ એજન્ટ—અમલદારોએ બેસાર્યા હતા.

આ સમયે ત્રણે પેહેલા વર્ગના રાજાઓ પધાર્યા હતા જે વખતે તેમને સલામતીનું દરેક વખતે ૧૫ તોપોનું તથા ગાર્ડ ઓફ ઓનરનું માન આપવામા આવ્યું હતું.

દરબારના તંબુની અંદર નામદાર ગવરનર સાહેબની જમણી બાજુએ એક લાઇન ગોઠવી હતી જેના ઉપર નીચે પ્રમાણેના અનુક્રમ પ્રમાણે સર્વે બિરાજેલા હતા. તે મધ્યેની ભાવનગરના મહારાજાની ખુરશી તેમને માટે ખાલી હતી.

સદરહુ દરબારમાં બીરાજેલા દરબારો.

નવા નગર, ભાવનગર, ધ્રાંગધ્રા, લીંબડી, રાજકોટ, વઢવાણ, લખતર, સાયલા, વળા, જસદણ, માણાવદાર, મુળી, માલીયા, ગીદડ, ગવરીદડ, પાલ, કોઠારીયા, વીછાવડ.

નામદાર ગવરનર સાહેબની જમણી બાજુએ સીંહાસનની ઓળમા પોલીટીકલ સેક્રેટરી સાહેબ સરવે સુપ્રીનટેન્ડેંટ સાહેબ અને કેટલાએક પોલીટીકલ અમલદારો તેમને પોતપોતાના દરજજા પ્રમાણે બેસારવામા આવ્યા હતા.

નામદાર ગવરનર સાહેબની ડાબી બાજુએ નામદાર ગવરનર સાહેબના મીજમાનો અને કોલાપુરના રાજા જેમને નિમંત્રણ કરવામા આવ્યું હતું તેઓ અને નામદાર ગવરનર સાહેબની સાથેના અમલદારો તથા બીજા સીવીલ, અને મીલટરી ખાતાના દરજ્જાઓ પ્રમાણે બેઠા હતા.

મધ્યાન્તરે કલાક ૩—૩૦ ના વખતે નામદાર ગવરનર સાહેબ પધાર્યા તે વખતે ૧૭ તોપોનું સલામતીનું તથા બ્રીટીશ પલટનના માણસોએ ગાર્ડ ઓફ ઓનરનું માન આપ્યું હતુ અને મેહેરબાન પોલીટીકલ સેક્રેટરી સાહેબ તથા પોલીટીકલ એજંટ સાહેબ અને નામદાર

સાહેબના મીલટરી તથા પ્રાઇવેટ સેક્રેટરી સાહેબો વિગરે તેમની સાથેના અમલદારો તથા એજન્સીના અમલદારો સહીત નામદાર સાહેબ દરબારના તંબુ તરફ આવ્યા અને તંબુની અંદર દાખલ થતાં બેન્ડ વાગ્યું તથા સઘળાઓ પોતપોતાની બેઠકપરથી ઉભા થયા તે નામદાર સાહેબ પોતાના સીંહાસનની બેઠક ઉપર બિરાજ્યા ત્યાં સુધી ઉભા રહેલા હતા.

સ્ટારઓફ ઇન્ડીયાના આર્ડરના જે મેમ્બરો આ દરબારમા હાજર હતા તેઓ સરવે તેમની જગ્યોયેથી ઉઠીને બીજી ખાસ બેઠક તેમને માટે ગોઠવેલી હતી તે ખુરશી ઉપર બેઠા. ત્યાર બાદ મેહેરબાન પોલીટીકલ સેક્રેટરી સાહેબે નામદાર ગવરનર સાહેબને જાહેર કર્યું કે ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ રાઓળ શ્રી સર તખ્તસિંહજી જસવંતસિંહજી કે. સી. એસ. આઇ. સ્ટારઓફ ઇન્ડીયાનો ઉંચા દરજાનો નાઇટ ગ્રાન્ડ કમાન્ડરનો ચાંદ તથા તે પછી તેઓ મહારાજા સાહેબને આપ્યા બાબતનો નામદાર મહારાણી કયસરેહિંદ સાહેબ તરફનો પત્ર (ગ્રાન્ડ) લેવાને માટે આવેલા તૈયાર છે. મેહેરબાન સેક્રેટરી સાહેબને નામદાર ગવનર સાહેબનો હુકમ મળ્યાથી તેઓ બીજા તંબુમા ગયા અને મહારાજા ઠાકોરસાહેબને સિંહાસનની પાસે લઇઆવ્યા. ભાવનગરનામહારાજાઠાકોરસાહેબેનામદારગવરનરસાહેબનેમાનપૂર્વક સલામ કરી ત્યારે નામદાર મલીકા માજમા મહારાણી કયસરેહિંદ સાહેબના તરફનું પત્ર (ગ્રાન્ડ) મહેરબાન સેક્રેટરી સાહેબે વાંચી સંભળાવીને તે તથા એ પદ્વીનો સુનાનો કોલર તેમણે નામદાર ગવરનરના હાથમા સોંપ્યો. નામદાર ગવરનર સાહેબે તે વખતે મહારાજા ઠાકોર સાહેબ પ્રત્યે બોલ્યા કેઃ—

નામદાર મલ્લીકા માજમા મહારાણી કયસરેહિંદ સાહેબના તરફથી મહેરબાની થવાથી આપ મહારાજા સાહેબને સ્ટારઓફ ઇન્ડીયાના જે ઉંચ્ચા દરજાનો નાઇટ ગ્રાન્ડ કમાન્ડરનો માન ભરેલો ખિતાબ આપવામા આવ્યો છે તે સંબંધીનો મલ્લીકા માજમા સાહેબનો પત્ર (ગ્રાન્ડ) તથા ચાંદ આપને હું આ જાહેર દરબારમા આપું છું એ પ્રમાણે બોલ્યા બાદ નામદાર સાહેબે મહારાજાઠાકોરસાહેબની કોટમા કોલર નાંખ્યો અને તેના મધ્ય ભાગમા મેહેરબાન સેક્રેટરી સાહેબે મહારાણી સાહેબના તાજનું ચંકદું લગાડી દીધું બાદ જુનિયર નાઇટ કમાન્ડર જે (ધ્રાંગધ્રાના મહારાજા રાજ સાહેબ) હાજર હતા તેમને મેહેરબાન સેક્રેટરી સાહેબે તેજ દરજાનો ચાંદ આપ્યો. તે તેમણે તેની યોગ્ય જગ્યોયે લગાડ્યો અને તે પછી તુરત તેઓ તેમની બેઠક ઉપર ગયા.

એ ક્રિયા થઇ રહ્યા નંતર ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ જી. સી. એસ. આઇ. એઓએ નામદાર સાહેબને માન ભરેલી સલામ કરી. અનેદરબારમાજ્યાંતેમનીબેઠકની જગ્યા હતી ત્યાં સેક્રેટરી સાહેબ તેમને લઇ ગયા. અને તે દરજાના મેમ્બરો પછી સલામ કરીને દરબારમા પોતપોતાની જગ્યો ઉપર જઇને બેઠા જેરાજાઓસ્ટારઓફઇન્ડીયાનીપછીના મેમ્બરો હતા તેઓતથામેજરજનરલઆર.એચ.કીટીજસાહેબ બી. સી. સી. એસ. આઈ. પોતપોતાનીબેઠકેજઇનેબેઠાબાદ મેહેરબાન પોલીટીકલ સેક્રેટરી સાહેબે સરવેને દરજા પ્રમાણે નામદાર ગવરનર સાહેબ પાસે લઇ જઇને મેળવ્યા હતા. તે એવી રીતે કે પહેલા તથા બીજા વર્ગના રાજાઓ ને મે. પો. સે. સાહેબે તેમની બેઠક ઉપરથી લઇ જઇને નામદાર સાહેબને મેળવ્યા હતા. અને એજ અમલદાર તેમને પાછા પોતાની જગ્યો ઉપર બેસારિ આવ્યા હતા. ત્રીજાઅનેચારમા તથા પાંચમા વર્ગના તાલુકદારોને મહેરબાન સરવે સુપ્રીન-

ટેન્ડેન્ટ સાહેબ નામદાર સાહેબ પાસે તેમની જગ્યો ઉપરથી મેળવવા લઈ ગયા હતા. અને પાછા તેમની જગ્યો ઉપર બેસાડી આવ્યા હતા. દરેક રાજા તથા તાલુકદારે નામદાર સાહેબને મળતી વખતે એક કપડા ઉપર ખુલ્લો દેખાય તેવી રીતે નજરાનો કરેલો અને તે નામદાર સાહેબે સ્પર્શ કરી પાછો આપ્યો હતો. કારણ કે આ પ્રસંગે ખિલતઆપવામાં આવી હતી નહીં.

છઠ્ઠા વર્ગના તાલુકદારને પહેલા આસિસ્ટંટ પો. એ. સાહેબ નામદાર ગવરનર સાહેબની પાસે લઇ ગયા અને તેઓએ નજરાનો રજુ કર્યો તે પછી સલામ કર્યા બાદ તેઓ પોતાની જગ્યો ઉપર જઇને બેઠા અને નજરાનો હાથ અરકાડી પાછો આપવામાં આવ્યો હતો. એકઠા થયેલા દરબારીઓને નામદાર ગવરનર સાહેબે નીચે પ્રમાણે ભાષણ કરી સંભળાવ્યું હતું અને તેનું ગુજરાતી ભાષાંતર મે. પો. સે. સાહેબે વાંચ્યું હતું.

કાઠિયાવાડના રાજાઓ—આ પ્રાંતમાં માહારૂં આ વખતે પહેલુંજ આવવું થયું તે પ્રસંગે નામદાર મહીકા માજમાં મહારાણી કૈસરેહીંદ સાહેબના તરફથી ભાવનગરના મહારાજા સાહેબને નાઇટ ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એકઝાલ્ટેડ ઓર્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીયાનો માનવંતો ખિતાબ આપ્યા બાબતનો પત્ર (ગ્રાન્ડ) ઇનાયત કરવાનું ખુશકારક અને માન ભરેલું કામ કરવાને મને સોંપરત થયેલું છે. તેથી મને અતિ ઘણો સંતોષ ઉત્પન્ન થાય છે.

નામદાર મલીકા માજમા સાહેબની મહેરબાનીના આ પ્રસિદ્ધ દાખલાથી મહારાણી કૈસરેહીંદ સાહેબ પોતાની હિંદુસ્તાનની શહેનશાહતના રાજકાર્યભારના કામો ઉપર જે ખરા દિલનો શોખ ધરીને નજર રાખે છે તે વાત તેમજ હિંદુસ્તાનના જે રાજાઓના રાજકાર્યભાર એવી રીતે ચાલે છે કે જે તેઓને પોતાનેજ માન પમાડનાર દેખાઈ આવે છે. તથા તેઓની વફાદારીની બાબતમા અને સર્વોપરી સત્તા (સરકાર) ની સાથેના તેમના કરારોને તેઓ વળગી રહેલા છે; તે બાબતમા તેમના ઉપર સરકારથી જેવો ભરોસો રાખેલો છે તેને ઘણીજ માન ભરેલી અને પ્રસિદ્ધ રીતીથી મજબુતી આપે છે, તેવા રાજાઓને માન આપવાને માટે પોતાની પ્રસિદ્ધ પ્રસન્નતા બતાવીને સુંટી કહાડવામા આવે છે. તે વાત આપના જોવામા આવ્યા વગર રહેશે નહીં. હિંદુસ્તાનના રાજાઓના હકો અને માન મરતબા જળવાઇ રહે તથા તેઓની સંભાળ નીચે રહેલા મુલકોમા સુલેહસંપ રહેવાથી તથા ઇન્સાફ આપવાથી અને તે મુલકની સર્વે પ્રકારની આબાદી વિગેરેથી તેઓના રાજ કાર્યભારની મજબુતી થયેલી જોવાને મલીકા માજમાની આતુરતા ભરેલી ઇચ્છા છે. હરકોઇ રાજકર્તાની આબાદાનીનો આધાર પોતાની પ્રજાની આબાદી ઉપર છે.

### ભાવનગરના ઠાકોર સાહેબ—

આપને ભાવનગરનો સ્વતંત્ર અધિકાર આઠ વર્ષ ઉપર પ્રાપ્ત થયો ત્યારથી રાજ્ય ચલાવવાના જે મુખ્ય નિયમોને આપ મજબુતીથી વળગી રહેલા છો તે જોવાથી મહારા પૂર્વનશીન સાહેબોને તથા મને પોતાને ખરા દિલથી સંતોષ ઉત્પન્ન થવાનું કારણ બન્યું છે. રસ્તાઓને માટે સુધરેલા સાધનોના ફાયદાઓનો આપને જે વિચાર છે તેથી આપે પોતાના પાયતખ્ત શહેરને હિંદુસ્તાનની રેલ્વે સાથે મુંબઇ વડોદરા અને સેંટ્રલ ઇન્ડીયા રેલ્વેના વઢવાણના સ્ટેશને જોડી

દીધેલી છે એટલુંજ નહીં મગર રજપૂતાના માળવા, રેલ્વેની સાથે એ રેલ્વે જોડાઈ જવાની એક લાઇન મેહેસાણેથી કરવામા પણ ખરેખરી મદદ આપવાને આપનુ દિલ થયેલું છે. અગર જો તે રેલ્વેનો કટકો આપના પોતાના મુલકની એક આર્ડ પણ જમીનમા થઈને જાય તેવું નથી તોપણ તેથી કરીને દેશી રાજાઓના હિત, બીજાઓના હીતની સાથે એટલા મળી ગયા છે. કે તે દરેકના તરફથી પોતાના પડોશીને ઉદારતાથી મદદ કરવાની તથા પ્રાંતની સમગ્ર આબાદી થવાથી આખરે પોતાનાજ મુલકનો ફાયદો શોધવાની જે ઘણીજ ડહાપણ ભરેલી રાજ્ય રીતી છે તે બાબતની પકી ખાત્રીની સાબીતી આપમહારાજાસાહેબે બતાવી છે. લોકોપયોગી જાહેર બાંધ કામો ઉપર લાખો રૂપૈયાનો આપે ખર્ચ કર્યો છે તેથી તથા આપના રાજ્યની અંદર કેલવણીને આપ ઉદારતા ભરેલો આશ્રય આપોછો. તેથી અને રાજકોટ પાસે પુલ બાંધવાને એક લાખ રૂપીયા કરતાં પણ વધારે રકમની તથા રાજકુમાર કૉલેજને માટે દોઢ લાખ રૂપૈયાની રકમ અને બીજા એક લાખ રૂપૈયાની રકમ નોર્થબ્રુક કલબમા આપી; એ સર્વે બક્ષીશોએ આપની સખાવતને ઘણા વિસ્તારમા પ્રસિદ્ધ પમાડી છે. આપના પોતાના શહેર મધ્યેની હોસ્પીટલ તથા જલાશયના બાંધકામો અને આપનું અંદર સુધારવાની જે યોજનાઓ આપ કરો છો તે સરવે મારે પોતાને જોવાની હું અપેક્ષા રાખું છું. આપ મહારાજા સાહેબના અને આપના કુટુંબમાં ફટાયા ભાયાતો છતાં દરમ્યાનના સ્નેહ ભરેલા સંબંધ વિષે તેમજ આપના પાટવી કુમારને આપ જે સંભાળયુક્ત કેલવણી આપો છો તે વિષેનું જાણીનેપણ હું ખુશી થાઉં છું આપે ખાત્રી રાખવી કે મહીકા માજ્જમાં જેમણે કે આજ રોજે પોતાની બાદશાહી ભરેલી મહેરબાનીનો આવો જાહેરાત દાખલો બતાવી આપ્યો છે તેઓ આપની રાજકીય કારકીર્દી તરફ શોખથી જોવું બંધ રાખશે નહીં. અને તે આપની રાજ્યકારકીર્દીથી આપને જે માન ભરેલી પદ્ધીમાં દાખલ કરેલા છે તેને ઘણી જેબ મળશે એવો મને પ્રત્યેક રીતે ભરોસો છે.

કાઠિયાવાડના રાજાઓ—આ પ્રસંગે આપ સર્વેની ખુદની સાથે પીછાન કરવાનો તથા આપના તરફથી થતી કોશીશોને ઉત્તેજન અપાવાની અને આપના રાજાઓની આબાદીમાં વધારો કરવાની તથા બ્રીટીશ સરકારે આપની સાથે જે કરારો કરેલા તે કરારો પ્રમાણે આપના હકો જાળવવાને મુંબઇ સરકારની ચાહના હોવા સંબંધીની આપની ખાતરી કરી આપવાનો આ પ્રસંગ મળવાથી મને ખુશી હાંસલ થાય છે. આ જોવા લાયક પ્રાંત મધ્યેની મારી મુસાફરી મહારા પૂર્વનશીંન સાહેબો જે છેવટે આપને મળી ગયા ત્યાર પછી જે જે સુધારાની વૃદ્ધી થયેલી હશે તે મહારા જોવામાં આવશે એવી હું ઉમેદ રાખું છું મલીકા માજ્જમા સાહેબે આપ મધ્યેના એક રાજ્ય કર્ત્તાને જે માન આપેલું છે તે આપ સર્વેને એક સુચના તરીકે છે; તથા એટલાથી કરીને આપની અખત્યારની અને બ્રીટીશ સરકારની સાથેના આપના સંબંધની જવાબદારી પ્રમાણે વર્તવાની જાહુકની વધારે કોશીશો કરવા તરફ આપનું લક્ષ રહેવાને આપને ઉત્તેજન મળશે એવી હું આશા રાખું છું. એ પ્રમાણે ગુજરાતી ભાષાન્તર મે. પો. એ. સાહેબે વાંચ્યા પછી તેઓ સાહેબે પહેલા વર્ગના રાજાઓને અને મેહેરબાન પો. એ. સાહેબે બીજા વર્ગના રાજાઓને તથા મેહેરબાન ફસ્ટ આ. પો. એ. સાહેબે ત્રીજા અથવા ચોથા વર્ગના રાજાઓને અને મે. પો. એ. સાહેબના એસ્ટાબલીશમેન્ટના માણસોએ બાકીનાઓને અતર અને પાન આપ્યા; અને યુરોપીયન અમલદારો તથા મીજમાનોને મેહેરબાન જ્યુડીશીયલ આ. સાહેબ તથા સેકન્ડ આ. પોલીટીકલ એજંટ સાહેબે અત્તર અને પાન

સોપારી આપ્યા હતા. ત્યાર બાદ ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ ૧૫ તોપોના માનની સલામતી સાથે રવાને થયા હતા. તેમની સાથે પ્રથમની માફક ગોહેલવાડ પ્રાંતના મેહેરબાન આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ સાહેબ ઘોડેસ્વારોની ટુકડી સાથે તેમના મુકામ સુધી મુકવા ગયા હતા.

પહેલા તથા બીજા વર્ગના રાજાઓને તેમના દરજ્જા પ્રમાણે તેમનુ આવવું થતી વખતે જે માન આપવામાં આવ્યું હતું તેજ પ્રમાણેની ક્રિયા તથા સલામતીની સાથે તેઓને પોતપોતાની ગાડી સુધી પહોંચાડવામા આવ્યા હતા.

તેજ સાંજરે ભાવનગરના મહારાજા સાહેબ સર તખ્તસિંહજી જી. સી. એસ. આઇ. તરફથી એક મોહોટું ખાણું આપવામાં આવ્યું હતું ત્યાં નામદાર ગવરનર સાહેબ પધાર્યા હતા.

ત્યાર બાદ તા. ૧૧ મી શનીવારના રોજ સદરહુ ચાંદનું માતબર માન મેળવી નામદાર મહારાજા સાહેબ ગોંડલ થઈ જેતપુરના રેલ્વે સ્ટેશનપર થઈ ભાવનગર આવ્યા હતા. સ્ટેશનપર એક અતિ સુંદર સમીયાણો નાખવામા આવ્યો હતો. મજકુર સમીયાણામા સર્વ માતબરો અને જુદી જુદી કોમના સઘળા ગ્રહસ્થો હાજર હતા.

તા. ૧૨ મીના દીવસે મોતીબાગમાં એક મ્હોટો દબદબા ભરેલો દરબાર ભરવામા આવ્યો હતો.

ભાવનગરની પ્રજા, રેલ્વેના યુરોપીયન અને દેશી નોકરો, મહુવા, સિહોર, કુંડલા બોટાદ ઉમરાળા ગઢડા તળાજા લીલીયા વિગરેની પ્રજાના તરફના પ્રતિનિધીઓ માન પત્ર આપવા સારૂ આવેલા તેનો સ્વીકાર કર્યો હતો. તે સર્વનો જવાપ મહારાજા સાહેબ તરફથી દીવાન સાહેબે આપ્યો.

ગ્રહસ્થો.

નામદાર કૈસરેહીંદ સાહેબના તરફથી અમોને જી. સી. એસ. આઇનો જે માનવંતો ખિતાબ ઇનાયત થયો તેની ખુશાલીની મુબારક બાદી આપવા સારૂ તમો સઘળા અહીં આવ્યા છો તેથી અમોને ઘણીજ ખુશી હાંસલ થાય છે. મહારો પોતાનો પ્યાર મહારી સઘળી પ્રજાની ઉપર જેહેવોછે તેજ પ્રમાણે તમારી સહુની ચાહના માહારા તરફ છે તેહની નિશાની તમારી હાલની વફાદારીથી જણાઈ આવે છે. રાજાનો ધર્મ હમેશાં પોતાની પ્રજાનું રક્ષણ કરવાનો તેમજ તેઓને વ્યાજબી ઇન્સાફ આપવાનો છે; તેથી મહારી પ્રજાને વ્યાજબી ન્યાય આપવાને તથા તેમના સુખમા વધારો થઇ શકે તેવાં કામો કરવાની હું હમેશા ચાહના રાખું છું. અને તેજ પ્રમાણે વર્તવા સબંધી વખ્તોવખ્ત મહારા સઘળા અમલદારોને સૂચના આપવામાં આવે છે. તમોએ મહારા મુખ્ય દિવાનની જે તારીફ કરી તેજાણીને અમોને ઘણોજ સંતોષ થાય છે.

તેમના ઉપર મહારો સંપુર્ણ વિશ્વાસ છે. અને તેઓ હમેશાં લોક હિતકારી કામો કરવામા તથા લોકોને વ્યાજબી ન્યાય આપવામા મહારા વિચારોને બરાબર સમજે છે તથા તે વિગેરે સર્વે બાબતમા પુરતી મદદ આપે છે તેથી તેમના તરફ મહારી પ્રીતિ થવીજ જોઇએ એ સ્વભાવિક છે. શહેર ભાવનગર તથા મહારા મુલકના જુદા જુદા મ્હાલોની પ્રજાએ જેવી રીતે આ ખુશાલીના પ્રસંગે આંહિઆવીમહારાતરફપોતાનોપ્રેમદેખડાવેલોછે તેજ પ્રમાણે રેલ્વે ખાતાના જે નોકરોએ તથા પારશી કોમના ગ્રહસ્થોએ પણ અમોને આ શુભ અવસરે માન પત્રો આપી પોતાનો વફાદારી ભરેલો ઉત્સાહ બતાવેલો છે તેથી મહારા સં-

તોપમા ઘણોજ વધારો થયો છે. આ ખુશીના સમયે મહારી પ્રજાને જગાત વિગેરે બાબતમાં જે જે છુટ આપવાનો મેં હુકમ કરેલો છે તેની વિગત જાહેર કરવાને મેં મહારા દિવાનને ફરમાંવ્યું છે. અને તમો સર્વે ગ્રહસ્થો પ્રત્યે મહારી ખુશી ફરીથી પણ બતાવીને મહારૂ બોલવું સમાપ્ત કરૂંછું જે પછી દિવાન સાહેબે કેટલુક વિવેચન કર્યું તે મહારાજાની અને પ્રજાની પ્રસંશનિય ખુશાલી બદલ મહારાજાએ જાહેર કરેલા નિયમો પણ પોતે સભા સમક્ષ પોતાના ભાષણમા નિવેદન કર્યા હતા

તા૦ ૨૪ મી મે સને ૧૮૮૮ ને ગુરૂવારને દિવસે આપણા પરમ કૃપાળુ મહારાણી શ્રી વિકટોરિયા રાજ્ય માતુશ્રીની વર્ષગાંઠ હોવાથી તે દિવસે પણ નામદાર મહારાજા સાહેબે ઘણીજ ધામધુમ કરી હતી. એ દિવસે પ્રથમ સૂર્યોદય થતાંની સાથેજ મહારાણીશ્રીની સલામતિની ૧૦૧ તોપોના બહારો કરવામાં આવ્યા હતા, અને ત્યાર પછી નામદાર મહારાજાનાં લશ્કરની કવાયત કરાવી હતી. આખા રાજ્યમાં તે દિવસ મહાન્ તેહેવાર તરિકે પાળ્યો હતો, અને સાંજે સાડાપાંચ વાગતાને સુમારે ભાવનગરથી બે માઇલ્સ દૂર શ્રી ગવરીશંકર તળાવની પાસે આવેલા મેદાનમાં "વિકટોરિયા બાગ" બાંધવાની ક્રિયા કરવામાં આવી હતી, જે પ્રસંગે ત્યાં આગળ ઘણા લોકો એકઠા થયા હતા. નામદાર મહારાજા સાહેબે આ શુભ દિવસની ખુશાલિમાં ૪૫૦ એકર જેટલી જમીન આ "વિકટોરિયા બાગ" બાંધવા માટે આપી હતી, અને આ શુભ દિવસનું સ્મર્ણ રેહેવાને માટેજ આ બાગનું નામ "વિકટોરિયા બાગ" રાખવામાં આવ્યું હતું. પ્રથમ તો નામદાર મહારાજા સાહેબે આ પ્રસંગપર કેટલુંક રમણીય ભાષણ કીધું હતું, અને તે પછી તે નામદારની ફરમાસપરથી મિસિસ નટે બાગનું પેહેલું ઝાડ સ્વહસ્તે રોપવાની ક્રિયા કરી હતી. બાદ કર્નલ નટે, જે ગૃહસ્થો તથા બાનુઓએ તે કામમાં શ્રમ લીધો હતો, તેમનો ઉપકાર માન્યો હતો, અને તે પછી નામદાર મહારાણીજી, સર તખ્તસિંહજી તથા મિસ્ટર અને મિસિસ નટને માટે ખુશ ખુશાલિના પોકારો કર્યા હતા, જે પછી મિલાવડો બરખાસ્ત થયો હતો. એજ દિવસે રાત્રિએ આઠ વાગતાને સમયે નામદાર મહારાજા સાહેબે કેટલાક ગૃહસ્થોને એક ખાણું આપ્યું હતું. આ ખાણા પ્રસંગે નામદાર મહારાજા સાહેબે ટુંક પણ સરલ અને છટાદાર ભાષણ કીધા પછી કર્નલ નટ સાહેબે પણ કેટલુંક ભાષણ કરતાં તેમાં નામદાર મહારાજા સાહેબની સ્તુતિ કરતાં એવી મતલબનું દર્શાવ્યું કે "મહારાજા સાહેબ આજ દશ વર્ષ થયાં પોતાનું રાજ્ય ચલાવે છે, અને તે અરસામાં ભાવનગરના રાજ્યની આબાદાની ઘણી વધી છે તથા મેહેસૂલ પણ વધીને આશરે ૩૫ લાખ રૂપિયાની થઈ છે. રાજ્યમાં દવાખાનાંઓ છે, અને શામળદાસ કોલેજ, હાઇસ્કુલ, બ્રાંચ સ્કુલ તથા છોકરીઓની નિશાળો ઉપરાંત ૧૩૯ બીજી નિશાળો છે, તેમજ બીજા સઘળાં ખાતાઓનું કામ ઘણી સારી રીતે ચાલે છે, અને તેમના રાજ્યકાર્યભારથી પ્રજા સર્વ સંતોષ પામેલી જણાય છે. મહારાજાએ આપણી મહારાણી શ્રીની સાલગિરિનો દિવસ જે રીતે આજે પાળ્યો છે, તે કરતાં વિશેષ સારી રીતે તેઓ કેવી રીતે પાળી શકે? તે હું કહી શકતો નથી. વળી મારે એટલું પણ કેહેવું જોઇએ કે, એવો કોઇ પણ રાજા મુંબાઇ ઇલાકામાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં નથી, કે જે આપણા મહારાજા શ્રી તખ્તસિંહજી કરતાં ચઢિયાતો ગણાય.

તા૦ ૧૫ મી એપ્રીલ સને ૧૮૮૯ ને મંગળવારને દિવસે નામદાર સર તખ્તસિંહજીની સ્વારી પોતાના કુશળ ડૅાકટર બરજોરજી આદિક રસાલાના આશરે ૧૦૦ માણસો સહીત ભાવનગરથી ઊપડીને અગ્નિરથમાં બોરાજી મુંબાઈ તરફ રવાના થઈ હતી. મુંબઇમાં બીજે દિ-

વસે, એટલે બુધવારની પ્રભાતમાં સાડા ૭ વાગતાને સમયે તે નામદારની સ્પેશિયલ ટ્રેન ગ્રાંટરોડ સ્ટેશનપર જઇ પોહોંચી હતી, જે સમયે તે નામદારને પ્લેટફોર્મ ઉપર સામા લેવાને માટે ઘણાક મ્હોટા ગૃહસ્થો પધાર્યા હતા. ત્યાંથી મહારાજા સાહેબની સ્વારી ખંબાલા હીલ ઉપરના પોતાના ઉતારાના બંગલા તરફ સિધાવી હતી, જ્યાંથી શનિવારને દિવસે, એટલે તા૦ ૧૯મી એપ્રીલે, એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજીને પુને થઈ મહાબ્લેશ્વર ગયા હતા. મહાબ્લેશ્વર માંજ તે નામદારે ઉનાળાની શકત રૂતુ નિર્ગમન કરવાનો નિર્ણય કીધો હતો, અને તેથી કરીને તે નામદાર ત્યાં આગળ ઘણા દિવસ રહ્યા હતા, જે દરમ્યાન ત્યાં તે નામદારને ઘણું માન મળ્યું હતું, અને ત્યાં પધારેલા અન્ય નૃપતિઓ તથા મ્હોટા મ્હોટા ધનવાન શેઠિયાઓએ પણ નામદાર પ્રત્યે પુષ્કળ પ્રીતિ દર્શાવી હતી.

તા૦ ૨૭ મી મે સને ૧૮૮૯ ને સોમવારને દિવસે તખ્તસિંહજી પોતાના રસાલાના સઘળા માણસો સહિત પાછા મુંબઈ પધાર્યા હતા, અને ત્યાં એક અઠવાડિયું રહીને તા૦ ૪ થી જુન સને ૧૮૮૯ ને સોમવારને દિવસે એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી સવારના સાડાછ વાગતાને સમયે ગ્રાંટરોડ સ્ટેશનથી પોતાના રાજ્ય તરફ પધારવાને રવાના થયા હતા, જે પ્રસંગે તે નામદારના માનમા મુંબઇ સરકાર તરફથી ૧૭ તોપો ફોડવામાં આવી હતી. આ પ્રસંગે તે નામદારે પોતાની વિદાયગિરી માત્ર ખાનગીજ રાખી હતી, તેમ છતાં પણ મુંબઇના સંખ્યાબંધ શેઠિયાઓ તે નામદારને મળવા માટે સ્ટેશન ઉપર આવ્યા હતા, જેમની સાથે મહારાજા સાહેબે ઘણીજ યોગ્યતામાં વાતચીત કરી નિયમાનુસાર મુલાકાત લીધી હતી, જે નિરખીને સર્વ સદ્‌ગૃહસ્થોમાં અત્યાનંદ પ્રવર્ત્યો હતો. આ વખતે મુંબઈમાં નામદાર મરહુમ મહારાજા સાહેબને હદબેહદ માન મળ્યું હતું તેમજ આર્યાવર્ત્ત દેશની દાઝ જાણનાર તરિકે સ્વદેશાભિમાની અને પાણીના વ્હેતા ઝરાની માફક સ્પષ્ટ વકતા તરિકેનું મ્હોટું અને મગરૂબી ભરેલું માન ભોગવનાર અને બાહાદુર વિદ્વાનોથી ભરપૂર કાઠિયાવાડના કોહિનુર સ્વામિશ્રી દયાનન્દ સરસ્વતી સ્થાપક આર્ય સમાજ તરફથી પણ મરહુમ નામદારને એક મ્હોટો દબદબા ભરેલો મિલાવડો જેવો કે મુંબઇમાં કવચિત્તજ મળે છે એવા મિલાવડા વચ્ચે એક અવર્ણનિય સ્તુતિથી ભરેલું રૂપાના કવરવાળા તકતામાં જડી તૈયાર કિધેલું નવલ રંગીત માનપત્ર ઇનાયત કરવામાં આવ્યું હતું.

નામદાર મહારાજા સર તખ્તસિંહજી દર વર્ષે નામદાર પરમ કૃપાળુ મહારાણી શ્રી વિકટોરિયાજીની વર્ષગાંઠ ઉપર જે ઉદારતાનાં ઉત્તમ ને ઉમદા કાર્યો કર્યાજ કર્તા હતા તે પ્રમાણે આ વર્ષની વર્ષગાંઠ ઉપર તે નામદારે તેવા ઉદાર કાર્યો કરવા ધાર્યાં હતાં એટલુંજ નહીં, પરંતુ વળી આ વર્ષે તો પોતાની વિશેષ ઉદારતા વાપરવાનો ઠરાવ કીધો હતો, અને તેપરથી તા૦ ૨૦ મી મે સને ૧૮૮૯ ને દિવસે (જ્યારે તે નામદાર મહાબ્લેશ્વર ખાતે હતા ત્યારે) નામદાર મુંબઇ સરકારપર તે નામદારે એક પત્ર લખ્યો હતો, જે પત્ર તથા તેના સંબંધમાં નામદાર સરકારે પ્રગટ કરેલો ઠરાવ, એ સર્વ નિચે મુજબ હતું:—

મુંબઈ કૅસલ, તા૦ ૨૩ મી મે સને ૧૮૮૯.

ભાવનગરના ઠાકોર સાહેબ હિઝ હાઈનેસ સર તખ્તસિંહજી જસવતસિંહજી, જી. સી. એસ. આઇ.નો તા. ૨૦ મી મે સને ૧૮૮૯ નો પત્ર:—

જ્યારથી હું ગાદીપર આવ્યો છું. ત્યારથી નામદાર મહારાણીજીની શાલગિરીને દિવસે મારી પ્રજાના લાભને માટે હું ભાવભાતની સખાવતોના કામો કરૂં છું. આ વર્ષે આ શુભ

દિવસે જોકે હું મારા મુલકની બાહાર હોઇશ, છતાં મેં ત્યાં મોકલાવેલા હુકમ પ્રમાણે ત્યાં એવી સખાવતો કરવામાં આવશે. આવતી શાલગિરીને દિવસે હું એ ઉપરાંત એવું પરોપકારી કામ કરવાને ઇચ્છું છું કે, જેના ફાયદા ઘણાં લોકો મેળવી શકે; અને તે કારણથી તમો નામદારની સરકારને હસ્તક રૂ. ૩૦૦૦૦) ની એક રકમ આપવા હું ઇચ્છું છું. મારી જાણ પ્રમાણે આ ઇલાકામાં દીર્ઘ સમય થયા દરદિઓની સારવાર કરનારી કેળવાયલી સ્રિઓની તંગિ ચાલતી આવી છે, અને હાલ તમો નામદારના અમલમાં હૉસ્પિટલોનું એક ઘણું સુંદર ધોરણ, તમારીજ પરોપકારી કોશિશથી દાખલ થયું છે, એટલે હવે એ તંગિ દરરોજ અધિક ને અધિક જણાતી જશે. એટલા માટે મારી એવી ઇચ્છા છે કે, તે તંગિ પૂરી પાડવાનો આરંભ મારે કરવો; અને તેટલા માટે હું એવું ઠરાવવા માંગુ છું કે, "સર જમસેદજી જીજી-ભાઇ હૉસ્પિટલ"માં અથવા "ગ્રાંટ મેડિકલ કૉલેજ" સાથે સંબંધ ધરાવનારી બીજી કોઇ પણ હૉસ્પિટલમાં સારવાર કરનારી સ્રિઓને કેળવીને રાખવા માટે ઉપલી રકમ નિચેની શરતે આપવી:—

(એ) નિચે જણાવેલા ટ્રસ્ટિઓના નામપર એ રકમ મુકવી:—

૧ ગ્રાંટ મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ.

૨ મુંબઈની ચેમ્બર ઑફ કૉમર્સના પ્રમુખ.

૩ કામા હૉસ્પિટલની વડી તબીબ.

૪ ભાવનગરના મહારાજાનો એક પ્રતિનિધિ

૫ ઉપર દર્શાવેલી સઘળી અથવા કોઇપણ હૉસ્પિટલમાંની સારવાર કરનારી સ્રિઓ ઉપર દેખરેખ રાખનારી વડી બાનું, અને જો એવી બાનુઓ બે અથવા વધુ હોય તો, તેમાંની જે ટ્રસ્ટિઓ પસંદ કરે તે.

(બી) નાણાંનો સઘળો વહીવટ ટ્રસ્ટિઓની દેખરેખ અને મુનસફીપર સોંપવો.

(સી) ટ્રસ્ટિઓને યોગ્ય લાગે એવી, અંગત શિવાય સઘળી સધ્ધર જામીનગિરીઓમાં થાપણ રોકવી, અને ઉપર કહેલાં કારણોમાં ફક્ત થાપણનું વ્યાજ ખર્ચવું.

જો તમો નામદાર મારી દરખાસ્ત અને તે માંહેલી શરતો સ્વિકારો તો ટ્રસ્ટિઓએ કેમ કામ ચલાવવું, તેના નિયમો ઘડવાનું કામ તમારા સ્વાધિનમાંજ સોંપીશ.

વળી મુંબઇમાં નામદાર મહારાણીજીની "જુબિલી" ના શુભ અવસરની યાદગિરીમાં જે પ્રસંશાપાત્ર કામ માથે લેવાયું છે, તેની મારા તરફની કદર બુઝવાની આ તક લેવાની મારી જીજ્ઞાસા છે. "વિકટોરિયા જુબિલી હુન્નરશાળા" એક એવી શાળા છે કે, જેના લાભ આ દેશમાં કોઇ વાર નહીં જણાયલા એવા મ્હોટા થશે; અને તેનાં મકાનમાં જે માનવંત બાનુનું નામ તે ધરાવે છે, તેની એક દેખીતી નિશાની રહે એટલા માટે તેને હું શેહેનશાહ બાનુનું આરસપહાણનું બાવલું ભેટ આપવા માંગું છું. એ બાહાવલા માટે મેં રૂ. ૫૦૦૦) ની રકમ જુદી કાહાડી છે, અને તે "વિકટોરિયા જુબિલી હુન્નરશાળા" માં કોઇ મોખરા વાળે સ્થાને મુકવાની તમો નામદારે રજા આપવી.

જો તમો નામદાર આ દરખાસ્ત સ્વિકારો તો મેહેરબાની કરીને, જે શુભ દિવસના સંબંધમાં હું એ કામ કરવા માંગું છું, તે દિવસે તમારી તે માટેની પરવાનગી જાહેર કરવી."

### ઠરાવ.

નામદાર ઠાકોર સાહેબની લોકોપયોગી સખાવત, જે આંડ મેડિકલ કૉલેજ સાથે સંબંધ રાખતી હૉસ્પિટલના દરદિઓની માવજત કરવાનું કઠણ કામ માથે લેનારી બાનુઓને મદદ કરવાની છે તે, નામદાર ગવરનર ઇન કાંઉસીલ ઘણી ખુશીથી સ્વિકારે છે. વ્યવસ્થા કરવાને માટે સરકારને જે રકમ આપવામાં આવી છે, તે નામદાર ઠાકોર સાહેબની ખાયશ પ્રમાણે ટ્રસ્ટીઓના સ્વાધિનમાં તરત આપવામાં આવશે. પરમ કૃપાળુ કૈસરે હિંદના અર્ધ કદનું બાહાવલું વિકટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટિટયુટમાં મુકવાની તે નામદારે જે ખાયશ બતાવી છે, તે માટે નામદાર ગવરનર ઇન કાંઉસિલ પોતાનો સંતોષ જાહેર કરે છે.

જે. ડી. સી. એટકિન્સ.
એકિટંગ અંડર સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ.

મહારાજા સર તખ્તસિંહજી નાઈટ ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એક્ઝોલટેડ ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીયા એઓ સાહેબને જાતના માનની ખાતર મહારાજાનો ઇલકાબ આપવાની સનદ આપવા સાથે ખરીતો આપવા માટે આલ્બર્ટ વીકટર સ્કવેર નામના ચોગાનમાં શમીયાંનો ખડો કરી તેમાં ભાવનગર મુકામે મેહેરબાન આકટીંગ પોલીટીકલ એજન્ટ સાહેબોએ તા૦ ૧૯ માર્ચ ૧૮૯૧ ગુરૂવારને રોજ સાંજના મદ્રાસ ટાઇમ પાંચ કલાક અને ત્રીશ મીનીટે દરબાર ભર્યો હતો.

સઘળા યુરોપિયન અને દેશી અમલદારો અને હાજર થયેલા સર્વે સદગ્રહસ્થોને પોતપોતાની જગ્યોએ સાંજના ૫ કલાકે બેસારવામાં આવ્યા હતા.

મહારાજા સર તખ્તસિંહજી જી. સી. એસ. આઈ. એઓ સાહેબ સાંજના પાંચ કલાક અને ૨૫ મીનીટે પધાર્યા હતા. તે વખતે તેઓ સાહેબને ૧૫ તોપોનું માન તથા ગાર્ડ ઓફ ઓનરે સલામતી આપી. મહારાજાશમીયાનાનીબહારનીબાજુએકતંબુખડોકર્યોહતો ત્યાં રોકાયા હતા.

ભાવનગર શહેરના રસાલાની એક ટુકડી સાથે નામદાર પોલીટીકલ એજન્ટ કલાકે ૫-૩૦ મીનીટે પધાર્યા હતા. તે વખતે તેઓ સાહેબને ૧૧ તોપોનું માન તથા સલામતી આપી હતી.

ત્યાર બાદ નામદાર પો. એ. તથા નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજી સ્ટેટ કાંઉન્સીલરો સહીત સમીયાનામાં પધાર્યા હતા.

મેહેરબાન પોલીટીકલ એજન્ટ અને મહારાજા સાહેબ તખ્ત ઉપર બીરાજ્યા બાદ મેહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબે ઉભા થઇ નીચે મુજબ ભાષણ કર્યું.

### મહારાજા સાહેબ, બાનુઓ અને ગ્રહસ્થો !!

મહારાજા સર તખ્તસિંહજીના ઉત્તમ રાજ્ય કારભારની સરકારની કદર તથા તેમની તરફની સરકારની નીરંતર કૃપા અને ચાહનાની કદરની નિશાની તરીકે મહારાજા સર તખ્તસિંહજીને પોતાની જાતના માન તરીકે મહારાજાના ઇલ્કાબની સનદ ઇનાયત કર્યા સાથે ખરીતો આપવા માટે પો. એ. તરીકેના હોદ્દાની અમારી ટુંક મુદતમાં આ દરબાર ભરવાનો પ્રસંગ આવવાથી અમોને ઘણોજ આનંદ અને સંતોષ થયો છે.

મહારાજાના રાજ્ય કારભાર માટે થોડા વખત ઉપર ખોટું કામ કરતાં આંચકો ન-

ખાય તેવા હલકા માણુસોએ બદબોઇ કરી હતી. પણ તે લોકો પોતાના કાવતરામા કેવળ નિષ્ફળ ગયા છે. અને તેમણે મુકેલા તમામ આરોપોનું જે ધૈર્ય અને દ્દઢતાથી ફતેહ મંદી સાથે મહારાજાએ ખંડન કર્યું છે તે એઇ નામદાર સરકારને પરિપુર્ણ સંતોષ થયો છે. તેનું અનુમોદન કરતા મને ઓર વધારે આનંદ થાય છે.

કેટલાએક હજુ પણ એમ ધારતા હોય કે દેવતા વિના ધુમાડો નિકળે નહીં અને ભાવનગરનો રાજ્ય કારભાર ચોખ્ખો અને નિષ્કલંક જેટલો સરકાર માને છે તેટલો નથી. પણ હું ખુશીથી કહું છું કે આમ ધારવું ભૂલ ભરેલું છે. અને જો કે અમને ખુશામત કરવાની ટેવ નથી, તો પણ અમારા પોતાના અનુભવ ઉપરથીજ અમે ખરેખરી રીતે એમ કહી શકયે છઇએ કે હીંદુસ્તાન માંહેના દેશી સંસ્થાનો માંહેના ભાવનગરનો રાજ્ય કારભાર ઉત્તમ પ્રકારનો છે એમ અમે માનીયે છીએ.

લોકોમા સમગ્ર સંતોષ અને હરીફાઇન થઇશકે તેવી તેમની આબાદી ઉપરથી આ અમારા કહેવાની ખાત્રી થાય છે, અને જ્યારે હું તમોને બધાને એમ કહી શકું છું કે મહારાજા સાહેબે પોતાના તેર વર્ષના રાજ્ય કારભારમા એક કરોડને ત્રીસ લાખ રૂપૈયા સાર્વજનીક હીતના બાંધકામ બાબે ખરચ્યા છે. અને ભાવનગરમા કોઇપણ ફરીને જોશે તો, કાંઇ નવું ધર્માદા ખાતું અથવા કાંઇ નવું સુશોભિત સુધારાનું કામ જોયા વગર રહેશે નહીં ત્યારે મહારી સાથે એમ કહેવામા તમે મળતા આવશો કે લોકોને સુખી થવાને જોઇયે તેટલા કારણો છે.

બીજી તરફથી પણ અમે ખાત્રી શિવાય બોલતા નથી. કેમકે રાજ્યસ્થાનિક કોર્ટના અધ્યક્ષ તરીકેના અમારા હોદ્દાને લીધે લોકોનું દિલ જાણવાનો એક આધાર અમારા હાથમાં છે. અમે જાણીએ છઇએ કે દરબારની શુદ્ધ દાનત વિષે લોકોને પુરેપુરો ભરોસો છે. જો ભરૂસો ન હતતો ગરાસીયાઓ અમને ફરિયાદ કરી તુરતવાર જણાવત. હાલની હકીકત જોઇએ તો ભાવનગર તાબાની અમારી પાસે ભાગ્યેજ ફરિયાદ આવે છે. અને ગરાસિયાની ગમે તેવી પ્રકારની ફરિયાદ હશે (હજુ સુધી એવો કોઇ ગરાસિઓ નથી કે જેને ફરિયાદ કરવાની ન હોય.) તોપણ દરબાર તરફથી તેમને તુરતવાર ઇન્સાફ આપવામાં આવે છે એમ અમે જાણીએ છીએ.

ખાત્રી પૂર્વક અને ભુલ ન થઇ શકે એવા બીજાં ચિન્હો ઉપરથી પણ અમારા જાણવામાં છે કે મહારાજા સાહેબ ઇન્સાફી અને ભલા છે. તેમની બાલ્યાવસ્થાથી અમે તેમને ઓળખીએ છઇએ. અને તેમના કાબેલ અને સારા સલાહકારોને પણ અમે લાંબી મુદતથી જાણીએ છીએ. તેઓ માંહેના કેટલાએકને આજ રોજ અહિંયાં જોઇ અમો ખુશી થઇએ છીએ. અને અમે આશા રાખીએ છીએ કે તેમના હમેશાંના ડાહાપણ અને વફાદારીથી મહારાજાની નોકરી કર્યે જવા તેમને દીર્ધાયુશ થાઓ.

મહારાજાના બીજા સદગુણો જે સહુ કોઇ સારી રીતે જાણે છે, તે વિષે વિષેશ વિવેચન કરવાની અમે જરૂર જોતા નથી. અને ઇન્સાફ આપવામાં પોતે રહેમીયત કેવી રીતે કરી શકે છે તેનો દાખલો હમણાજ થોડા દીવસ ઉપર જાણવા જોગ રીતે બતાવેલ છે. અને તેમની હદ ઉપરાંતની અને સારી સમજ ભરેલી ઉદારતાઓથી તેમનું નામ પોતાના દેશબહાર બીજા દેશોમાં પણ પ્રખ્યાત થયું છે. પોતાના જન્મ દીવસે દર વર્ષે લોકો તરફ નવી

બક્ષીસો અને ઉદારતાઓ પોતે બતાવે છે. અને એવી રીતે જન્મ દીવસ ગાળવાની રીત ઘણીજ આનંદયુકત છે. અને તેથી દરએક જણ એમ ઇચ્છે છે કે આવા ઘણા સુખી દીવસો ફરિ ફરિને આવો. એવા ઘણા ગરીબો હાલ છે કે જેઓની હૈયાતીનો આધાર મહારાજાની કૃપાથી છે. અને ઘણી ઓલાદો હજીજન્મપામીનથીતેવીથશેકેમહારાજાની યાદગીરીને શુભ આશિર્વાદ આપશે.

પછી મેહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબે મહારાજા સાહેબને ખરીતો અને સનદ આપી.

બાદ સદરહુ ભાષણનો ગુજરાતી તરજુમો મે. પો. એ. સાહેબના દફતરદાર શ્રા. બા. ચમનરામ હરરાયે વાંચ્યો હતો. જે પછી નામદાર મહારાજા સાહેબે નીચે મુજબ જવાપ આપ્યો અને તેનો ગુજરાતી તરજુમો ભાવનગર સ્ટેટના દીવાન અને સિનિયર કાંઉન્સીલર આજમ વીઠલદાસ શામળદાસે વાંચ્યો હતો.

## કર્નલ હેન્કોક સાહેબ !!

અમોને જે ઉંચી પદ્વિનું માન હમણા આપવામાં આવ્યું તેને માટે નામદાર મલીકા માઅજમાં મહારાણી કૈસરેહીંદ સાહેબની સરકારના અમો ઘણા આભારી છીએ. અને આપ કર્નલ હેન્કોક સાહેબે તે બાબતનો ખરીતો તથા સનદ જે મહેરબાની ભરેલા શબ્દોની સાથે અમોને આપ્યા તેની સારૂ આપના પણ આભારી છીએ. અને તે મહેરબાની ભરેલા માનને માટે નામદાર સરકારને આપ મહારા ખરા દિલનો આભાર જણાવશો.

નામદાર સરકારે જે માન અમોને આપવાની મહેરબાની કરી છે તેને લગતો આ દરબાર આપને ભરવાનું બન્યું તે બાબતની આપે જે ખુશી બતાવી તે ખુશી જે માન આપના હાથથી લેવાથી અમોને હાંસલ થઇ છે તેનાથીવધારેનહીહોય. આપ જ્યારે સ્કુલમાં હતા ત્યારથી આપણા દરમ્યાનની ઓળખાણ છે ને હાલ આપ માહારા જુનામા જુના દોસ્તો મધ્યેના એક છો. તેથી અમોને લાગે છે કે આપે એટલા માયાળુ પણાથી જે કંઈ કહ્યું તે સઘળું આપે પુર્ણ રીતે મનના ઇરાદા પુર્વક કહેલું છે. અને અમારા તરફ જે પ્રસન્નતા બતાવામા આવી છે તેથી અમોને ઘણીજ ખુશી હાંસલ થાય છે.

આવા મહેરબાની ભરેલા માનની ખુશીમાં અમોને જેઓએ તકલીફ આપેલી તેઓને અમોએ માફ કર્યુ છે. અને અમો ઉમેદ રાખીએ છીએ કે તેઓએ જે કાંઇ કર્યું તે વર્તણુકથી વિસ્મર્ણ કરી દેવાને અમો શકિતવાન થઇશું.

અમારી બાબતમાં આપે જે અંતકરણ પુર્વક સંભળાવ્યું તેને માટે અમો આપનો ઘણો આભાર માનીએ છીએ.

પછી અત્તર પાન સોપારી અને પુલતોરા સાથે મીલાવડો વિસરજન કરવામાં આવ્યો હતો.

નામદાર મરહુમને સ્વતંત્ર સતા પહેલાં દિલ્લીમા માન મળ્યું, લગભગ સવાવીશ વર્ષની ભરયુવાવસ્થામા રાજ્યની સ્વતંત્ર લગામ હસ્તકમા લીધી, કે. સી. એસ આઇ થયા.

જી. સી. એસ. આઇ. થયા. મહારાજા સાહેબ તરિકેનું માતબર માન પણ સંપાદન કિધું જુદી જુદી મુસાફરિયોમા પણ પારાવાર માન મેળવનાર આર્યાવર્તના અનેક રાજાઓમા સર્વોપરી પદને માટે પણ તખ્તસિંહજી મહારાજનું નામ અપાવા લાગ્યું. વિલાયત યાત્રામા પણ પુષ્કળ માન મેળવ્યું ઇંગ્લંડના પ્રવાસમાં એલ. એલ. ડી નો માનવંતો ઇલ્કાબ મળ્યો. નામદાર મલીકા માજજમા માહારાણી કૈયસરે હિંદ પણ મુલાકાત કરતી વેળાએ બેહદ આતુર અને મુલાકાતથી અત્યંત પ્રસન્ન થયા હતા, આવી પ્રસન્નતા તેમણે બીજા કોઇપણ રાજાના તરફ કોઇપણ વખતે બતલાવેલી અમોને જણાઇ નથી. નામદાર મરહુમ મહારાજા સાહેબના તરફ પ્રજા વર્ગનો ઉત્તમ પ્રકારનો પ્યાર હતો તેની સાબિત આપવાને માટે પ્રજા વર્ગ તરફથી વખતો વખત જે કંઇ કર્તવ્યો કરવામાં આવેલા છે તે પણ કોઇપણ પ્રકારે ઓછાં ગણી શકાશે નહીં.

નામદાર મરહુમને જ્યારે કે. સી. એસ. આઇનો ચાંદ મળ્યો ત્યારે ભાવનગર સંસ્થાનની પ્રજાએ હરખઈ જઇને તેમને બેહદ માન આપ્યું હતું તેમજ તેવી અવર્ણનિય ખુશાલીની યાદગિરીને માટે મહાજનોએ ઉત્સાહ પુર્વક પચ્ચાસ હજ્જાર રૂપૈયાની મ્હોટી રકમ એકઠી કરી તેટલાજ ખર્ચથી એક તખ્તસિંહજી ધર્મશાળા વિશાળ જગ્યામાં ઘણીજ ઉત્તમ રચનાથી બંધાવી ગવર્નર સર ફરગ્યુસન સાહેબ પાસે ખુલ્લી મુકવાની ક્રિયા કરાવી તેટલુંજ નહીં પરંતુ નામદાર મરહુમના ઇંગ્લંડના પ્રવાસની યાદગીરી કાયમ રાખવા માટે પણ લગભગ પચ્ચાસ હજ્જાર રૂપૈયાની મ્હોટી રકમ મ્હોટા હુલ્લાસ સાથે એકઠી કરી જેમાંહેથી નામદાર મરહુમ મહારાજા સાહેબનું બાવલું વિલાયતથી બનાવી મંગાવવામાં આવ્યું છે. અને બાકિની રકમ મજકુર બાવલાને સ્થાપિત કરવાની ક્રિયા પ્રસંગે ખર્ચવાને રાખવામાં આવી છે. દૈવ કોપથી આ ક્રીયા થવાની તૈયારી હતી તેવામાંજ કાળ ચક્રની ગહન ગતિએ શોક સરિતારેલી છે.

સ્વતંત્ર સમાજો તરફથી તેમજ આર્યાવર્ત સુજ્જન મંડળના અગ્રેસરો હિંદુ મ્હોમ્મેદન જરથોસ્તી વિગેરે પ્રજા તરફથી સંખ્યાબંધ માન પત્રો મેળવ્યા. વર્તમાનપત્રોમા પણ એમના અત્યુત્તમ કર્તવ્યોની બેહદ તારીફની ગર્જનાઓ થઇ. અનેક ગ્રંથકારોએ ઉત્તેજન પામી નામદાર મરહુમની ઠેકઠેકાણે તારીફ કરી કીર્તી નાદના ઉચ્ચારોની ધ્વની આખી દુનિયાપર ગજાવી પુષ્કળ રીતે ઉત્તમોત્તમ મહારાજા તખ્તેશ તખ્તેશ એવું નામ જગત્પ્રીય કીધું. વિવિધ પ્રકારના ઉતમ ગ્રંથકારો તરફથી ગ્રંથાર્પણ પણ થયું. મનોહર પુસ્તકો તખ્ત પ્રકાશ તખ્તવિલાસ વિગેરે નામના પીગળશી પાતાભાઇ રાજય કવિ તેમજ સરકારી એજ્યુકેશનલ ખાતાના માનીતા અને ગુજરાત વર્નાકયુલર સોસાઇટી વિગેરેના પ્રીય કવિ દલપતરામ ડહ્યાભાઈ સી.આઇ. ઈ. ની પ્રસંશનિય. કલમોથી પણ લખાયા. નામદાર મરહુમને માટે કેટલાએક એમ પણ કહેશે કે તેમને માટે કેટલીએક વખત નિંદીત લેખો પણ પ્રગટ થયા છે. પરંતુ તે બાબત લક્ષમાં લેતાં જણાય છેકે સુર્યની સામે ધુળ નાંખવાની કોઈ પણ મુર્ખજન ઇચ્છા કરે પરંતુ તેના ફળને માટે કોઇપણ સમજુ માણસ અનુમાન બાંધી શકયા વિના રહે તેમ નથી. તેવી અધમ વૃત્તીના ગાંડા વળગાડવાળાઓ અને હલકી પ્રતિના ચેટકવાળાને તેવી જુઠ નિંદાને માટે કારાગ્રહમાં અહોરાત્રિ લાંબી મુદતને માટે રહેવું પડયુંછે. સરવાળે દુઃખી અને દુઃખીજ થયાછે. તેવા નામદાર મરહુમના તરફ હુમલા કરનારને માટે મુંબઇની હાઈ કોર્ટના જજ્જો અને માજીસ્ટેટોએ અત્યંત તિરસ્કારની

નજરે જોઈ હલકા પક્ષકારો તરિકેની હલકી પદ્ધીના શબ્દાલંકારોથી તુચ્છાકાર કિધો છે. અને નામદાર મરહુમ મહારાજા સાહેબની સદ કીર્તી, સદ વર્તણુક, સદ કર્તવ્યો, અને સદ વૃતીને માટે બેહદ પ્રસંશા ગાઇ છે.

નામદાર મરહુમ મહારાજા સાહેબને જેમ જેમ વિષેશ વિષેશ માનપાન મળતું ગયું તેમ તેમ તેઓ મહારાજા સાહેબને પોતાનું સુપ્રતિષ્ઠીતપણું વધારવાની બેહદ કાળજી અને અદ્ભુત મમતા સાથે સદકર્તવ્યો કરવાની દૃઢતા મકકમ થતી ગઈ. જેથી તેમની કીર્તીના પોકારાની ધ્વનિ પૃથ્વીના એક છેડાથી લઇને બીજા છેડા સુધી ચોબાજુ પ્રસરવા લાગી. તેઓની નમૃતા અને પ્રજાપ્રીયપણું તેમજ રૈયતના સંરક્ષણની બેહદ ખંત તેમજ અધિકારિયોની છુપી રીતે અને પ્રસિદ્ધ તપાસ વિગેરે જનપ્રીય કાર્યો કરવાની લાગણિ સતેજ પ્રકારે વધવા લાગી. પ્રજા સુખના સાધનો કરવાની હોંશ અને મમતા પારાવાર રીતે દિન પ્રતિદીન વૃદ્ધિ પામતા ગયા. જેથી તેમના અગણિત સદકર્તવ્યોથી તેમની બ્હોળી કીર્તીનો સબળ ઉદધિ ચોબાજુ ઉભરાઇ જવા લાગ્યો. નામદાર કૈસરેહિંદ મહારાણીના કુટુંબીઓ પણ તેમને એક પોતાના કુટુંબી બરાબરજ માન આપવા સદા સર્વદા તૈયાર રહેતા હતા. સ્વર્ગસ્થ શાહજાદા સાહેબ પ્રીન્સ આલ્બર્ટ વિકટર જ્યારે નામદાર મરહુમની મુલાકાતે ભાવનગર પધાર્યા હતા ત્યારે તેમને નામદાર મરહુમ મહારાજા સાહેબે અતુલીત માન સાથે અંતઃકરણની પ્રીતી પૂર્વક જે પરોણાગત કિધી હતી જે કે અવર્ણનીય છે. તેમજ તેમની સાથે તે વખતની તાજી દોસ્તીની યાદગિરીની ખાતર પીપાવાવ્ય બંદરપર લાખો રૂપૈયા ખર્ચી તે બંદરને આબાદ કરવાની બ્હોળી ધારણા સાથે તે બંદરને ખુલ્લુ મુકવાની ક્રિયા નામદાર શાહજાદા પાસે કરાવી હતી. તેમજ તેમના નામ સાથે તે બંદરનુ નામ જોડી દઈ પ્રીન્સ આલ્બર્ટ વિકટર પોર્ટ એવું નામ રાખવાનો ઠરાવ કર્યોહતો. વિગેરે કારણોથી સ્વર્ગવાસી શાહજાદાનો નામદાર મરહુમ સ્વર્ગસ્થ મહારાજા સાહેબ તરફ બેહદ પ્યારની સાથે મજબુત પ્રકારે દોસ્તીનો સંબંધ થયો હતો. મહારાણી સાહેબની જેમના તરફ રંચ માત્ર શંકા વિનાની અવર્ણનિય પ્રસન્નતા હમેશાંને માટે હતી. તેમજ તેઓ નામદાર મરહુમની કીર્તી સાંભળવા અને તેની બુજ જાણવાને ઘણાજ આતુર રહેતા હતા.

મરહુમ નામદારની કીર્તીની ગર્જના એટલે દરજ્જે પણ થઇ ચુકી છે કે લોકો નિસ્પ્રહીપણે તેમને "ધર્મરાય" ભોજ અને કરણના પૂનર્જન્મની ઉપમા વગર શકે અને વિના વિઘ્ને આપતા હતા. વિષેશે કરીને અમે પોતે તો ત્યાં સુધી અનુમાન કરી કહી શકીએ છીએ કે નામદાર મરહુમ જેવા દૈવસ્વરૂપ નરેંદ્ર ઉદભવ ન થાય તો કાળે કરીને મજકુર મહાત્માઓના કર્તવ્યો લોકોને ગપ સરખા લાગે. પરંતુ તેવા મહાત્માઓના કર્તવ્યોની સત્યતા સિદ્ધ કરવાની ખાતરજ આવા પ્રૌઢ પ્રતાપવાન નામદાર મરહુમ મહારાજા સાહેબ સર તખ્તસિંહજી જેવા દૈવી જીવો નરેંદ્રરૂપે સૃષ્ટીપર જન્મ ધારણ કરી લોકોની સુખશાંતીના વૃક્ષોના બીજો વાવી જાય છે. નામદાર મરહુમની કીર્તીનો અખુટ મહાસાગર માહારી સરખા રંક અવિદ્વાન અને બિન અનુભવી તેમજ કેવળ ક્ષુદ્ર અને ઉચ્છરતા લખનારની કલમમા સમાઈ પણ શકે કેમ? જ્યાં આગળ એક સબળ લેખકની કલમો પણ લખતાં લખતાં કુચા થાય છતાં પણ નામદાર મરહુમ મહારાજા સાહેબની કીર્તીના લેખનો પાર પામી શકાય તેવું નથી.

**इति षष्ठम सर्ग समाप्त.**

# आ ाीर्वाद प्रकरण.

## (મરહુમ મહારાજા સાહેબને મળેલો અત્યુત્તમ આશિર્વાદ.)

પ્રિયત્તમ વાંચનાર!!

નામદાર મરહુમ મહારાજા સાહેબની અતુલીત કીર્તીમય તવારિખના આગલા પ્રકરણો વાંચવાથીજ જેમા કે કાંઇ સ્વલ્પ માત્ર લખાયેલુંછેછતાં પણ દુનિયાના સઘળા રાજાઓમાં ઉત્તમોત્તમ એવું મત મક્કમ પણે બાંધવાને વાંચકવૃંદની લાગણી અંતઃકરણમા ઉદભવ પામ્યા વિના રહેશે નહીં.

મરહુમ મહારાજા સાહેબે પ્રજા રક્ષણને માટે કરેલા હુકમો માંહેનાજે કંઈ અમારા જાણુવામા આવેલા છે તે નિચે પ્રમાણે.

જાવક નંબર ૭૫

આજ્ઞ વડા ન્યાયાધિશ તરફ.

હાલ શાલ વરસાદની તંગી વિગેરે કારણોથી મુલકમા સારી નિપજ થવાની ઉમેદ ઘણી થોડી રાખવામા આવે છે. તેથી દરબારી મુલુકના ખેડુ લોકોના ઉપર દીવાની કોર્ટોથી ફકત લેણુ દેણુ બાબતના હુકમનામા થયેલા હોય અથવા થાય તે સંવત ૧૯૩૪ ની આખર સુધી એક વર્ષ માટે બજાવવાનું મુલતવી રાખવું અને એ સંબંધી મુનાસબ બંદોબસ્ત કરવો. સંવત ૧૯૩૩ ના આશ્વીન વદ ૩૦ સોમવાર તા. ૫ નવેમ્બર સને ૧૮૭૭

તખ્તસિંહજી

ઇન જોઇન્ટ ચાર્જ સંસ્થાન ભાવનગર.

દીવાની જાવક નંબર ૧૧

ગયા વર્ષમા વર્ષાદની તંગીને લીધે અનાજ વિગેરેનો પાક ઘણો કમી થવાથી ખેડુત લોકો ઉપર લેણા બાબતના દીવાની કોર્ટોથી થયેલાં હુકમનામા એક વર્ષ પર્યંત બજાવવા મોકુફ રાખવાનો હુકમ કરેલો હતો તેજ પ્રમાણે આ વર્ષે પણ કેટલીએક જગોએ અતિષે વર્ષાદ થવાને લીધે પાક બગડી ગયો છે. અને વિષેશે કરીને તીડ તથા ખપેડી વિગેરે જાનવરોથી ઘણું કરી લોકોના મોલને ઘણું નુકશાન પહોંચ્યું છે. વાસ્તે સંવત ૧૯૩૫ ની સાલ આખર થતા સુધી ખેડુત લોકો ઉપર લહેણા બાબતના હુકમનામા બજાવવા મોકુફ રાખવા અને ઉપરનાજ કારણોથી અનાજ વિગેરેની ઘણી મોંઘવારી છે. સબબ રૂપૈયા દશના પગારના અંદરના પગારદાર દરબારી નોકરો ઉપરના લેણા બાબતના હુકમનામા પણ તેટલીજ મુદત સુધી બજાવવા મુલતવી રાખવા. સંવત ૧૯૩૫ ના માગશર વદ પાંચમ શનીવાર તા. ૧૪ ડીસેંબર સને ૧૮૭૮.

તખ્તસિંહજી.

સંસ્થાન ભાવનગરના દરબાર.

સંવત ૧૯૩૫ નાં ભાદરવા શુદ ૧૦ ને સોમવારના ગેઝીટમાં કાઠિયાવાડ એજન્સી ગેઝીટના આંક ૩૧ નો ઉતારો પ્રગટ કરી સંસ્થાનની પ્રજાને જરૂરની બાબતથી વાકેફ કીધી તે નિચે પ્રમાણેઃ—

કાઠિયાવાડ પ્રાંતના મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ જોગ,

સાહેબ !!

હિંદુ અને મુસલમાનોના માબાપ વગરના છોકરાઓના રક્ષણ માટે કોઇ સ્થળ નથી. અને એમ માલુમ પડે છે તેથી તેઓને માટે અમદાવાદમાં એક સ્થળ કાઢવામાં આવ્યું છે. અને જ્યાં સુધી તેઓને અમદાવાદ મોકલે ત્યાં સુધી થોડા વખત માટે ભણવા તથા તેઓની સંભાળને માટે ધંધુકામાં પણ ગોઠવણ કરવામાં આવી છે. એટલા માટે જે માબાપ વગરના છોકરા હોય અથવા હવે પછી આપના અથવા આપના તાબાના હવાલામાં આવે તે અમદાવાદ અગર ધંધુકે મોકલી આપશો.

અમદાવાદ તા૰ ૧૨ જુલાઇ સને ૧૮૭૯

મહીપતરામ રૂપરામ
કાલિકાશંકર ઉમીયાશંકર
મેનેજરો.

સંવત ૧૯૪૨ ના પોશ વદ ૭ ને સોમવાર તા૰ ૨૬ જાનેવારી સને ૧૮૮૬ ના રોજ પોતાના અઠ્ઠાવીશમાં વર્ષના જન્મોત્સવ પ્રસંગે પોતાના નોકરોનો પગાર વધારી તેમને ખુશી કરવા સાથે આ તકનો લાભ લઇ પોતાની વ્યાપારી વર્ગની પ્રજાને પણ એક નવો હક આપ્યો. જેથી ભાવનગરના તમામ મહાલોના મુખ્ય કસ્બાની વ્યાપાર કરનારી કોમના ઘરો વિગેરે ઇમારતી મકાનો તેમની માલીકીના ઠરાવ્યાનો હુકમ આપ્યો. આજ દિવસ સુધી તેવાં મકાનો જેનો કે દરબારથી લેખ કરી આપેલો નહીં હોય તેવા ઘર નિચેની જમીન દરબારી ગણવામાં આવતી હતી; અને તેના વેચાંણ બાબતના રૂપૈયા દરબારશ્રી લેતા હતા તે વગર કિંમતે તેમની માલીકીના મકાનો ઠરાવ્યા.

તમામ મ્હાલોમાં ડીસ્પેન્સરી હતી પરંતુ લીલીયા મ્હાલમાં નહીં હોવાથી ત્યાં આજથી નવી ડીસ્પેન્સરી ઉઘાડવાનો ઠરાવ કર્યો.

પાંચ ગરિબ વિધવાના ભરણ પોષણને માટે જીન્દગી પર્યંત પેનશન તરિકે પગાર બાંધી આપવાનો ઠરાવ કર્યો.

સાંજના શહેરના છોકરાંઓને પબ્લીક ગાર્ડનમાં મીઠાઇ વ્હેંચી.

૨૪ કેદિઓને છોડી મુકવાનો બંદોબસ્ત કર્યો. તેમજ ૪ કેદિઓને લાંબી મુદતની સજા માંહેથી કેટલીએક કમી કરી.

સંવત ૧૯૪૩ ના પોશ માસના ગેઝીટમાં નીચે મુજબ જાહેર કર્યું હતું.

અમોને જી. સી. એસ. આઇનો ખિતાબ મળ્યાની ખુશાલીના પ્રસંગની યાદગીરી દાખલ મહેરબાનીથી જે જે બાબતોના લેવાણ મોકુફ કરવાનુ તથા જે બાબતનું લેવાણ કમતી કરવાનું ઠરાવવામાં આવે છે તે નીચે પ્રમાણે.

શહેર ભાવનગર તથા તાબાના મ્હાલોમાં જ્યાંકે વસ્તીની માલીકીના મકાનો વિગેરેનું વેચાંણ થાય છે તેના ચોથ હક બાબત તે મીલકતના વેચાંણ ખતમાં લખેલી કીમત ઉપર દર સેંકડે છ રૂપૈયા ચાર આના સુંન પાઇને બદલે તા૰ ૧૦ મી ડીસેંબર સને ૧૮૮૬ ની તારીખથી જે ખતો લખાય તે ઉપર દર સેંકડે રૂપૈયા ત્રણ ચોથ હક બાબતના લેવા.

કન્યાદાપાની બાબતના જે કન્યા પરણે તેના ઉપર દર કન્યા દીઠ રૂપીયો એક જે

કોમવાળાની પાસેથી લેવાય છે તે દરબારનું લેવાંણુ બીલકુલ મોકુફ કરી કહાડી નાખવામાં આવે છે.

મ્હાલોના મુખ્ય કસ્બાના ગામોમાં કાચી તથા પાકી ફેરીપર પરગામથી આવે તેના ઉપર દર ગાડા એકે રૂપીયો એક તથા રૂપૈયો દોઢ લેખેનું લેવાંણુ કરવામા આવે છે તે બીલકુલ મોકુફ કરી કહાડી નાખવામાં આવે છે.

તળાજાના સરતાનપરને બંદરે આમદાની તથા રવાનગી થતા માલની ઉપર તરી જકાતનું લેવાણુ સંવત ૧૯૨૭ ના આંક છઠ્ઠાના દરબારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરેલી યાદીમા લખ્યા મુજબ કરવામા આવે છે તેને બદલે હાલ મહુવા બંદરે આમદાની તથા રવાનગી તરી જકાતનું લેવાણુ જે દરથી થાય છે અથવા આયંદે વખ્તો વખ્ત જે દરથી લેવાણુ થાય તે પ્રમાણે તળાજાના સરતાન પરને બંદરથી લેવાણુ કરવું.

ભાવનગર બંદરે તરીજકાતના લેવાણુની યાદી જે કે સંવત ૧૯૩૩ ના આંક ૧ના ગેઝીટમાં પ્રસિદ્ધ કરેલી છે તે યાદી મધ્યે આમદાની જકાતના પેટામા કલમ ત્રણ ચારમા બતાવ્યા પ્રમાણે શ્રી ફળ તથા ખાંડ ઉપર જે જકાત લેવાય છે તેમા ઘટાડો કરીને એ જણસો ઉપર નીચે મુજબ જગાત લેવાનું ઠરાવવામા આવે છે.

(૩ કલમ) શ્રી ફળ દરએક હજારે રૂ. ૦-૨-૦.

(૪ કલમ) ખાંડ સતમીમાં લખેલી કીંમત ઉપર દર સેંકડે ચાર આના મુજબ.

સંવત ૧૯૪૩ ના માગશર વદી અમાસ ને શનીવાર તા. ૨૬ ડીસેંબર સને ૧૮૮૬.

તખ્તસિંહજી.

મહારાજા સંસ્થાન ભાવનગર.

સંવત ૧૯૪૪ ના પોષ વદી ૭ ગુરૂવારના રોજ નામદાર મરહુમ મહારાજા સાહેબે પોતાના એકત્રીશમાં વર્ષની ખુશાલી બદલ નિચે મુજબ પ્રજાપયોગી હુકમો કરી અત્યંત આશિર્વાદ સંપાદન કિધો.

૧ શહેર ભાવનગરમાં મ્યુનિસિપાલીટી ખાતાનું કામકાજ સ્થાનિક સ્વરાજ્યની રીતે ચલાવવાનો સંવત ૧૯૪૪ નો ધારો પહેલો મંજુર કર્યો,

૨ કસ્બે રાજુલામા એક સારા પાયાપર દવાખાનું ઉઘાડવાનો ઠરાવ કર્યો.

૩ જુદી જુદી ગરિબ વિધવાઓને પેનશન તરિકે રૂપૈયા પાંચ હૈયાતી સુધી ભરણ પોશણુ માટે આપવાનો ઠરાવ કર્યો.

નંબર ૩૨૨

દરબારી વહીવટી જે ગામોના ખેડુત લોકોની પાસે તેઓના હસ્તકની દરબારી જમીનના ખાતાના રૂપૈયા દરસાલ વસુલ આપતા સંવત ૧૯૪૩ ની સાલની આખર સુધીમા બાકી રહેલા છે તે તથા ખેડુત લોકોને પેસ્તર તગાવી તરીકે રૂપૈયા ધીરવામા આવેલા તેપૈકી વસુલ આવતા બાકી રહેલા છે તેના પત્રકો મંગાવી જોતાં તે બંને બાબત મળીને સંવત ૧૯૪૩ ની સાલની આખરે કુલ રૂપૈયા બેલાખ ત્રેવીશ હજાર છસોને છંનું રૂપૈયાની રકમ એવા ખેડુત લોકો પાસે બાકી લહેણી રહે છે. છતા તેઓની ગરીબી હાલત વિગેરે વિચારમા લઇને મેહેરબાનીથી હુકમ આપવામા આવે છે કે એવા જે જે ખેડુતો પાસે સદરહુ મુજબનું

સંવત ૧૯૪૩ ની સાલ આખરે તેઓના ખાતાઓની તે સાલ સુધીની ત્રુટ તથા તગાવીના બાકી લેણા જે રૂપૈયા રહેલા છે તે રૂપૈયા તેઓની પાસેથી વસુલ નહીં લેતા માફ કરીને તેઓના ખાતા માંડી વાળવાનો અને તે મુજબ હીસાબમા જમે ખર્ચ કરવાનો આજમ વસુલાતી અધિકારીયે બંદોબસ્ત કરવો.

નંબર ૩૨૩

આ સંસ્થાનના તાબાના મ્હાલોના મુખ્ય કસ્બાઓમાં ખુશકી રસ્તે થતા આમદાની માલ ઉપર તેમજ મુખ્ય કસ્બા શિવાયના ગામોમાં રવાનગી થતા તથા આમદાની થતા માલ ઉપર સંવત ૧૯૨૭–૨૮ ની સાલમાં પ્રસિદ્ધ કરેલા લેવાણુના ધારાને આધારે અને પાછળથી થયેલા વખતો વખત હુકમ પ્રમાણે જે જકાત એટલે મકાત બાબતનું લેવાણ કરવામાં આવે છે. તે લેવાણ રૂ-શિવાયના હરેક માલ ઉપર દરબારી મુલકમાં એક ઠેકાણે વસુલ આવ્યા પછી કદાપી તે માલ તેનું રૂપાન્તર થયા વગરનો ને તેનોતેજધણી બીજા મુલકમાં લઇ જાય તો દરબારી હદમાં બીજી જગોએ ફરિથી ખુશકી જકાત લેવી નહીં.

નંબર ૩૨૪

આ સંસ્થાન તાબાના સઘળા વહીવટી ગામોએ કસ્બા વેરાની બાબતનુ લેવાણ મજુરીનો ધંધો કરનારા પાસેથી દર આશામી એકે દર વર્ષે રૂ૦-૮-૦ મુજબ લેવાણ કરવામા આવે છે તે એવા મજુરી કરનારા લોકોની ગરીબી ઉપર મહેરબાની કરીને કમી કરી ચાલતી સાલથી તેવી મજુરી કરનારા ફ્કત મરદો પાસેથીજ દરેએક રૂ૦-૪-૦ લેખે લેવાનુ ઠરાવવામા આવે છે

નંબર ૩૨૫

આ સંસ્થાનના ઢોરોના ચરાઇ વેરાની બાબતનુ જે લેવાણ કરવામા આવે છે. તે એવો ધંધો કરનાર ગરીબ લોકોની ઉપર મહેરબાની કરી અરધિયાંન હિસ્સે કમી કરીને એ બાબતનુ લેવાણુ ચાલતી સાલથી નીચે પ્રમાણેના દરથી લેવાણ કરવાનુ ઠરાવવામા આવે છે:—

૧ દરેક ગામે સ્થાયી રહેનારા ઢોરો ચારનારાઓ પાસેથી ઢોરોની સંખ્યા પ્રમાણે લેવાણુ કરવું તે નિચે પ્રમાણે

| | દર વર્ષે લેવાણુ રૂ૦ આ૦ પા૦ |
|---|---|
| ઢોરો જીવ પાંચ ઉપરાંત ને ૨૫ સુધીના.... .... .... | ૦—૧૨—૦ |
| ,, ,, ૨૫ ,, ૫૦ ,, .... .... .... | ૧—૮—૦ |
| ,, ,, ૫૦ ,, ૭૫ ,, .... .... .... | ૨—૪—૦ |
| ,, ,, ૭૫ ,, ૧૦૦ ઉપરાંત ગમે તેટલાં .... | ૩—૦—૦ |

૨ મસવાડી વેરા બાબત પરગામેથી જાનવરો લઇ ચારવા આવે તેઓની ગણત્રી.

| | |
|---|---|
| દર ઢોર એકે.... .... .... .... | રૂ૦—૦—૬ |
| દર ગાડર બકરા... .... .... .... | ૦—૦—૩ |

નંબર ૩૨૬

મ્હાલોમા રૂ પીંજવાનો ઇજારો દર શેર પાંચે ૦–૨–૦ થી અપાય છે તેમા પણ અર્ધો અર્ધ ઓછુ લેવાનો ઠરાવ કર્યો.

નંબર ૩૨૭

શહેર ભાવનગર તથા વડવા અને પરા સુદ્ધાંતમા કેટલાએક દરબારી સીબંદી ખવાસ ચાકરો વગેરે લોકો તેમજ કોળી જોગી વીગેરે બીજી વસ્તી ( ખેડુત લોકો શિવાય ) ના રેણાંકના ઘરો જહેનો નોંધ સંવત ૧૯૦૩ તથા સંવત ૧૯૨૬ ની સાલના ચોપડાઓમા થએલો છે. તથા કેટલાએક તેવા દરબારી મકાનોમા રહેનારા લોકોની પાસેથી એક ચોપડામા લખતો લખાવી લેવામા આવેલાં છે. એ રીતે ત્રણ ચોપડાઓમાથી હરકોઇ ચોપડામા નોધાએલા મકાનો જે લોકોના કબજામા છે તેઓની પાસેથી દર સાલ અમુક રકમ ભાડાની લેવા વીગેરે બાબતનો સંવત ૧૯૩૧ ના નંબર ૭ નો ઠરાવ થયેલો છે. તે પ્રમાણે એવા હરકોઇ મકાનનુ ભાડું હાલ સુધીમા લેવામા આવતું હોય તે તથા હવે લેવાનું હોય તે એ લોકો ઉપર મહેરબાની કરીને માફ કરવામા આવે છે. માટે ચાલતી સાલથી તે ભાડું તથા પાછલી સાલોનું વસુલ થવાનુ બાકી રહેલું ભાડું નહીં લેતાં એ મકાનો ( જમીન ઇમલા સહિત ) ના ઉપર તેઓનુ માલેક પણ ઠરાવવામા આવે છે. તેથી તે બાબત લેખ તેઓને કરી આપવા અને તેવા દરેક લેખ કરી આપેથી તેવા મકાનોનું તે વેચાણ કરી શકે ને તે વેચાણ થયેથી તેના ઉપર જે દરબારી ચોથ હકની બાબત લેવાય છે તે બીજી વસ્તીના મકાનોના વેચાણની માફક લેવામા આવશે.

નંબર ૩૨૮

આ સંસ્થાનના દરબારી વહીવટી ગામોમા નીચે જણાવેલી બાબતોનુ હાલ સુધી જે લેવાણુ થાય છે તે ચાલતી સાલથી મોકુફ કરવામા આવે છે તેની વિગત.

૧ બારખલી એટલે મુળ ગરાસીયાની ઘરખેડ કીંવા ચાકરિયાત ધર્માદા વિગેરે પ્રકારની જમીન દરબારી ખેડુતે તથા ઉભડીયા લોકો શેરડીના વાઢ કરે તે ખેડુતોની પાસેથી તેહવા વાઢના દર કોસે રૂ૫૦) મુજબ લેવાય છે તે.

૨ હરેક દરબારી ખેડુત તથા ઉભડીયા પોતાના હસ્તકના વાડામા તથા ફળીયામાની છુટી જમીનમા કોઇ ખોરડાં કરે તેની પાસેથી તે બાબતની સુખડીનુ જે લેવાણુ કરવામા આવે છે તે.

૩ મ્હાલોના મુખ્ય કસ્બાઓમા કોળી લોકો વિગેરે ડાકલા વગાડવાની રજા માગે તે બાબતનુ દર રજા ચીઠી ઉપર રૂ૧) મુજબ લેવામા આવે છે તે.

તથા પરગણાઓના કેટલાંએક ગામના ચોકીદારોના પગારના ખર્ચની રકમનો અમુક ભાગ તે તે ગામની વસ્તી પાસેથી ફાળો કરી વસુલ કરવામા દર શાલ આવે છે તે.

સંવત ૧૯૪૫ ના પોશ વદ ૭ મરહુમના જન્મોત્સવની ખુશાલી બદલ કરેલા હુકમો.

અમારા જન્મ દીવસની ખુશાલીના પ્રસંગે અમારી પ્રજા વિગેરે લોકોના ફાયદાને સારૂ તથા ખેરાતી વીગેરે બાબતના કરેલા હુકમો નીચે મુજબ પ્રગટ કરવામાં આવે છે.

૧ દરબારી વહીવટી ગામોના ખેડુત લોકોની પાસે તેઓના હસ્તકની દરબારી જમીનના ખાતાની ત્રુટના તથા તગાવી જે સંવત ૧૯૪૩ ની સાલ આખરે બાકી રહેલા તે રૂપૈયાની મોહોટી રકમ ગયા વર્ષે માફ કરી છુટ મુકવામા આવી છે. તે ઉપરાંત એજ સાલની આખરના તેજ બાબતના જાસ્તી રૂપૈયા ૩૯૦૧૧ બાકી રહેલા માલમ પડયા છે. સબબ તેટલી રકમ પણ માફ કરીને તેવા ખેડુતોના ખાતા માડી વાળવાનો હુકમ કરવામાં આવ્યો.

૨ દરબારી કેટલાક ગામો જેહેમા કે વ્હેપારી વર્ગના લોકોની વસ્તી છે તેવા કુલ

ગામો ૧૮ મધ્યેના એ વેપારી વર્ગના લોકોના તાબાના મકાનોની જમીન તથા ઇમલા ઉપર તે વેપારી વર્ગના લોકોનું માલેક પણું ગણવા વગેરે સંબંધીનો ઠરાવ કરવામાં આવ્યો છે.

૩ ગરીબ સ્થીતિની જુદી જુદી કોમની બ્રાહ્મણ, નાગર, રજપૂત, ખવાસ, વાણીયા, સીપાઇ, ખોજા, ભરવાડ, ચારણ વિગેરે વિધવાઓરતો જણ ૩૧ ને ભરણ પોશણ માટે હૈયાતી સુધી પેનશન કરી આપવાનો ઠરાવ કરવામાં આવ્યો.

૪ કેલવણી લેવાના કામોને ઉત્તેજન તરીકે નીચે મુજબ સ્કોલર શીપોની રકમો આપવાની મંજુર કરી

| અભ્યાસનું સ્થળ | આશામીની સંખ્યા. | સ્કોલર શીપ દર માસે |
|---|---|---|
| મુંબઇની હુનર શાળા (સ્કુલ ઓફ આર્ટસ) .... | ૧ .... .... .... | રૂ. ૧૫ બે વર્ષ |
| અમદાવાદ મેડીકલ કલાસ .... .... .... ... | ૨ ... ... ... | રૂ. ૨૦ બે વર્ષ |
| ભાવનગર ઇંગ્રેજી સ્કુલમા અભ્યાસ કરનારને ... | ૨ ... ... ... | રૂ. ૧૦ બે વર્ષ |

૫ આ સંસ્થાનના તાબાના સર્વ ગામોએ નીશાળોમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ છોકરા તથા કન્યા)ને જુદી જુદી જાતની ચોપડીઓ રૂપૈયા ૩૦૮૬ ની કીંમતની ઇનામ દાખલ વ્હેંચવી તથા તમામને મીઠાઇ આપવી.

૬ શહેર ભાવનગરની સઘળી સ્કુલો તથા નીશાળોમા કેલવણી લેનાર છોકરાઓ તથા છોકરીઓને પબ્લીક ગાર્ડનમા મીઠાઇ વહેંચવી તથા તેઓનો મેળો સરત વિગેરેની રમત ગમત કરાવી ઇનામ આપવુ.

હજુર ખાનગી ખાતેથી ધર્માદા ખાતે ખેરાત નીચે મુજબ કરવી:—

| ભાવનગરમા | કુલ રૂપૈયા. |
|---|---|
| સાધુ તથા ફકીરો અને જૈન સાધુ તેમજ બીજા ગરીબ નીરાશ્રીત લોકો કુલ સુમારે ૨૫૦૦ ને દરેકને ઘઉં મણ ૪ તથા કપડું હાથ ૫ મુજબ આપવા બાબત ... ... ... ... ... ... ... ... ... ... ... ... | રૂ. ૩૬૦૮ |
| ગરીબ બાણીયા લુવાણા વગેરેને દાણા ૭ જુદી જુદી કોમના વ્હેપારીઓએ આપેલા પત્રક મુજબ મોકલવા બાબતના ... ... ... ... ... ... ... | રૂ. ૪૮૧૦ |
| બ્રાહ્મણોને છાયા દાન તથા રૂદ્રા ભિષેકની દક્ષિણા બાબતના મળીને | રૂ. ૭૨૬ |
| ગરીબ ગરાશીયાની સ્રીયોને કપડા બાબત... ... ... ... ... ... | રૂ. ૪૨૬ |
| ગરીબ ક્રીશ્ચન લોકોને ... ... ... ... ... ... ... ... ... | રૂ. ૬૦૦ |
| શહેર ભાવનગરમા અશક્ત અંપગ અને ગરિબ લોકોનું જે અન છત્ર ખોલવામા આવ્યું છે તેમા ખોરાક લેનારા મરદ તથા ઓરતેને મળીને કપડા આપવા બાબત ... ... ... ... ... ... ... ... ... ... ... ... | રૂ. ૧૮૫ |
| ગરિબ પીંતયા લોકોને રૂ. ૭ રોકડા તથા પહેરવાના લુગડા બાબત મળીને | રૂ. ૧૩૦ |
| સન્યાસીયોના અન છત્રમા દરેકને ચાદરનું કપડું હાથ ૧૬ તથા ભિક્ષા બાબતના થઇને ... ... ... ... ... ... ... ... ... ... ... ... | રૂ. ૨૦૦૦ |
| રોમન કેથોલીક તથા જુનાની ક્રિશ્ચન લોકોના દેવળમા રોશની કરવા સારૂ તેલના ... ... ... ... ... ... ... ... ... ... ... ... | રૂ. ૩૦૦ |
| શહેર ભાવનગરની તમામ મસજીદોમા રોશનીમાટે ... ... | રૂ. ૧૫૦ |
| શ્રાવક લોકોના દહેરામા રોશનીમાટે ... ... .... ... | રૂ. ૪૦ |

| | | |
|---|---|---|
| જગન્નાથજીના મંદીરમા શેરાનીમાટે ... ... ... ... | રૂ. | ૪૦ |
| ખોડા ઢોરોની ધર્મશાળના ઢોરોને કપાશિયાના ... ... | રૂ. | ૫૦ |
| વૈષ્ણવ ધર્મની હવેલીની ગાયોને કપાસીયાના ... ... ... | રૂ. | ૫૦ |
| દુધા ધારી બાવાની જગ્યાની ગયોને કપાશિયાના... ... ... ... | | ૩૦ |
| વન બાવાની જગ્યોની ગાયો... ... ... ... ... | રૂ. | ૧૯ |
| થાપનાથ મહાદેવની ગાયો માટે... ... ... ... ... | રૂ. | ૧૫ |
| પારસીયોના ધર્મ ખાતાઓમા... ... ... ... | રૂ. | ૧૩૦—૮—૦ |

સંવત ૧૯૪૬ પોશ વદ ૭ સોમવાર તા. ૧૩ જાનેવારી ૧૮૯૦ ના રોજ મરહુમ નામદારના જન્મે દિવસનીખુશાલી બદલ નિચે મુજબ હુકમ કરવામા આવ્યા.

૧ દરબારી વહીવટી ગામોના ખેડુત લોકોની પાસેથી તેઓના હસ્તકની દરબારી જમીનમા સંવત ૧૯૪૫ ની સાલમા વર્ષાદની તંગીને લીધે તેઓએ માટીયા કુવા તથા સારણુથી કરેલા પીતની બાબતનું લેવાણુ તેમના ખાતાના આંકડા ઉપરાંત જે કે રિવાજ પ્રમાણે કરવું જોઇયે તે તે સાલ મજકુરમા કમી નિપજ હોવાના સબબે તે ખેડુત લોકોની ગરિબી હાલત ધ્યાનમાં લઇ તે એક સાલ એ લેવાણુ નહીં કરતા તે બાબતની છુટ મુકવાનો હુકમ રૂ. ૧૬૧૭૬ થાય તેને માટે કરવામા આવ્યો.

૨ પરગણે ભાલ તાબાના ગામો ૧૬ ના ખેડુત લોકો વાસ્તે સંવત ૧૯૪૪ ની સાલનાં ખાતા બંદીના કરેલા આંકડા પૈકી તે સાલમા કમી નિપજ સબબે એ ખેડુત લોકોની ગરિબી હાલત માલુમ પડતા જેટલી રકમ કમી લેવામા આવી ને તે એક સાલ છુટમા કહાડવા ઠરાવ્યું તે કુલ રૂપૈયા ૨૫૪૫૦.

કુલ રૂ. ૪૧૪૨૬

૩ ગરિબ સ્થિતીની જુદી જુદી જાતની બ્રાહ્મણ વાણિયા-નાગર-રજપૂત-ખવાસ-સોની સીદી-ખોજા-વાળંદ-ભરવાડ-ચારણ-કુંભાર લુવાણા વિગેરે વિધવાઓ જણ ૩૨ ને તેઓની હયાતી સુધી નિર્વાહને માટે પેનશન કરી આપવામા આવ્યા.

૪ આ સંસ્થાનના તાબાના પાંચ ગામોએ વસ્તીના છોકરાઓને કેલવણી લેવાની ગુજરાતી નિશાળો ઉઘાડવાનું ઠરાવ્યુ

સ્કોલર શીપો.

| અભ્યાસનું સ્થળ | સંખ્યા | સ્કોલર શીપો દર માસે રૂપૈયા |
|---|---|---|
| ભાવનગરમા વિદ્યાભ્યાસ કરવા બાબત | ૨ | ૧૦ એક વર્ષ |
| મુંબઇની હુનર શાળા (સ્કુલ ઓફ આર્ટસ) | ૧ | ૧૬ " |
| મુંબઈ વિક્ટોરીયા જુબિલી ઈસ્ટીટયુટ | ૧ | ૨૦ બે વર્ષ |

૬ ઈનામ ચોપડીયો ગઈ સાલ માફક ૧૦૨૭ ની વ્હેચી આપવી.

૭ શહેર ભાવનગરના સઘળી નિશાળના છોકરાઓને પીલ બાગમા મેવો આપવો.

ખાનગી ધર્માદો.

૧ સાધુ તથા ફકીરને અનાજ તથા કપડા બાબત રૂ. ૫૦૦૦

૨ ગામડાઓના ગરીબ લોકોને દાણા તથા કપડા રૂ. ૧૯૭૪

૩ છાયા દાન ગૌદાન બ્રાહ્મણોને ગામડાના તથા ભાવનગર નાને રૂ. ૧૫૪૫

૪ રૂવાપરી માતાએ હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે સહસ્ત્ર ચંડી યજ્ઞ કર્યો તે બાબત. રૂ. ૯૦૦૧

૫ રૂદ્રાભિષેકની દક્ષણાના બ્રાહ્મણોને રૂ. ૧૦૬૨

૬ આંધળા લુલા અપંગ મજુરી ન કરીશકે તેવાને માટે ઉઘાડવામા આવેલા અન્નછત્રમા ખોરાક લેતા સ્ત્રી પુરૂષોને કપડા અપાવવા રૂ. ૪૨૫

૭ સન્યાસિયોના અન્નછત્રમા રૂ ૨૦૦)નાકપડા.

૮ દવાખાનમા રહેતા ગરીબ સ્થીતિના દર્દીને કપડા રૂ ૧૦૦

૯ ગરિબ ક્રિશ્ચન લોકોને કપડા રૂ ૫૦

૧૦ પારસીઓના ધર્મખાતામા રૂ ૫૦ અને બીજા દેવાલયોમા રોશની વિગેરે. મ્હાલે.મા પણ અપંગના અન્નછત્રો ઉઘાડવામાઆવ્યાછે ત્યાં આગળ ખોરાક લેતાઓને કપડા આપવા. રજપુતગિરસીઆના છોકરઓને કેલવણિમા ઉત્તેજન મળે માટે દુસ સ્કોલર શિપો રૂપીઆ દરમાસે પાંચ પ્રમાણે આપવી.

સંવત ૧૯૪૭ ના પોષવદી ૭ ના રોજ પોતનાજન્મદીવસનીખુશાલીનીયાદગીરી તરીકે નામદાર મહારાજા સાહેબે કરેલાહુકમો

૧ ભાલના ખેડુતો પાસેના લ્હેણાની રકમ છુટમુકી રૂ૦૨૪૬૧૧)

૨ બોટાદ પ્રગણામા વર્સાદની તંગીને લીધે કુવા ઉંડાગળાવવાની મદદમા રૂ.૨૦૦૦)

૩ સંસ્થાનમા મુસાફરી કરનારતેમજ ઢોરો વિગેરેના સુખનેમાટે નવાણ ગળાવવાંમા રૂ. ૫૦૦૦

૪ આ સંસ્થાનમા વસ્તા ગરિબ લોકોના જીર્ણ બનેલા મકાંનો રિપેર કરી આપવા બાબત રૂ ૧૫૦૦૦

૫ જુદી જુદી કોમની નિરાધાર ત્રેવીશ વિધવઓને પેનશનકરીઆપી તેની જીંદગી પ્હોંચે ત્યાં સુધીના ભરણપોષણનો બંદોબસ્ત કર્યો.

૬ માજી રાજકન્યાશાળામાએક રૂપૈયાપાંચની દરમાસે તેમજ એંગ્લોવરનાક્યુલર સ્કુલમાએક રૂપૈયા પાંચની મુંબઇની હુન્નરશાળમાએક રૂપૈયા પંદરની અને એકવિકટોરીયા જ્યુબીલી ટેકનકીલક સ્કુલમા રૂપૈયા વીશની તથા જ્યૂબિલી ઇન્સટયુશનમા એકરૂપૈયા દસની આપ્રમાણે સ્કોલર શીપો આપવાનો ઠરાવ કર્યો.

૭ કન્યાશાળામા અભ્યાસ કરતી બાળાઓ અને છોકરાઓ વિગેરેને રૂપૈયા આઠસોને અડતાલીશની કીમતના પુસ્તકો ઇનામ દાખલ વ્હેંચવા આખા શહેરમા અને પ્રગણાઓમા નાના બાળકોને મીઠાઇ વ્હેંચી. તેમજ જન્મદીવસના નજરાણા લેવાતાતે માફકરયા. પીલબાગમા છોકરાઓને રમત ગમત કરાવી ઇનમો અપ્યા.

સંવત ૧૯૪૮ ના જન્મોત્સવ પ્રસંગ વેળાયે મહારાણી સરકાના વડા પ્રિન્સના શાહજાદા પ્રીન્સ આલ્બર્ટ વિકટરનું મૃત્યુ થવાથી ભારે દિલગીરી પ્રસરી હતી. જેથી તે વર્ષના જન્મોત્સવ પ્રસંગનો લાભ ભાવનગર સંસ્થાનની પ્રજાને ખોવો પડયો હતો.

સંવત ૧૯૪૯ ના વર્ષના જન્મોત્સવ પ્રસંગની યાદગિરી દાખલ નામદાર મહારાજા સાહેબે કરેલા હુકમો.

૧ દીવાની કોર્ટોમા કામ ચલાવવાની રીતનો ધારો મંજુર કર્યો.

૨ શહેર ભાવનગરના જુના રસાલાનું લગભગ લાખ રૂપૈયાની કિંમતનું મકાન ગિરાસિયા સમાજને ભેટ દાખલ આપ્યું.

૩ કુંડલામા એક ઇંગ્રેજી સ્કુલ ઉઘાડી. વિકટોરિયાટેકનિકલ સ્કુલમા દર માસે રૂપૈયા

દસની એક તેમજ ભાવનગરની નિશાળમા એક દર માસે રૂપૈયા પાંચની સ્કોલર શીપ આપવાનો ઠરાવ કર્યો. તથા રૂ. ૧૨૨૪ ની કીંમતના ઉમદા પુસ્તકો વિદ્યાર્થીઓને ઇનામ દાખલ વ્હેંચી આપ્યા તેમજ પાંત્રીશ જુદી જુદી કોમની ગરિબ વિધવાને ભરણ પોશણ માટે જીન્દગી પર્યંતના પગાર બાંધી આપ્યા. છોકરાઓને રમત ગમત કરાવી ઇનામો અને મીઠાઇ વ્હેંચી. તેજ પ્રમાણે સંવત ૧૯૫૦ ના પોશ વદ ૭ ના રોજ જન્મોત્સવની ખુશાલીની યાદગિરી તરીકે ૧૬૬૪ રૂપૈયાની કિંમતના પુસ્તકો ઇનામ દાખલ વ્હેંચ્યા તેમજ રમત ગમત કરાવી છોકરાઓને દર શાલની માફક સોકડા રૂપૈયા ઇનામ દાખલ વ્હેંચી આપ્યા. ટેકનિકલ સ્કુલમા એક રૂપૈયા દસની પૂના ઇન્જીનિયરીંગ કોલેજમા એક રૂપૈયા વીશની માજીરાજ કન્યાશાળામા એક રૂપૈયા છની મુંબઇની વેટરનરી સ્કુલમા એક રૂપૈયા પંદરની તથા ગિરાસિયાના છોકરાઓને છછ રૂપૈયાની પંદર સ્કોલર શીપો આપવાનો ઠરાવ કર્યો. તેમજ જુદી જુદી કોમની છત્રીશ અનાથ વિધવાઓને ભરણ પોષણ માટે જીંદગી પર્યંત પગાર બાંધી આપ્યો.

સંવત ૧૯૫૧ ના પોશ વદ ૭ ના રોજ જન્મોત્સવની ખુશાલીના પ્રસંગે ભાલમા દવાખાનું અને બોટાદમા ઇંગ્રેજી નિશાળ ઉઘાડી. તથા રૂ. ૧૨૧૭ ની કિંમતના પુસ્તકો છોકરાઓને ઇનામ દાખલ આપ્યા. તેમજ મુંબઇ ગ્રાંડ મેડીકલ કોલેજમા એક રૂપૈયા પદરની જ્યુબીલી ટેકનિકલસ્કુલમા એક રૂપૈયા વીશની વેટરનરી સ્કુલમા રૂપીયા દસની તે શિવાય ભાવનગરમા અને વડોદરા કલા ભવનમા અભ્યાસ કરવા જવાને માટે પણ સ્કોલર શીપો આપવાનો ઠરાવ કર્યો. તથા આડત્રીશ અનાથ વિધવાઓને જીંદગી પર્યંત ભરણ પોશણને માટે પગાર બાંધી આપ્યો. એજ પ્રમાણે પોતાના આખરના જન્મોત્સવ પ્રસંગે પણ નામદાર મરહુમ મહારાજા સાહેબે જુદી જુદી કોમની ઓગણચાલીશ વિધવાઓને ભરણ પોશણને માટે જીંદગી પર્યંત પગાર બાંધી આપ્યો, તેમજ દર માસે મુંબઇ લોકલાસ, ગ્રાંડ મેડીકલ કોલેજ, અમદાવાદ મેડીકલ કલાસ, ટેકનિકલ સ્કુલ, અને ભાવનગરની નિશાળોમા મળી રૂપીયા સોહોડસોની સ્કોલર શીપો દરમાસે આપવાનો ઠરાવ કર્યો હતો. તથા બાર્ટન લાઇબ્રેરીને રૂ. ૫૦૦૦) ભેટ આપ્યા હતા; અને મ્યુઝીયમના કામમા પણ રૂપીયા ૧૦૦૦) વધારે ખર્ચવાની મંજુરી આપી હતી. અને રૂપીયા ૧૫૮૦ ની કીંમતના પુસ્તકો ઇનામ તરીકે વ્હેંચ્યા હતા.

નામદાર મરહુમના જન્મોત્સવનો દિવસ દરેક વર્ષે ભાવનગરમા અત્યંત આનંદ જનક અને દિપોત્સવી કરતા પણ વિશેશ દેદિપ્યમાન લાગતો હતો. સબબ તે દિવસે લાખો રૂપીયાની માતબર સખાવતો તેઓ કરતા હતા. જેનું ટુંક બ્યાન આ સ્થળે અમોએ જુદા જુદા વર્ષોનું આપ્યું છે. નામદાર મરહુમના જન્મ દિવસોનું વૃત્તાંત સંપુર્ણ રીતે લખાય તો તેમના તે દિવસના હુલ્લાસ અને પ્રજા પ્રિય કર્તવ્યો ધાર્મીક આશિશ વિગેરેથીજ આ પુસ્તક જેવડાજ કદનું બીજું એક ઇલાઇદુ પુસ્તક થાય. નામદાર મહારાજા સાહેબે નામદાર મહારાણી સરકારના જન્મ દિવસની ખુશાલી નિમીતે પણ સેંકડો ગરિબ વિધવાઓને પેનશન તરિકે પગારો જીંદગી પર્યંતને માટે બાંધી આપ્યા છે. રાજકોટ ખાતાના વિકટોરિયા મ્યુઝીયમમા પણ રૂ. ૨૫૦૦૦) ની મોહોટી રકમ આપી છે. દુકાળને વખતે પણ તેઓ નામદારે ગરિબ ગુરબાઓની મદદમા મોહોટી માતબર રકમોની સખાવતો કીધી છે. સુરતની ભયંકર આગમા નીરાશ્રીત થયેલાઓની મદદમા રૂ.૭૦૦૦ મુંબઇ અને વિવિધ સ્થળના વિદ્યાલયોની મદદમા પણ લાખો રૂપીયાની બક્ષિસો આપી બેહદ આ-

શિર્વાદ મેળવ્યો છે. મહુવાની ભયંકર રેલ વખતે પણ સ્વંપ્રજા હોવાથી તેની સંભાળ માટે અદભુત કાળજી અને મ્હોટી સખાવતની નજરથી જોયું છે. તેઓ નામદારે જુદે જુદે વખતે દરેક ફંડોને ઘણુજ ઉત્તેજન આપ્યું છે. નામદાર લોર્ડ રીપનના ફંડમા પણ તેઓ નામદારે રૂપીયા દસ હજારની મ્હોટી રકમ ભરી હતી. તેઓ નામદારની સઘળી મળીને સખાવત તેઓ તખ્તનશીંન થયા પછી તેમના નામે અને તેમણે સ્વહસ્તે મળીને કરોડો રૂપીયાની થવા જાય છે.

તેમણે રૂ. ૨૨૫૦૦૦૦૦ ભાવનગર સંસ્થાનના જુદા જુદા લોકોપયોગી જાહેર બાંધ કામો પાછળ ખરચ્યા છે તેમજ રૂ. ૫૦૦૦૦૦ જુદે જુદે વખતે મહેસુલની રકમ ખેડુ લોકો પાસે લ્હેણી રહેતાં તેમજ બાંગ ઉપર ધિરેલી રકમો ગરિબ ખેડુતો ભરિ નહીં શકયા તે છુટની મુકી તે રકમ તથા માફ કરેલા કરો વિગેરેની રકમ. રૂ.૧૦૦૦૦૦ નામદાર મહારાણીના જન્મોત્સવ પ્રસંગે કરેલી સખાવતો. રૂ. ૧૦૦૦૦૦૦ ભાવનગર સંસ્થાનની સાર્વજનીક કેળવણી પાછળ. રૂ. ૧૩૦૦૦૦૦ વૈદ્યક ખાતાના ચાલુ ખર્ચ પાછળ. રૂ. ૬૦૦૦૦૦ ભાવનગર સંસ્થાન બહાર ચાલતા જુદા જુદા કેળવણિ પ્રચારક ખાતાઓને મદદ.

રૂ. ૧૨૫૦૦૦ રાજકોટ આજી નદીપર કૈયસરેહિંદ પુલ બંધાવ્યો.

તે શિવાય નામદાર મરહુમ મહારાજા સાહેબ પોતાના જન્મ દિવસને દિવસે હજારો રૂપૈયાના પુસ્તકો ઈનામ દાખલ વ્હેંચતા, રાંડી રાંડોને પગારો બાંધી આપતા, ખાનગી ધર્માદાને નામે પણ હજારો રૂપીયાનો ધર્માદો કરતા તે તમામનો કુલ સરવાળો બાંધવા જઇએ તો રૂપીયા દસ લાખ જેટલો થવા જાય. તેઓને અન્ન વસ્ત્ર વ્હેંચવાનો ઘણોજ શોખ હતો ભાવનગર સંસ્થાનના સઘળા મ્હાલોમા પણ અન્ન છત્ર રાખવાનો બંદોબસ્ત મરહુમ નામદારે કર્યો. છે.

જેમા કે દરેક કોમના અપંગોને તૈયાર રસોઇ જમાડવામા આવે છે. સહસ્ર ચંડી વિશ્નુયાગ મહારૂદ્ર જેવા મ્હોટા ધાર્મીક યજ્ઞોના ખર્ચો, દરેક દેવાલયને રૂપાના બારણા સાખ જાળી વિગેરે રૂપાના કરાવી આપ્યા; શિવાય ઠેક ઠેકાણે તમામ દેવાલયો રિપેર કરાવ્યા. આરસ પાહાણની લાદીયો દેવાલયોમાં બેસરાવી. રાજ્યકોટમા ચાલતા જુદા જુદા ખાતાઓને દર વરસે લગભગ વીશહજાર રૂપીયાની મદદ પણ આપતા. આવીઆવી તેમની દરેક સખાવતોના ચોક્કસ આંકડાઓ મળી શકે તો તેમની કારકીર્દીમા તેમની લોકોપયોગી સખાવતનો આંકડો લગભગ રૂપીયા ચાર કરોડનો થવા જાય તેમા જરા પણ શક રાખવા જેવું નથી. તેમણે લાખો રૂપીયાની કિંમતના મકાનો પણ લોકોને બક્ષિસ આપી દીધા છે. ચાર કરોડ રૂપીયા કરતા પણ વધારે સખાવત કહેવરાવનાર ઓગણીશમી સદીમા મહારાજા તખ્તસિંહજી શિવાય બીજો કોઇ પણ પુરૂષ નામ આપવાને મળી આવશે તેવું અમે તો માની શકતાજ નથી. અને કોઈપણ માની શકશે નહીં. તેમની મુસાફરિયોની સખાવત, કાશિ, પ્રયાગ, નાશક અને વિલાયત સ્થળોમા જાહેર છે. તેમણે કંગાલને લક્ષાધિપતિ બનાવ્યા છે. એથિ તેઓ પારસમણિરત્ન તુલ્યની ઉપમા પણ ખરેખરી રીતે પામ્યા છે.

નોકરોને પેનશનનો ઠરાવ કરી તથા આકર્ટીગ એલાઉન્સનો બંદોબસ્ત કરી નોકરો પરત્વેનો પણ મ્હોટો આશિર્વાદ મેળવ્યો છે.

તેમજ નોકરો પ્રજાને દુઃખ ન આપે માટે નોકરોની વિરૂદ્ધ ફરિયાદ પોતાની રૂબરૂમા પ્રજા વર્ગના લોકો કરી શકે તેવી સગવડ અને તેવા નોકરોની ફરિયાદ ઉપર કમીશન નીમી

પ્રજા વર્ગને દાદે પ્હોંચવાની યોગ્ય સગવડોના વખ્તો વખ્ત હુકમો બાહર પાડી પ્રજા વર્ગ તરફથી બ્હોળો આશિર્વાદ સંપાદન કિધો છે. નિચ અને પ્રજા પીડક નોકરોને વખતો વખત સજા કરી બીજાઓ તેવું કરતાં આંચકો ખાય તેવો ત્રાસ પણ બેસાડયો છે. ખેડુ લોકોને વેઠના બોજાથી નિરાળા કર્યા છે. વિગેરે બહુ બહુ પ્રકારે યશ કીર્તી સંપાદનના અભિલાષી સ્વર્ગસ્થ મહારાજાએ બેહદ આશિર્વાદ મેળવ્યો છે. તેમના મગજમા અહોરાત્રિ ધાર્મીક અને પ્રજાના સુખના કાર્યો કરવાના વિચારો રમણ કર્યા કરતાજ હતા. જળાશયો વિગેરે પ્રજા સુખના પુષ્કળ સાધનો કિધા છે. વખ્તો વખ્ત બ્રાહ્મણોની ચોરાશિ અને સદા વૃતો પણ નવા નવા ચાલુ કરવાના વિચારો અમલમા આણ્યા છે. જુદા જુદા નવા દેવસ્થાનાઓ પણ બંધાવ્યા છે. રાજ્ય નિતીને છાજે તેવી ધાર્મીક ફરજો બજાવી છે. રાજાને ઘટે છે કે તેમણે કોઇના પણ ધર્મની લાગણિ દુઃખાવવવી ન જોઇયે.'નામદાર મરહુમે કોઇના પણ ધર્મની લાગણી દુઃખાવી નથી પરંતુ ઓર ઉતેજન આપ્યું છે. હિંદુ મ્હોમેડન જરથોસ્તી ખ્રિસ્તી વિગેરે દરેક ધર્મને તેમણે ઉતેજન આપ્યું. છે. આ પ્રમાણે અતુલીત આશિર્વાદ મેળવી નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજીએ સંવત ૧૯૫૨ ના મહા શુદી ચતુર્દશી અને બુધવારના રોજ આફાનિ દુનિયાથી પોતાના પવિત્ર આત્માને વિરકત બનાવી સ્વર્ગવાસ કિધો છે. જેથી ભાવનગરની પ્રજાએ પો-તાનું અમુલ્ય રત્ન ગુમાવ્યું છે, તેટલુજ નહીં પણ કહિયે તો ચાલશે કે દુનિયાને પણ એક ખરેખરી ખોટ ગઇ છે.

**इति सप्तम प्रकरण समाप्त.**

# शोक प्रकरण.

સ્વર્ગસ્થ મહારાજા સાહેબ સર તખ્તસિંહજીના દરએક કર્તવ્યોની ઉત્તમતા ઉત્તમોત્તમ પ્રકારે અવર્ણનિય અને જગતના દરએક વ્યહવારને સમયાનુસાર સાનુકુળ એટલે શોભા આપનારી અને લોકપ્રીય હતી. તેઓ નામદારે નોકર ચાકર સગાં સંબંધી અને પ્રજાવર્ગની બુજ જાણવામાં જે કંઇ આતુરતા બતલાવી છે તે એવી નથી કે અમુક વખતનીજ હોય !! દુનિયાના મેદાનપર વસનારા દરએક મનુષ્યોને સુખ અને દુઃખ અવારનવાર સાથેજ રહેલું હોય છે. જગતમાં હર્ષ પણ હોય અને શોક પણ સાથે જોડાયેલો હોય છે. નામદાર મરહુમની કારકીર્દીમાં તેમને જેવી રીતે પારાવાર હર્ષ પેદા થાય તેવા કારણો પોતાના સદ્વર્તનના પરિણામરૂપે હંમેશાં બન્યા છે, તેવીજ રીતે તેમની જીન્દગીમાં તેમને દિલગીર થવાનું પણ દૈવઇચ્છાનુસાર બન્યું હતું. પરંતુ પ્રતાપી નામદારે તેવે વખતે જગત વ્યહવાર શોક પ્રદર્શીત કરી તેવા સમયને પણ ધિરજથી ગમન કર્યો હતો.

નામદાર મરહુમના અતિ વ્હાલા અને પ્રિય દિવાન રા. રા. શામળદાસ પરમાનંદદાસનું સને ૧૮૮૪ ના અગષ્ટ માસની તા૦ ૨૫ મીના રોજ ખેદકારક ભવિષ્ય નિપજતાં તે નામદાર ઘણાજ દિલગીર થયા હતા. દિવાન શામળદાસના ગુજરવાથી પ્રજાવર્ગમાં પણ ભારે દિલગીરી ફેલાઇ હતી જેથી એક દિવસ શહેરમાં વ્હેપારિઓએ વ્હેપાર રોજગાર તમામ પ્રકારનો બંધ રાખ્યો હતો. તથા નામદાર મહારાજા સાહેબે ભાવનગર દરબારી ગેઝીટના વધારા મારફત નિચે પ્રમાણે હુકમ બહાર પાડયો હતો.

" જાહેર ખબર. "

અમોને અતિ ખેદ અને ભારે દિલગીરી થાય છે કે અમારા ઘણા નિમક હલાલ તથા ખરા દિલના રાજ્યભક્ત અને અમોને ખુદને ખરા જીગરના પ્યારા મુખ્ય દિવાન આજમ શામળદાસ પરમાનંદદાસે આજ રોજ સવારના સુમારે સાડા દસ કલાકે પોતાનો દેહ ત્યાગ કરી સ્વર્ગવાસ કર્યો છે. તેમની હમેશાંની ડાહાપણ ભરેલી રીતી અને ઘણીજ કાબેલિયત તથા શકતીવાળી આવડતને લીધે તેમની નોકરી અમારા દિલને ઘણીજ પ્રીય હતી. અને અમોને તેમની તરફની જે કિમતી સલાહ તથા મદદ વખતો વખત મળતી તેહેની ખામી ખરેખરી અમોને લાગ્યા વિના રહેશે નહીં.

એ દુઃખદાયક બનાવના કારણથી દરબારી સર્વે કામકાજ તમામ ઓફિસો તથા કોર્ટોમાં એક દિવસ બંધ રાખવું. તેમજ એ માઠા બનાવનો શોક દરબારી સર્વે નોકરોએ તેમજ અમારી સઘળી પ્રજાએ આજની તારીખથી બાર દિવસ રાખવો.

શિવાય શહેર ભાવનગરમાં દરરોજ બપોરના બાર વાગતે તોપનો બહાર કરવામાં આવે છે તે તથા બેન્ડ વાજું જે દર અઠવાડિયામાં બે દિવસ વગાડવામાં આવે છે તે બંન્ને આજની તારીખથી બાર દિવસ સુધી બંધ રાખવું. અને અમારા મોતીબાગ મ્હેલની અંદર બાર દિવસ સુધી ફકત અરધી કાઠિએ વાવટો ચઢાવવો. સંવત ૧૯૪૦ ના ભાદ્રપદ શુદ ૫ સોમવાર તા૦ ૧૯ અગષ્ટ ૧૮૮૪.

તખ્તસિંહજી

મહારાજા સંસ્થાન ભાવનગર"

ઉપર પ્રમાણે શોક દર્શાવી મહેરબાન દિવાન સાહેબના કુટુંબને પુરતો દિલાસો આપ્યો હતો. તેમજ સ્વર્ગવાસી દિવાન શામળદાસની જગ્યા તેમના વડા પૂત્ર રા. રા. વિઠલદાસને આપી.

તા૦ ૨૨ મી સપ્ટેમ્બર ૧૮૮૪ ના રોજ શહેર ભાવનગરમા વળી એક મ્હોટી દિલગીરીનો વરસાદ વર્ષ્યો હતો. શોકની સરિતાઓ ભાવનગર શહેરમા અને ગોહિલ રાઓળ રજપૂતના કુટુંબમા તેમજ ક્ષત્રી રજપૂત રાજવંશીની જાતમા ચોબાજુ રેલાઈ હતી. આજરોજ ભાવનગર માંહેથી સાક્ષર સાહયક અને વિદ્યા વિલાસિયોનુ કલ્પવૃક્ષ નાશ પામ્યું હતુ. મજકુર તારીખે ભાવનગરમાં કદિ પણ નહીં ભુલાય તેવો જે અતિશય દુઃખદાયક બનાવ બન્યો હતો તે એકે એ દિવસે નામદાર મરહુમ જંગત્પ્રીય મહારાજા સાહેબના બાલ બંધુ જુવાનસિંહજી જેઓ ભાવનગર સંસ્થાનની પ્રજાને અત્યંત પ્યારા અને નામદાર મહારાજાને પણ બેહદ વ્હાલા હતા તેમનુ બાવીશ વર્ષની ભર યુવાવસ્થામા કવખતે ભવિષ્ય થવાથી આખા ભાવનગર સંસ્થાનમા અનહદ શોક વ્યાપી રહયો હતો. ભાવનગરની સઘળી પ્રજાએ અંતઃકરણ પૂર્વક શોક પાળી મહાજનોએ વ્હેપાર રોજગારના દરેક કાર્યો ત્રણ દિવસ બંધ રાખી હડતાળ પાળી હતી. એજ દિવસે નામદાર મહારાજા સાહેબે પણ એક જાહેરનામુ પ્રગટ કર્યું હતું.

"જાહેરનામું"

અમોને ઘણીજ દિલગીરી પેદા થાય છે કે હમારા પ્યારા ભાઈ જુવાનસિહજીનુ ઘણીજ થોડી ઉમ્મરમા ગુજરવું થયું છે.

એ ઘણા માઠા બનાવના કારણને માટે દરબારી કામકાજ તમામ ઓફિસોમા તથા કોર્ટોમા બે દિવસ સુધી બંધ રાખવું. અને તે બાબતનો શોક આજની તારીખથી ચૌદ દિવસ સુધી સર્વે લોકોએ રાખવો. તથા શહેર ભાવનગરમા દરરોજ બપોરના બાર વાગતે તોપનો બહાર કરવામા આવે છે તે, તથા બેન્ડવાજુ જે દર અઠવાડિયામાં બે વખત વગાડવામા આવે છે તે બન્ને ઉપર જણાવેલી મુદત સુધી બંધ રાખવું. સંવત ૧૯૪૦ ના આશ્વીન શુદ ૩ સોમવાર તા૦ ૨૨ સપ્ટેમ્બર ૧૮૮૪

તખતસિંહજી

મહારાજા સંસ્થાન ભાવનગર

ઉપર પ્રમાણે જાહેરનામુ બહાર પાડી નામદાર મરહુમે ઘણોજ શોક પ્રદર્શીત કિધો હતો. નામદાર મરહુમને તેમના જુવાનસિંહજી જેવા એક વિદ્વાન અને કુશળ તેમજ રસાયણિ વિદ્યાના પ્રવીણ સાથે લોકપ્રીય બંધુના ગુજરવાથી બેહદ માઠું લાગ્યું હતું.

સંવત ૧૯૪૧ ના વૈશાક શુદ ૮ ને બુધવારના રોજ નામદાર મરહુમ મહારાજા સાહેબના વઢવાણવાળાં બાઇ સાહેબના સકોમળ પૂત્ર ભગવતસિંહજીનુ અકસ્માત મૃત્યુ નિપજવાથી નામદાર મરહુમ મહારાજા સાહેબે નિચે મુજબ જાહેરખબર ગેઝીટના વધારા મારફતે બાહાર પાડી હતી.

"જાહેરનામું"

અમોને ઘણી દિલગીરી થાય છે કે અમારા પ્રીય કુમાર ભગવતસિંહજીનુ અકસ્માત ઘણી કુમળી વયમા ગુજરવું થયું છે.

એ ઘણા માઠા બનાવના કારણને લીધે દરબારી કામકાજ તમામ ઓફીસોમા તથા કોર્ટોમા એક દીવસ બંધ રાખવું. અને તે બાબતનો શોક આજની તારીખથી

પંદર દિવસ સુધી સર્વે લોકોએ રાખવો. તથા શહેર ભાવનગરમા દરરોજ બપોરના તોપનો બાહાર કરવામા આવે છે તે તથા બેન્ડવાજું જે દર અઠવાડિયામા બે વખત બજાવવામા આવે છે તે બન્ને ઉપર જણાવેલી મુદત સુધી બંધ રાખવું.

સંવત ૧૯૪૧ ના વૈશાક શુદી ૮ ને બુધવાર તા૦ ૨૨ અપ્રેલ ૧૮૮૫

વખ્તસિંહજી.

મહારાજા સંસ્થાન ભાવનગર

સંવત ૧૯૪૮ ના માગશર શુદ ૧ ને બુધવારના રોજ નામદાર મરહુમ મહારાજા સાહેબે એક ભાવનગર દરબારી ગેઝીટનો વધારો બહાર પાડી પોતાના માજી દિવાન ગવરીશંકર ઉદયશંકરનો સ્વર્ગવાસ થવાથી દિલગીરી જાહેર કરી હતી.

"જાહેરનામુ"

અમારા રાજ્યના ઘણા પ્રખ્યાત અને ઉત્કૃષ્ટ પ્રકારની નિમક હલાલીથી સેવા કરનાર માજી દિવાન આજમ ગવરીશંકર ઉદયશંકર સી—એસ—આઈ—ગઈ કાલ સાંઝના છ કલાકને અમલે પોતાના દેહનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયા છે. તેના સમાચાર સાંભળી અમોને અતિ ખેદ અને ભારે દિલગીરી પેદા થઈ છે.

આજમ ગવરીશંકર જેમણે હિંદુ ધર્મ શાસ્ત્રની વિધિ પ્રમાણે પોતાના બ્રાહ્મણ દેહનુ સાર્થક અને પરમ કલ્યાણ થવાનું સાધન જે સન્યસ્ત સંવત ૧૯૪૨ ની શાલમા ધારણ કર્યું હતું.

તેઓએ સંવત ૧૯૩૫ ની શાલમા જ્યારે અમારા રાજ્યના મુખ્ય પ્રધાનના હોદ્દાનુ કામ છોડયું ત્યારે તે વખતે તેમની રાજ્યસેવા તથા પ્રમાણીક પણા વિગેરેની અમોએ ઘટતી પીછાન તથા જાહેર રીતે સ્તુતિ કરી હતી. તે અમારી રૈયતના સઘળા લોકોના દિલમા હજી તાજી હશે.

આ દુ:ખદાયક બનાવના કારણથી અમારા નામિચા દિવાન તરફના માન દાખલ અમો એવો હુકમ કરીએ છીએ કે દરબારી સર્વે કામકાજ તમામ ઓફિસો તથા કોર્ટોમા આજ રોજ બંધ રાખવું. તથા આજ રોજ પીલગાર્ડનમા બેન્ડ પણ બજાવવું બંધ રાખવું.

સંવત ૧૯૪૮ ના માગશર શુદી ૧ ને બુધવાર તા૦ ૨ ડીસેમ્બર ૧૮૯૧

તખ્તસિંહજી.

મહારાજા સંસ્થાન ભાવનગર

એજ વર્ષમા નામદાર મહારાણી સરકારના કુટુંબ ઉપર એક ભારે શોક અને અત્યંત દુ:ખ દાયક બનાવ ગુજર્યો હતો. જેની ખાતર નામદાર મહારાજા સાહેબે નિચે મુજબ જાહેરનામુ પ્રગટ કર્યું હતું.

"જાહેરનામું."

હીઝરાયલ હાઈનેસ પ્રીન્સ આલબર્ટ વીકટર ક્રીશ્ચીયન એડવર્ડ, હીઝરાયલ હાઈનેસ ધી પ્રીન્સ ઓફ વેલ્સના વડા શાહજાદા ડયુક ઓફ કલારેન્સ એન્ડ આવનડેલ, કે—જી;—કે—પી. ના અકાલ સ્વર્ગવાસી થવાના સંતાપજનક સમાચાર અમારી પ્રજાને જાહેર કરતાં અમોને અતિશય ખેદ થાય છે.

મરહુમ શાહજાદા સાહેબનું અત્રે પધારવું થયેલું તે વખતની તેમની ખુદની ઓળ-

ખાણુ અમારે થયેલી હતી; જેથી કે આ દુઃખદાયક બનાવથી જેમ અમોને ભારે સંતાપ તથા ગમગીની પેદા થઇ છે તેમજ મોસુફ શાહજાદા સાહેબનું અત્રે પધારવું થયાની તાજી યાદગીરીને લીધે અમારી પ્રજાને પણ ભારે દીલગીરી થયા વીના રહેશે નહીં. અને સર્વોપરી સત્તા વાળા નામદાર મહારાણી કૈયસરેહીંદ સાહેબનું બાદશાહી કુટુંબ જે ભારે શોકમાં આવી પડયું છે તેમાં અમારી સાથે અમારી પ્રજા પણ અંતઃકરણથી સામેલ થશે.

માટે મરનાર ડયુક ઓફ કલારેન્સ એન્ડ આવનડેલના દુઃખદાયક મરણની નોંધ લેતાં અમો એવું ફરમાવીએ છીએ કે, તેઓ તરફના માન દાખલ આજ રોજે તથા આવતી કાલે એ રીતે બે દીવસ સુધી વાવટા કાઠી ઉપર વાવટો અર્ધી કાઠીએ ચઢાવવો અને સઘળા દરબારી અમલદારોએ તથા અમારી પ્રજાએ એક મહીના સુધી શોક પાળવો. તથા આજનો દીવસ અને આવતી કાલે સઘળી દરબારી ઓફીસો તથા કોર્ટો બંધ રાખવી અને દરબારી તોપખાનેથી તોપોના બહાર ૨૮ એક મીનીટે એક એક બહાર એ રીતે સવારમાં કરવા.

આ સંસ્થાનના મ્હાલોમાં તથા પરગણાઓમાં પણ જે દીવસે આ દરબારી ગેઝીટ પહોંચે તે દીવસે ઉપર પ્રમાણે ઓફીસો તથા કોર્ટો બંધ રાખવાનો અને શોક પાળવાનો અમલ કરવો. સંવત ૧૯૪૯ ના પોશ વદ ૧ શુકરવાર તા૦ ૧૫ જાનેવારી ૧૮૯૨.

તખ્તસિંહજી.

મહારાજા સંસ્થાન ભાવનગર.

ઉપર પ્રમાણે નામદાર સ્વર્ગવાસી મહારાજા સાહેબે લૌકીક કાર્યોમા પણ સારી સમજ અને ડાહપણ ખરચ્યું છે. તેઓ નામદારે ટુંક આયુષ્યમા નહીં બની શકે તેવા આશ્ચર્યકારક પુષ્કળ કાર્યો જનસમુદાયને અતી પ્રીય અને સુખદાયક કરી ઓગણચાળીશં વર્ષની ભર યુવાવસ્થામા ચાલતા વર્ષની તા૦ ૨૯ જાનેવારી સન ૧૮૯૬ સંવત ૧૯૫૨ ના મહા શુદ ચૌદશ અને બુધવારના રોજ આફાની દુનીયાનો ત્યાગ કરી પોતાના પવીત્ર આત્માનો ક્ષણભંગુર દેહ સાથેનો સંબંધ દુર કરી સ્વર્ગવાસી થયા છે. તેમના ક વખતના સ્વર્ગવાસથી ભાવનગર શહેરમા ચોબાજુ શોકનો સમુદ્ર મર્યાદા રહીત બની ફેલાયો. આજે ભાવનગર સંસ્થાનની બ્હોળી પ્રજાએ પોતાનું ખરેખરૂં અને અમુલ્ય એવું પારસમણિરત્ન ગુમાવ્યું. આજે ભાવનગર સંસ્થાનનો પ્રચંડ પ્રતાપી અને સુખકારક સુર્ય અસ્ત પામ્યો. આજે સકોમળ કિરણોનું શિતળ, સુખકર અને ઉત્તમોત્તમ શિરછત્ર લોપ થયું. આજે લાખો પ્રજાના અત્યંત વ્હાલા અને સર્વોત્તમ સુખદાતા તેમજ દરએક પ્રકારે પ્રસંશનિય એવા પાલક પિતાયે સ્વર્ગ પ્રયાણ કીધું. બહુલહુ પ્રકારના આશ્રીતોના અંતઃકરણની ઉચ્ચ વાંછનાઓ ભસ્મ વૃત્ત થઇ. આજે સંખ્યાબંધ ગરિબોનો આધાર સ્થંભ વિશ્વરણના વંટોળોમાં કાળચક્રની ગહનગતિને સ્વાધિન થઇ ભાંગી પડયો. આજે પ્રજા પ્રતિપાલ દુઃખભંજન નૃપતીની પવિત્ર પ્રતિમા દુર થઇ. આજે દેશવિદેશ અને દુનિયા ઉપરના દરએક ફંડો અને યાચક મનુષ્યોના કર્ણરાય પુનઃ મોક્ષને પામ્યા. આજે ઇન્સાફનો ધર્મરાય શત્રુનો અરજુન અને સાધનોનો સુખકાર સિંધુ ક્ષણ માત્રમાં સુકાયો. આજે આર્યાવર્ત્તનો ઉત્તમોત્તમં મુસાફર અને ઇંગ્લાંડનો પ્રસિદ્ધ પ્રવાસી મોક્ષમંદિરપર મોહ પામી સ્વર્ગની સપાટી તરફ ચાલ્યો. આજે વિદ્યાદેવીના ચુસ્ત ભકતે સ્વાત્માની શુદ્ધિને અર્થે મોક્ષસ્થાનમાં વિરામ પામવાનું પસંદ કર્યું. આજે લક્ષ્મી સરસ્વતિ અને ઉદારતાની ત્રિપુટીનું ઐકયસ્થાન જનસમુદાયની દ્રષ્ટીમાં ભૂતકાળની સંજ્ઞાને પામ્યું. ગંગાજળ ગોહિલ વંશનો પરમ પ્રિય કુળદિપક અહરમણિ આયુષ્ય રહિત થઇ અસ્તગત થયો. નામદાર મરહુમ મહારાજા

સાહેબના અચાનક સ્વર્ગવાસથી કારિ જખમની સજ્જડ ચેહના ભાવનગર સંસ્થાનની સઘળી પ્રજા તેમજ બીજા સંખ્યાબંધ સગાંસંબંધીઓ તેમજ સમાગમી અને ભિન્ન ભિન્ન રાજ્યવંશીઓ તથા બ્રીટિશ અધિકારીઓ અને નામિચા સદ્‌ગૃહસ્થો વિગેરે ઉત્તમોત્તમ પ્રકારના સ્નેહના કારણથી અનુભવવા લાગ્યા. પ્રજાનો કિલકીલાટ અને પશુ પક્ષિ જીવજંતુ વૃક્ષાદિ શોકમય બન્યા. નામદાર મરહુમના પ્રેતવહનની ક્રિયામાં સંખ્યાબંધ ઇંગ્રેજો, મ્હોમ્હેડન, પારસી અને હિંદુઓ મળી ગામ પરગામ વિગેરેના થઈ લાખો માણસો સામેલ થયા હતા. ધર્મજ્ઞ મહારાજા સાહેબના ભવિષ્યના શોકાગ્ર સમાચાર વિજળીની મદદથી દેશવિદેશ ચોબાજુ ફેલાયા. જેમના મરણથી કાઠિયાવાડ એજન્સી ગેઝીટના વધારા મારફતે બેહદ શોક પ્રદર્શીત કરવામાં આવ્યો. તેમજ એજન્સિની ઓફિસો તેમના શોકની ખાતર અમુક દિવસ બંધ રાખવાનો ઠરાવ જાહેર કરવામાં આવ્યો. ગોંડળ દરબાર તરફથી પણ તેવીજ રીતે એક હુકમ બહાર પાડવામાં આવ્યો. વઢવાંણ, વાંકાનેર, પોરબંદર, વળા, પાલીતાણા ઇત્યાદિ સ્ટેટોમાં શોક પાળવામાં આવ્યો. જેથી કરી હજારો ગામોમાં હડતાળો પડી. મુંબઇમાં પણ કેટલાએક બજારો બંધ રાખવામાં આવ્યા. સંખ્યાબંધ તારોના ચોડાને ચોડા નામદાર મરહુમના કવખતના સ્વર્ગવાસથી મુંબઈના મહત્ત ગ્રહસ્થો તરફથી બ્રિટીશ અધિકારીઓ તરફથી અને જુદા જુદા રાજ્યવંશીઓ તરફથી આવવા લાગ્યા. નામદાર મહારાણી સરકાર અને ઈંગ્લાંડમા વાસ કરતા બીજા અનેક સંભાવિત ઇંગ્રેજો તરફથી પણ આવ્યા. આવા તારો જેમ જેમ શોક કરવા લાયક સમાચાર ફેલાતા ગયા તેમ તેમ મ્હોટી સંખ્યામાં સેંકડોબંધી તારોના જથ્થા ભેગા થવા લાગ્યા. આ ઉપરથી નામદાર મરહુમના સ્વર્ગવાસથી ભુમંડળ સર્વત્રમાં અતિષય શોક ફેલાયો છે તેવું માનવાનું અનુમાન કરવાને બસ હતું. ભાવનગર સંસ્થાનની રડારોળને માટે તો કહેવુંજ શું? નામદાર મરહુમનો સ્વર્ગવાસ થયાથી તેમના વિયોગે બેહદ દિલગીર થઇ જુવાંન મહારાજા સાહેબ ભાવસિંહજીએ અત્યંત શોકાતુર થઈ બાહાર પાડેલો હુકમ નિચે પ્રમાણે:—

## જાહેર ખબર

લખવાને અત્યંત દીલગીરી પેદા થાયછે કે, અમારા માનવંતા પીતા મહારાજા સાહેબ સર તખ્તસીંહજી, ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એક્ઝોલટેડ ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીયા; એલ. ડી., મહારાજા સંસ્થાન ભાવનગર, એઓ માત્ર બે દીવસનો મંદવાડ ભોગવી આજરોજ બપોરના બાર કલાક અને પંદર મિનીટે તેમની ઓગણુચાલીશ વર્ષની વયે આ દુનિયાનો ત્યાગ કરી કૈલાસવાસી થયાછે.

આ અત્યંત દુઃખદાયક અને શોકભરેલા માઠા બનાવથી લોકોમાં અત્યંત દીલગીરી પેદા થઈછે. આ રાજયની તમામ ખાતાંઓની ઑફીસો સાત દિવસો સુધી બંધ રાખવી, અને અમારી પ્રજાએ માસ ત્રણસુધી શોક પાળવો, તથા શેહેર ભાવનગરમાં દરરોજ બપોર વખતે તોપનો બહાર કરવામાં આવેછે તે તથા પીલ ગાર્ડનમાં બેન્ડ વાજું અઠવાડિયામાં બે દિવસે બજાવવામાં આવેછે તે બંને તેટલીજ મુદત સુધી બંધ રાખવું; અને મોતીબાગ મેહેલની વાવટા કાઠીએ વાવટો બીજો હુકમ થવાં સુધી અરધી કાઠીએ ચડાવેલો રાખવો.

સંવત ૧૯૫૨ ના માહા શુદ ૧૪બુધવાર, તારીખ ૨૯ જાન્યુઆરી ૧૮૯૬.

ભાવસીંહજી,
મહારાજા સંસ્થાન ભાવનગર.

મજકુર શોક કરવા લાયક બનાવથી દિલગીર થઇ જુદા જુદા નૃપતિઓ વઢવાંણ, પોરબંદર, પાલીતાણા વિગેરેના અને બીજા ઘણાએક રાજ્યોના પ્રતિનિધિઓ નવા મહારાજાને અને નામદાર મરહુમના કુટુંબને દિલાસો આપવા આવ્યા હતા. મુંબઈમાં નામદારશ્રીના દુઃખજનક સમાચાર ફેલાતા એક શોકમય મિળાવડો દેશાઇ હરિપ્રસાદ સંતોષરામની દુકાંનના વિશાળ હોલમાં મળ્યો હતો. તેમજ તેવોજ એક મિળાવડો મનોરદાસ હરખચંદના પ્રમુખપણા નીચે નડિયાદમાં પણ મળ્યો હતો. આવા શોકમય મિળાવડાઓ સંખ્યાબંધ ગામોમાં મળ્યા હતા. ભાવનગર નાગર જીમખાંના કલબ અને મહાજનો તરફથી આવી શોકકારક સભાઓ મળી હતી ભાવનગરમાં એક શોકજનક મિલાવડો જશોનાથ મહાદેવના દેવાલયના વિશાળ ચોગાંનમા મહાજનો તરફથી બોલાવામાં આવ્યો હતો. જે પ્રસંગે દિવાન સાહેબ મી૦ વિઠ્ઠલદાસ પ્રમુખસ્થાને બીરાજ્યા હતા જેમણે શરૂઆતમાં નિચે મુજબ ભાષણ આપ્યું હતું.

**સદ્‌ગૃહસ્થો,**

આ પ્રસંગે આ સભાના અધ્યક્ષ તરીકે મને પસંદ કરીને જે માન આપ્યું છે તે બાબત ઊપકાર માનું છું. ગૃહસ્થો આપ જાણો છો કે જ્યારે માણસનું અંતઃકરણ શોકાતુર હોય છે. ત્યારે સ્વભાવીક રીતે વધારે બોલી શકાતું નથી, અને તે કારણથી કદાચીત આ પ્રસંગે જેટલું માહારે બોલવું જોઇએ તેટલું બોલી નહીં શકાય એમ મને લાગે છે.

આપણી ઉપર હાલ જે મોટી આફત આવી પડી છે, અને જે કારણસર આપણે આંહી એકઠા થયા છઇએ તે વિષે નગરશેઠે આ સભા બોલાવવાની નોટીસ વાંચી સંભળાવી છે તે વિષેની લાગણી આપણા સર્વના અંતઃકરણમાં તાજીજ છે. નેક નામદાર મરહુમ મહારાજા સાહેબના શોકજનક મૃત્યુ થયા પછી તુરત આ સ્વસ્થાનના જુદા જુદા ભાગમાંથી ડેપ્યુટેશનો ક્રુર મૃત્યુએ જે સખત ઘા કર્યો છે જેથી તેઓ નામદારની સઘળી પ્રજાને અત્યંત દીલગીરી થઇ છે તે નામદાર મહારાજા ભાવસીંહજીની હજુરમાં જણાવવા આવ્યાં હતાં, અને આજે પણ પ્રગણાના લોકોએ પોતાના તરફથી આ સભામાં ભાગ લેવા પોતાનાં મુખ્ય માણસો મોકલાવેલાં છે, અને તેમાં તેઓ હાજર રહી શકે તે હેતુથી સભા બોલાવવાનું મુલતવી રાખવું પડયું હતું. સદ્‌ગૃહસ્થો, મરહુમ નામદાર મહારાજા સાહેબ આપણે સઘળાને ખરી રીતે માબાપ તુલ્ય પુજ્ય હતા. આપણા ઊપર એકદમ જે દુઃખ આવી પડયું છે તેમાં આ સંસ્થાનના તેમજ બહારના લોકો તરફથી જે ભાગ લેવામાં આવ્યો છે તે કાંઇ આપણને થોડો દીલાસો નથી. આ પ્રસંગે દરેક જગ્યાએથી દીલગીરીના તારો તથા કાગળો આવ્યા છે તેથી મરહુમ માનવંતા મહારાજા સાહેબને વાસ્તે સર્વ જગ્યાએ કેટલી પ્રીતી તથા માન હતું, તેમજ તેઓ નામદારના કવખતના મૃત્યુથી કેટલા શોકની લાગણી થઇ છે તે જણાઇ આવે છે. તેઓ નામદારના સ્વર્ગવાસ થવાથી આ સંસ્થાન તથા તેની તમામ પ્રજાએ ઉમદા દીલના, ઉદાર, અને માયાળુ રાજા ખોયા છે. અને સર્વનું ભલું કરવાની પોતાની પ્રકૃતિથી તથા ઉદારતાથી, તેમજ ન્યાય આપવાની તેમની વૃત્તિથી, અને ગરીબ તથા નિરાશ્રિતને વખતો વખત મદદ આપવાથી તેમણે જે પ્રીતી અને માન મેળવેલું હતું. તેવા એક મહારાજાના જવાથી આ સ્ટેટની પ્રજાને, અને પ્રાંતને તેમજ સામાન્યરીતે દુનીયાને ખોટ પડી છે. આપણા ઉપર તેઓ નામદારે જેટલા વખત સુધી રાજ્ય કર્યું તે દરમીયાન ઘણા કરો તથા લેવાણ કમી કર્યાં અથવા કાઢી નાંખ્યાં, અને બીજી રીતે પ્રજા ઉપરનો બોજો ઓછો કર્યો છે. સુમારે પંદર વર્ષ અગાઉ લોકો પાસેથી

વેઠ, એટલે વગર પૈસે કામ કરાવવાનો રીવાજ તેઓ નામદારે બંધ કરી હિંદુસ્તાનના દેશી રાજ્ય માટે એક ઉત્તમ દાખલો બેસાડયો છે. પોતાની પ્રજાને સુખી અને સંતોષી જોઇને તેમને જે આનંદ મળતો તેવો બીજી કોઇ બાબતથી મળતો નહીં હતો. કાઠિયાવાડમાં પહેલી રેલ્વે કરવાનું, તેમજ ભાવનગરને હીંદુસ્થાનના દેશી રાજ્યોમાં સહુથી સારા રાજ્ય કારોબાર વાળું, તેમજ નમુનો લેવા લાયક રાજ્ય બનાવવાનું માન પણ તેઓ નામદારને છે, તેમની નિરંતરની ઉદારતાથી ઘણાં જાહેરાત તથા ઉપયોગી કાર્યોને મદદ, માત્ર આ રાજ્ય તથા પ્રાંતમાંજ નહીં, પણ હિંદુસ્તાન અને બીજા દેશોમાં પણ મળેલી છે, અને હજારો ગરીબ માણસોને ભુખમરામાંથી તેમણે બચાવ્યા છે, તેમના ઉદારતા વાળા, ઉમદા કાર્યો, તેમના અતિશે ધર્મનાં કામો, તેમનું માયાળુ અંતઃકરણ તથા લોકો ઉપરની દયા અને મમતા, પોતાના કરતાં પ્રથમ દરજ્જે પ્રજાની જરૂરીયાતો ઉપર લક્ષ આપવાનો તેમનો નિશ્ચય, તેમની અપુર્વ ન્યાયવૃત્તિ, તેઓએ આ રાજ્યમાં દાખલ કરેલા જુદા જુદા સુધારાઓ અને શેહેરને શોભા આપે તેવાં તેઓ નામદારે બંધાવેલાં ઉમદા જાહેર બાંધ કામો, એ વિગેરે સઘળાં કૃત્યોથી તેઓ નામદાર શ્રી પોતાની અમરકીર્તી કાયમને વાસ્તે મુકી ગયા છે, અને હવે પછીના જમાના વાળાઓ પણ તે ઉમદા કૃત્યો વિષે ઉપકાર સાથે યાદ રાખશે. આવા ઉદાર અને યશસ્વી રાજાની યાદગીરી યોગ્ય પ્રકારે કાયમ રાખવાની ઇચ્છાથી તેમની આભારી પ્રજા તેમના પવિત્ર માનની ખાતર જે કરશે તે ઓછુંજ છે. આપ સાહેબોનો જાસ્તી વખત નહિં રોકતાં મી. પ્રોકટર-સીમ્સ સાહેબને પેહેલી દરખાસ્ત આપની પાસે રજુ કરવાની વિનંતી કરૂં છું. જે પછી મી. સીમ્સ સાહેબ તરફથી મી. લલ્લુભાઇ શામળદાસે નિચે પ્રમાણે ભાષણ વાંચિ સંભળાવ્યું હતું.

ગ્રહસ્થો,

નીચેની દરખાસ્ત આપની પાસે પસંદ કરવાનું કામ મને સોંપાયેલું છેઃ—

કે આ સંસ્થાનના મરહુમ રાજ્યકર્તા નામદાર મહારાજા સર વખ્તસિંહજીના સ્વર્ગવાસથી જે મોટી ખોટ સંસ્થાનને, તેની પ્રજાને, તેના વ્યાપારીઓને અને મુલકને પડી છે, તે બતાવવા તથા તેની નોંધ લેવાને ભાવનગર સંસ્થાનની અંદરની દરેક જાત અને કોમની ખરી રીતે મળેલી છે, તેવી પ્રતિનિધિરૂપી આ સભા ઇચ્છા જણાવે છે; અને જેઓ સઘળાને આટલા બધા પ્રિય હતા તેમની યાદગીરી યોગ્ય અને છાજતી રીતે કાયમ કરવાના ઉપાયો યોજવાની પણ ઇચ્છા જણાવે છે.

ગૃહસ્થો, મને હદ ઉપરાંત સંતોષ ઉપજે છે કે, આ સભામાં "દરેક જાત અને કોમના" લોકોમાંથી આ ઠરાવ આપની પાસે પસંદ કરાવવાની દરખાસ્ત મુકવાનું માન મહને આપવામાં આવેલું છે. એ કામ માટે મહને પસંદ કરવાનું કારણ હું એમ માનું છું કે–આ સંસ્થાનમાં યુરોપિયનો છે તે પૈકી મરહુમ નામદાર મહારાજા સાથે મારે લાંબા વખતથી ઓળખાણ હતી. અને વળી નામદાર મહારાજા સાહેબ, તેમની જીંદગી, અને કામોની મહને અતલગની વાકેફગારી હતી. ગમે તેવું પણ સદરહુ જ્ઞાન એજ ફક્ત મહારી યોગ્યતા છે, અને તે ખરી રીતે મહારાથી વપરાય કે નહીં, ને તેમાં કાંઈ ખામી રહેતી હોય તે દરગુજર કરવાનું આપની રેહેમીયત ઉપર રાખું છું. આ દરખાસ્ત હું ફકત ઘણાજ સામાન્ય રૂપમાં આપના ટેકા માટે મુકી શકીશ; છતાં તેમ કરતે મને લાગે છે કે, આવી દરખાસ્ત સર્વાનુમતે હોંશથી પસાર કરાવવામાં ફકત એક સાદા ધ્યાનનીજ જરૂર છે. અતિશયોક્તિની કાંઇ જરૂર નથી.

કારણ આપણાં દીલ એટલાં ભરાઇ આવેલાંછે કે—મ્હારા તરફની કાંઇ પણ અપૂર્ણતા આ દર ખાસ્તને અંતઃકરણથી સ્વીકારી લેવામાં આડે આવશે નહીં, એમ મારી ખાત્રી છે.

આપણે સર્વે જાણીએ છીએ અને વારંવાર કહીએ છીએ કે, જીંદગીમાં મૃત્યુ એજ ફક્ત નિશ્ચિત વાત છે. નિયંતાના કાળચક્ર પ્રમાણે તે રાજા તથા રંકને એક સરખી રીતે આવે છે; પરંતુ જેણે તેનો દરવાજો પસાર કરેલો છે તેને જેમ તે બે પ્રકાશીત દિવસો વચ્ચેના એક ઘેરા રંગના સાયંકાળ સમાન છે, તેમ જેઓ પાછળ રહેલા છે તેમને તે શોકજનક છે, અને બીજે વખતે તીવ્ર શોકજનક થાય છે, કે જે વખતે આપણે દીલાસો પામી શકતા નથી. તેવીજ સ્થિતિમાં જે શોક જાહેર રીતે પ્રદર્શીત કરવા આજે એકઠા મળેલા છીએ તેમાં હું જાણું છું કે, આપણે પણ છીએ. આ બનાવથી સર્વેને ઓચિંતો, અને ભારે ધક્કો લાગ્યો છે, અને આપણામાંથી ઘણાંને તો હજુ તે વાત સાચી ભાસતી નથી. આપણમાંથી દરેક જણ એક માયાળુ અને દીલસોજી વાળા મિત્ર કે જેનું નામ સદાને માટે પુજાશે, તેનો શોક કરીએ છીએ. આ અકાળીક સ્વર્ગવાસથી રાજ્યને, તેની પ્રજાને, તેના વ્યાપારીઓને, અને મુલકને જે ખોટ પડેલી છે, તેને વિશે હવે મ્હારે બોલવાનું છે, ગૃહસ્થો, મરહુમ મહારાજા સાહેબે હમેશાં રાજ્યની સ્વતંત્રતાતથાહકો જાળવીરાખ્યાહતા, અને તેમ કરવામાં ઉત્તમ અને જે સંભવિત રીતે ફક્ત એકજ સમર્થ માર્ગ છે, તેમ રાજ્યની નેકી વાળા રસ્તે એકલા પડી ચલાવવાની શકતીઓ બતાવી આપી કર્યું હતું. કેટલાએકના મનમાં રાજ્ય કરવાનો હવસ હોય છે, તેવી અસ્વસ્થ વાત મરહુમ મહારાજાના અંતઃકરણમાં કદી વસેલીજ નહોતી. કોઈ કોઇ વખતે પોતાની રાજ્ય ચલાવવાની સત્તાથી પોતે કંટાળો પામેલા; પરંતુ પોતાની ચાર લાખ પ્રજાના રાજ્ય કર્તા તરીકેની પોતાની સ્થિતિ સ્વીકારી તમામ વખતે વિવેક પૂર્વક પણ દૃઢતાથી, ઉત્કંઠાથી, માયાળુપણાથી અને હીંમતથી તમામ કાર્યો કરવા માટે તે પ્રખ્યાતિ પામેલ છે, અને એ પ્રમાણે કરેલાંને લીધે—આપણા સર્વેના મન પુરતી રીતે સાક્ષી પુરે છે કે—વિદ્યા, હુન્નર, અને વ્યાપારની વૃદ્ધિ થએલી છે. નરમાશના ગુણોથી તેઓની મહાન પુરૂષ તરીકે ગણના થએલી છે. નકામી બારીકીમાં ફાંફાં મારે તેવી કદી તેઓની વૃતિ નહીં હતી. તેઓ "ગઈ કાલના કરતાં આજે કાંઇ વધારે જાણવા પામ્યા છે તેમ કહેવામાં કદી શરમાતા નહીં" અને કોઇના હકની બાબતમાં પોતાના મનોવિકારને કદી આડે આવવા દેતા નહીં. અઢાર વર્ષ તેઓ નામદારે રાજ્ય કર્યું તેમાં પોતાની રૈયતની હાજતો તરફ સાવચેતીથી લક્ષ આપવાથી, જવાબદારીની વધારે સારી વ્યવસ્થા કરવાથી મેહેસુલ સંબંધી, નાણાં સબંધી અને ન્યાય ખાતાના આ રાજ્ય માટેના કાયદાનો સંગ્રહ કરાવવાથી, કેળવણીનો વિસ્તાર વધારવાથી, દવાખાના અને હોસ્પીટલો સ્થાપવાથી, અને જાહેર બાંધકામો પાછળ એકંદર સવાબે કરોડ રૂપૈયા, જે પૈકી લગભગ એક કરોડ અને સાડત્રીશ લાખ રૂપૈયા નવા કામો અને યોજના પાછળ ખર્ચ કરેલા છે, તેથી રાજ્ય આવી વધારે સારી સ્થિતિએ પહોંચ્યું છે. દુષ્કાળ, આગ અને રેલના વખતમાં—આપ જાણો છો કે આપણે ત્રણેનો અનુભવ કરેલો, તેમાં તેઓ તત્પરતાથી પુરતો નિભાવ કરવા માટે તૈયાર જોવામાં આવતા અને આપણ સર્વે જાણીએ છીએ કે તત્પરતાથી મદદ આપવાથી શું ફાયદા થાય છે—તેમ મ્હારા દેશી મિત્રો જાણે છે કે, મરહુમ નામદાર મહારાજા સાહેબની આજ્ઞાથી એવા ઉપાયો કામે લગાડેલા તેથી શું ફાયદા થયેલા છે. આ રાજ્યના વ્યાપારીઓ તેઓ શ્રીના રાજ્યમાં વાંધા ભરેલાં લેવાણો કાહાડી નાખવાથી, અને બીજા લેવાણોમાં સુધારો કરવાથી, તેમજ એકસો વીશ માઇલની રેલવે, અને બીજા સો માઈલની સડક બંધાવવાથી, બંદરના સુધારા, અને

તેઓશ્રી ગાદીએ બિરાજ્યા તે વખતે સ્વપ્નું પણ નહીં આવેલું તેવી વ્યાપારની જણસો સસ્તી રીતે લાવવા લઇ જવાની સગવડતા કરી આપવાથી, વધારે સારી સ્થિતિમાં આવેલા છે. અને છેલ્લે તેમના રાજ્યથી મુલકની આબાદી, તેઓશ્રીની નિઃસ્વાર્થ બુદ્ધિના ઉમદા દાખલાથી, ભાયાતો તથા ગરાસીયા સાથે સ્નેહ ભાવથી વર્તવાથી, મુલકની સમાધાની જાળવવા માટે સાધનો વધારવામાં મ્હોટે ખર્ચે તેઓશ્રીએ મદદમાં ભાગ લીધો તેથી, બહારવટીયાઓ સામે અતિ દૃઢતાથી પગલાં ભરવાથી, ચોરી તથા લૂટફાટ બંધ પાડવા માટે અડગ રૂપ ધારણ કરવાથી, પોતાના સંસ્થાનની સિમાની બહાર પણ લોક હિતના કામમાં મદદગારી કરવાથી, મ્હોટામાં મ્હોટા સાર્વજનીક સુખમાં પોતાના સ્થાનિક હિતને ભેળવી દેવાની ખુશીથી, અને બ્રિટીશ પાયતખ્ત સાથે વફાદારીની ઘાડી લાગણી થયેલી છે. સુમારે એક વર્ષ ઉપર તેઓશ્રીનો રાજ્ય કારોબાર "પોતાની પ્રજાને સ્પષ્ટ રીતે લાભકારક અને નામદાર હિંદુસ્તાનની સરકારને સ્પષ્ટ રીતે પુષ્ટીકારક છે", એમ મુંબઇના નામદાર ગવરનર સાહેબે વિવેચન કર્યું હતું. શરૂઆતથી તેઓશ્રીનો વિચાર હતો તે અનુસાર મલિકામાયાજમા કૈસરે હિંદને જાતે અભિવંદન કરવા માટે ત્રણ વર્ષ ઉપર વિલાયત પ્રવાસ કર્યો હતો. અને તે પ્રવાસની સફળતા, અને નામદાર મહારાણીશ્રીએ તથા વિલાયતની રૈયતે તેઓશ્રીને દીધેલો આવકાર, કે જે માટે તેઓશ્રીની પ્રજા ઘણીજ વાસ્તવીક રીતે મગરૂર છે, તેના સમરણથી હમેશાં તેઓ નામદાર આનંદ માનતા. નામદાર મહારાણીજીના હસ્તાક્ષરનો પત્ર અને ન્હાની તસવીર મરહુમ નામદાર મહારાજા સાહેબ હિંદુસ્થાન પાછા ફર્યા બાદ આવેલાં હતાં તે, હું જાણું છું કે, તેઓશ્રી પોતાની પાસે એક મ્હોટામાં મ્હોટો ખજાનો છે એમ માનતા.

ગૃહસ્થો, મરહુમ મહારાજા સાહેબ સખાવત દીલના, અને દાતાર હાથવાળા હતા તે કાંઇ મ્હારા તરફથી આપને પહેલી વખત કહેવાનું નથી. તેમનુ દાન ધર્મ સાર્વજનીક હતું, ભલમનસાઇના ઉછાળા આવે તે વખતેજ કરીને અટકી રહેતા એમ નહોતું. પરંતુ નિરંતર એક સરખી રીતે તેઓ કર્યે જતા હતા. ગમે તે જાત કે કોમમાંથી મદદ કરવાની માગણી કરવામાં આવે તેમને માટે સદા તત્પર રહેતા. અને અગર જોકે તે પોતાના દેશ માટેજ આદર કરેલા છતાં ત્યાંહાંજ અટકેલ નહીં. ગરીબ ક્રિશ્ચીયનોના ઉદ્ધાર માટે નામદાર મહારાણીશ્રીના જન્મ દિવસે તેમજ ક્રિસ્ટમસને દિવસે જે સખાવત કરવામાં આવતી તેનો હું દાનાધ્યક્ષ હતો. ગરીબોને માટે તેઓશ્રી હમેશાં કાળજી ધરાવતા. ગૃહસ્થો, તેઓશ્રીની પરોણાગત તો લોક પ્રસિદ્ધ છે, અને તેઓશ્રીના મીલનસારી ગુણો એવા હતા કે તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં સર્વના માનીતા થયા હતા. નામદાર લોર્ડ હેરીસ સાહેબ અહીં પધારેલા તે વખતે તેઓશ્રીના આનંદી અને અંતઃકરણની પ્રીતિ વાળા ચ્હેરા વિશે બોલ્યા હતા, અને ખરે તેમજ હતું. તેઓ શું મ્હોટી કે સાધારણ પંક્તિના માણસોની સાથે એક સરખી રીતે હસમુખા ચ્હેરાથી વાત કરતા હતા. કારણ તેઓશ્રીનો સ્વભાવ ખરી રીતે શુદ્ધ અને નીખાલસ હતો.

ગૃહસ્થો, આપણા જાત ભાઇઓનો પ્યાર આ જીંદગીમાં ઉપયોગી અને જરૂરનો ગણવામાં આવે છે. અને તેને સર્વ કોઇ કીંમતી ગણે છે. પરોપકાર બુદ્ધિની કદર મરહુમ નામદાર મહારાજા સાહેબમાં ઘણી ઉગ્ર હતી. અને આપણુ સર્વે જાણીએ છીએ કે તેઓ નામદારની હયાતીમાં પ્રેમયુકત માન પ્રતિષ્ટા તેઓશ્રીએ પુષ્કળ રીતે પ્રાપ્ત કરેલાં હતાં. તેઓશ્રી વિશે નામદાર સરકારે તથા ગવરનર સાહેબોએ તેમજ તેમના મિત્ર મંડળ અને જાહેર વસ્તીએ શું શું કહેલું છે તે જો જણાવવા માગું તો આપ સાંભળી થાકી જશો; પણ ટુંકામાં એટલુંજ

કહું છું કે સર્વે તરફથી માન પામી તેઓએ સ્વર્ગવાસ કર્યો છે. અને તેઓશ્રીની યાદગીરી તેમની પ્રજામાં ચીર સ્થાયી રહેવાની છે, એટલું છતા મને ખાત્રી છે કે દયાળુ, ઉદાર અને હેતાળુ દીલના મહારાજા તખ્તસિંહજી પ્રત્યે આપણી મમતા ભરેલી યાદગીરીને છાજતી રીતે કાયમ રાખવાનું આપણું ઋણ અદા કરવાની આપણી નમ્ર ઇચ્છા છે.

જે પછી વૈદક ખાતાના ઉપરી અધિકારી સાહેબ મી. બરજોરજી બહેરામજીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું.

## મીસ્તર ચેરમેન અને ગ્રહસ્થો,

મોહારા હાથમાં જે દરખાસ્ત સોંપવામાં આવી છે તે રજુ કરતાં જણાવવાની રજા લઉં છઉં કેઃ—

નામદાર મહારાજા તખ્તસિંહજી, જેમના દુઃખદાયક મરણ વિશે આપણ સઘળા આટલા દિવસ થયાં અત્યંત વિલાપ કરીએ છીએ, તેમના ઉમદા ગુણો અને કીરતીવંત કામો વિશે મીસ્તર ચેરમેન સાહેબ તથા મીસ્તર સીમ્સ સાહેબે જે વાસ્તવીક વિચારો કહી બતાવ્યા છે તેથી વધારે વખત નહીં રોકતાં થોડાક શબ્દો કહેવા હું ચાહું છું.

મરહુમ મહારાજા સાહેબની કીર્તી તમામ જગમાં પ્રસિદ્ધ છે. જેમ સૂર્યનાં કીરણો કાંઈ પણ તફાવત રાખ્યા વિના દરેક જગ્યાને એક સરખી રીતે પોતાના પ્રકાશનો લાભ આપે છે તેવીજ રીતે મહારાજા તખ્તસિંહજીનાં ઉદાર દિલનાં ઉમદા કામો, જેથી જાત અને જ્ઞાતિનો તફાવત રાખ્યા વિના, સર્વને લાભ મળેલો તે દેશ પ્રદેશમાં પ્રસિદ્ધિ પામેલાં છે. તેનું બ્યાન વાસ્તવિક રીતે તવારીખ લખનાર અથવા કવિથી થઇ શકે તેવું છે. તેમના ઉમદા ગુણો યાદ કરતાં ગરીબ દરદીયો માટે તેમની દયાળુ લાગણી કેવી તીક્ષણ હતી તે વિશે મોહારી જાતી માહીતી ઉપરથી બે શબ્દો કહેવા મને દુરસ્ત લાગે છે. હરેક કોમના ગરીબ ગુરબાઓનું સંકટ ટાળવું એ તેમની હમેશાંની ખાહેશ હતી, અને દરદીઓના દુઃખનું નિવારણ કરવું એ તેમની સદાની કાળજી હતી. સુમારે સત્તર વર્ષ ઉપર પોતાને રહેવા લાયક ખાસ મકાન બનાવવાનો વિચાર થયેલો હતો તે વખતે હોસ્પીટલ બાંધવાની વાત પણ ચાલેલી હતી. આ બેમાંથી કયું કામ પહેલાં કરવું તે વિશે સવાલ નિકળતાં પોતે ખુશીની સાથે પોતાની સગવડતા અને સુખનો વિચાર છોડી દઇ રોગથી પીડાતા ગરીબ દરદીયોનાં દર્દનું નિવારણ કરી તેમને સુખ આપવાની સગવડતા કરી આપવા માટે હોસ્પીટલ બાંધવાનો વિચાર વધારે પસંદ કર્યો. અને તે મકાન સારૂ સુશોભિત તથા દરદીયોની સગવડતા સાથે સારી રીતે માવજત રહી શકે તેવી તમામ સોઇવાળું ઉપયોગી બનાવતાં ખર્ચની કસર નહીં રાખવા પોતાની ખાસ ઇચ્છા ઘટતે ઠેકાણે જણાવી હતી. એ હોસ્પીટલનું સુંદર અને સોઇદાર મકાન આજે તેમના કીર્તીવંત કામોની યાદગીરીના કાયમના સ્મર્ણ સ્થંભ દાખલ ઉભેલું છે.

દરસાલ પોતાના જન્મદિવસના પ્રસંગ નિમીત્યે માહાલોમાં નવા દવાખાનાં ઉઘાડવા કેટલી હોંશ અને ઉદારતા તેઓ નામદાર બતાવતા હતા, તે સર્વને જાણીતું છે. પોતાના મુલક બાહારના પાસેના પરાયા મુલકમાં વખતે તાવની બીમારી જ્યારે ઘણી જોરમાં ફાટી નિકળતી અને તેમાં તેમાં કવીનાઇન જેવી કીંમતી પણ ઉપયોગી દવાની જરૂર જણાતી તો તે વખતે તે પુરી પાડવાને તુરત મને હુકમ થતો હતો.

હોસ્પીટલ તથા દવાખાનાંઓ બનાવવાની ઉદારતા ઉપરાંત પોતાના ખાનગી ખીસા-

માંથી મોહોટી રકમો પોતાના દરેક જન્મદિવસના અને બીજા પ્રસંગો ઉપર મારા તરફ મોકલાવવામાં આવતી હતી—જેથી કે દરદીયો માટે કાયમનું એક "એન્ડાઊમેન્ટ ફંડ" થયું હતું, અને એ ફંડમાંથી ગરીબ દરદીયો સારા થઇને પોતાને વતન જાય ત્યારે પણ તેમને વસ્ત્ર તથા તુરતના ગુજરાન માટે પૈસા અને મુસાફરીનો ખરચ વિગેરે જરૂરી મદદ આપવામાં આવતી હતી; એ રીતે તમામ કોમના લાચાર દરદીયોને લાભ મળતો હતો.

એવા દયાળુ દીલના મહારાજાની યાદગીરી રાખવા માટે આપણે આજે આંહીં ભેળા થયા છીએ તેમાં આપણી અહના ફરજ બજાવવાની છે, માટે હું દરખાસ્ત કરવાની રજા લઉં છું કેઃ—જે ઠરાવ હાલ પસાર કરેલો છે તેનો હેતુ બરાબર અમલમાં લાવવા માટે એક કમેટી તુરતજ નિમવી, જેમાં મેસર્સ વીઠલદાસ શામળદાસ, આર. પ્રોક્ટર-સીમ્સ, જે. જે. ગજદર, લેફટેનન્ટ-કર્નલ ટી. હેરીસ, મી. ડબલ્યુ. એચ. વ્હાઇટ, ડાક્તર બરજોરજી બેરામજી. રાઓળશ્રી હરીસીંહજી, રાઓળશ્રી જેઠીભાઇ, મેસર્સ જે. ક્રીનીબરો સી. એસ. સ્પેલડીંગ, રતીલાલ માણેકલાલ, ઘેલાભાઇ જગજીવનદાસ, લલુભાઇ શામળદાસ, હરીલાલ સવાઇલાલ, જે. એન. ઉનવાલા, ટી. બી. શેઠના, ભુપતરાય વીઠલદાસ, હરીસીંગ જેસાભાઇ, વજેશંકર ગવરીશંકર, શંકરપ્રસાદ હરીપ્રસાદ દેશાઇ, ભગવાનદાસ ભવાનભાઇ, પ્રભાશંકર વેણીસંકર, દીનશા બમનજી, ગીરજાશંકર વજેશંકર, રઘુભાઇ ડાયાભાઇ, ઇશ્વરદાસ રામદાસ, મોતીલાલ નાનાભાઇ, દ્વારકાદાસ ત્રીભોવનદાસ, સવાઇલાલ ગીરજાશંકર, ઓચરલાલ કરશનજી, દામોદરદાસ હીરાચંદ, પરભુદાસ મોતીચંદ વકીલ, ગીરધર ઝીણા, ખીમજી પરશોતમ, ત્રીકમજી વીરજી, અમરચંદ જસરાજ, કુંવરજી આણંદજી, હઠીશંગ જવેર, તારાચંદ ઠાકરશી, મોનદાસ ત્રંબક મહુવાના, મુળજી શેઠ કુંડલાના, હરીલાલ સવાઇલાલ બોટાદના, ભાઇચંદ શામજી સીહોરના, અભેચંદ ગુલાબચંદ, અલાદીન દેવજીભાઇ, ઓસમાન શેખ, મુસા અબદલા, તારમહમદ હબીબ, એદલજી શાપુરજી, નસરવાનજી જમસેદજી એઓએ મેમ્બરો તરીકે, તથા મેસર્સ લલુભાઇ સામળદાસ, ઇ. પ્રોકટર-સીમ્સ જે. એન. ઉનવાલા, અને અમરચંદ જસરાજ સેક્રેટરીયો અને ભાવનગરની મુંબઇ બેંકની શાખાને ટ્રેઝરર તરીકે ઠરાવવા. મોસુફ કમીટીને તેમની સંખ્યામાં વધારો કરવા એ સત્તા આપવી. એ કમેટી નાણાં એકઠાં કરવા માટે ઘટતા ઉપાયો લઇ તજવીજ કરે, અને ભાવનગર ખાતેની મુંબઇ બેંકની શાખામાં "સર તખ્તસિંહજી મેમોરીયલ ફંડ" એ નામનું ખાતું રખાવી તેમાં એ નાણાં જમે કરાવવાં. જે પછી વિજયશંકર ગવરીશંકરે નિચે પ્રમાણે ભાષણ આપ્યું.

**સદ્ગ્રહસ્થો,**

આપણા મરહુમ પ્રીય અને નામાંકીત મહારાજા સાહેબના ઉમદા સદગુણો વિષે માહારી અગાઉના બોલનાર મેહેરબાનોએ જે યથાસ્થિત પ્રસંશા કરેલીછે તે ઉપરથી માહારે વધારે બોલવાનુ થોડુંકજ રહેલુંછે, તોપણ મેહેરબાન ચેરમેન સાહેબે હાલનું કામ જે બાહોશ પણાથી કરેલુંછે, તે ખાતે તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકતાં, મરહુમ નામદાર મહારાજા સાહેબે વિદ્યાની વૃદ્ધી કરવાના કાર્યમાં જે મદદ આપી છે, તે વિષે સહજ બોલવા રજા માગુંછું. તેઓ નામદારે ઊંચા પ્રકારની અને સુધરેલી કેળવણી મેળવેલી હોવાથી, મરહુમ નામદાર સાહેબ બરાબર સારી પેઠે જાણતા કે તેવી જાતની કેળવણી પોતાની પ્રજાને આપવાથી તે પ્રજા મનના જ્ઞાનની શ્રેણીએ ચઢી શ્રેષ્ટતા પામશે.

આપ્રાંતના વિદ્વાન જીજ્ઞાસુઓ, જેઓ "આર્ટસ" સુધીની પદ્વી લેવાની ચાહેના રાખતા હોય, તેઓ તે સેહેલાઈથી મેળવી શકે તે માટે મરહુમ નામદારે મુંબઈની યુનીવરસીટીના અંગે આંહી કોલેજ સ્થાપેલીછે. વળી નામદાર સાહેબ અમદાવાદની ગુજરાત કોલેજને અને પુનાની ફરગ્યુસન કોલેજને તથા સીંધની દયારામ જેઠમલ કોલેજને પણ ઊદાર દીલથી બક્ષીસ આપીછે, એટલુંજ નહીં પણ પુનાની "કોલેજ આફ સાયન્સ"માં "ઓબઝરવેટરી" એટલે તારાગણવિગેરે ખગોળના પદાર્થો જોઈ શકય તેવી શાળા કરાવી આપેલીછે.

આવી રીતે એકંદર કેળવણી તરફ મરહુમ નામદારે જેમ એટલુંબધું કરેલુંછે તેમ તેનીજ સાથે સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવામાં તથા વૃદ્ધિ કરવામાં પણ દેશી રાજાઓમાં સૌથી તેઓ અગ્રભાગે રહેલાછે. તેઓ નામદારની પરોપકારી મંગળ રાજ્યકારકીરદીના દરમ્યાન કન્યાશાળાઓની સંખ્યા વધતી ગઈછે, એટલુજ નહીં પણ કન્યાઓને ઈંગ્રેજી જ્ઞાન આપવાની પણ સારી ગોઠવણો કરેલીછે. માજીરાજ કન્યાશાળામાં મરહુમ નામદારે પોતાની કુંવરીઓને ભણવા મોકલાવીને સ્ત્રી કેળવણીને ઘણું ઉત્તેજન આપેલું હતું.

ગ્રહસ્થો, હવે હું માત્ર મરહુમ નામદારે લોકોના જ્ઞાનમાં વધારો કરવાના હેતુથી "બારટન લાઈબ્રેરી અને મ્યુઝીયમ" તાજેતર સ્થાપેલ છે, તે યાદ દેવરાવી દરખાસ્ત કરવા રજા લઉં છું કે, આ મીટીંગનું કામ ઘણી સારી શકિતથી ચલાવ્યું તે બાતે ચેરમેન સાહેબનો આંહી સઘળા એકઠા થયેલા ઘણો ઉપકાર માને છે. જે પછી મી૦ મગનલાલ બાપુલાલ જામનગરના માજી દિવાન સાહેબે નિચે પ્રમાણે ભાષણ આપ્યું.

## મીસ્તર ચેરમેન સાહેબ અને ગ્રહસ્થો,

હું દરખાસ્ત કરવા રજા લઉં છું કે, નામદાર મહારાજાશ્રી ભાવસીંહજીની હજુરમાં હાજર થઈ આ મીટીંગમાં ચાલેલા કામકાજની હકીકત નિવેદન કરવા અને તેનું પ્રોસીડીંગ રજુ કરવા સારૂ મી. વીઠલદાસ, મી. પ્રોકટર-સીમ્સ, મી. ગજ્જર, ડાકટર બરજોરજી, કર્નલ હેરીસ, શેઠ ભગવાનભાઈ, મી. પ્રભાશંકર, મી. અલાદીન, હું, મી. દીનશા, મી. અમરચંદ, મી. ઉસ્માન શેઠનું એક ડેપ્યુટેશન નિમવું.

આપણા મરહુમ નામદાર મહારાજા સાહેબના સદ્‌ગુણો એટલા બધા અને વિવિધ છે કે, જેનું બની શકયા પ્રમાણે વર્ણન કરવાને અગર જો કે મારી પેહેલાં બોલનાર ગૃહસ્થોએ પ્રયત્ન કરેલો છે, તો પણ તેઓ મરહુમ નામદારે આ પ્રાંતના, તેમજ બીજા રાજાઓની સાથે જે સ્નેહ અને દોસ્તીનો ભાવ બતાવેલો તે વિષે તેમજ તેઓ નામદારે અહીંના ભાયાત અને મુળ ગરાસીયા ઉપર માયા અને મમતા રાખતા હતા. તે વિષે થોડા એક શબ્દો બોલવાની રજા લઉં છું.

આ સંસ્થાનની બહાર ઘણે ભાગે નોકરી કરવાનો મને વખત મળેલો, તે ઉપરથી જાણવાને મને ખાસ તક મળેલી છે કે મરહુમ નામદારને તેમના બીજા રાજ્ય કર્તા ભાઈઓ ઘણા હેત અને માનથી જોતા હતા એટલુંજ નહીં પણ તેઓ નામદારના તાબાના ભાયાતો અને મુળગરાસીયાઓ પોતાના હકોનો નિર્ણય વાજબી રીતે થશે એવો સંપુર્ણ વિશ્વાસ મરહુમ નામદાર પ્રત્યે રાખતા હતા.

આ રસ્તે એ પણ બતાવવું વ્યાજબી ધારૂં છું કે, મરહુમ નામદાર સાહેબને પ્રથમ જ્યારે કે. સી. એસ. આઈ.નો માનવંતો ચાંદ આપવામાં આવ્યો ત્યારે આ પ્રાંતના રાજાઓ

જેઓકે રાજકોટની રાજકુમાર કોલેજના પ્રથમ વિદ્યાર્થી હતા તેઓએ માનપત્ર આપેલું, તે ઉપરથી તેઓની મરહુમ મહારાજા સાહેબ ઉપર પ્રીતિ અને માયા યુકત ભાવના કેટલીબધી છે તે સેહેજ જણાઇ આવે છે.

વળી મરહુમ નામદાર મહારાજા સાહેબે, જે રાજાઓને આ રાજ્યની સાહામે પોલીટીકલ દાવા અને કેસો હતા, તેમની સાથે પણ ખરી દીલોજાનીનો સંબંધ રાખેલો હતો તેઓ નામદારની આવી રીતે સમાધાનીથી આવા સઘળા કેસો ઉકેલવાની ઉત્કંઠા આ રાજ્ય અને વળા તાલુકાની વચ્ચે બનેલા ઘણા કેસોનું સંતોષકારક આણેલા પરિણામ ઉપરથી જોવામાં આવી જાય છે.

ઉપર પ્રમાણે ભાશણો થઇ રહેવા બાદ આ શોકકારક મિલાવડો વિસરજન કરવામાં આવ્યા હતો. ઉપરની દરેક દરખાસ્તો સભા સમક્ષ સર્વાનુમતે પસાર કરવામાં આવી હતી. સદરહુ મીલાવડા તરફથી નકકી કરવામાં આવેલા સર તખ્તસિંહજી મેમોરિયલ ફંડમાં તેજ વખતે લગભગ પંદર હજાર રૂપૈયા ભરાયા હતા તેમજ પાછળથી બાહારના દેશાવરોમાંથી કેટલીએક રકમ આવવા લાગી છે આ ફંડની રકમ વધીને લગભગ લાખ રૂપૈયા કરતાં પણ વધારે થવાની વકી છે.

એજ પ્રમાણે ફેબરવારી માસની તા૦ ૧૨ અને બુધવારના રોજ મુંબઇમાં વાલકેશ્વર ખાતેના સર દિનશાહજી માણેકજી પીટીટ વાળા હોલમા સર જમશેદજી જીજીભાઇ બારોનેટના પ્રમુખ પણા નીચે એક જાહેર મીલાવડો ભાવનગર સંસ્થાનના મહારાજા સાહેબની યાદગીરી કાયમ રાખવા સંબંધી વિચાર ચલાવાને મળ્યો હતો. જે મીલાવડામા સર દીનશાજી સર જમશેદજી જીજીભાઈ, મેશરસ વરજીવનદાસ માધવદાસ, મણીભાઇ જશભાઇ, દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાના, મેશરસ ત્રીભોવનદાસ વરજીવનદાસ, ડોસાભાઈ ફરામજી કરાકા, નાનાભાઈ બેહેરામજી જીજીભાઇ, બમનજી દીનશાહ પીટીટ, જીજીભાઈ ફરામજી પીટીટ, મનસુખરામ સુર્યરામ, નાનાભાઇ રૂસ્તમજી રાણીના, હોરમજી મનચેરજી ચીચગર, લક્ષ્મીદાસ ખીમજી, એદલજી નસરવાનજી શેઠના, તલકચંદ માણેકચંદ, કેખશરૂ નવરોજી કાબરાજી, એદલજી આલબલેસ, વંદરાવનદાસ પરશોતમદાસ, જેહાંગીર હોરમજી, હોરમજી દાદાભાઇ જડજ, જેહાંગીર ડોસાભાઇ ફરામજી કરાકા, પ્રાણજીવનદાસ ખખર, નાનુ નારાયણ કોઠારે ડાકટરો અરદેશર દાદાભાઇ મોદી, ડોસાભાઇ પેસ્તનજી, કાવસજી હોરમસજી, રૂસ્તમજી નાનાભાઇ રાણીના, મેશરસ રૂસ્તમજી મેરવાનજી, પટેલ, ઘેલાભાઇ હરીદાસ, વીજભુખણદાસ આતમારામ, દેવદત દાની, રામદાસ કેશવજી, જેહાંગીર બી. મોતીવાળા, નાનાભાઈ બેહેરામજી ડાકટર, ડાકટર પીરોજશાહ ભીખાજી મોતીવાળા, વગેરે. લગભગ ૫૦૦ ગૃહસ્થોનો મ્હોટો મિલાવડો થયોહતો જેમાંહેના ઘણાએક ગ્રહસ્થોએ નામદારશ્રી તરફના પોતાના પ્યારના ઉભરાઓ કહાડયા હતા. તેમજ મજકુર કમિટીએ પણ એક મેમોરિયલ ફંડ સ્થાપ્યું છે જેમા પણ ઘણાક નાણા એકઠા થવા લાગ્યા છે.

એજ પ્રમાણે રાજકોટ રાજ્યકુમાર કોલેજના વાર્ષીક રિપોર્ટમાં મી૦ મેકનોટન સાહેબે લખેલા બોલો નવા પ્રીન્સીપાલ મી૦ વોડીંગટન સાહેબે વાંચી સંભળાવ્યા હતા, અને તે નીચે પ્રમાણે હતા. આપ જાણો છો કે મી૦ મેકનોટનના મરણથી અને ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજીના મરણથી આ કોલેજને મોટું નુકશાન થયું છે. તેઓ બન્ને વચ્ચે સારો નિકટનો મીત્રાચારીનો સંબંધ હતો. મી૦ મેકનોટન સાહેબે મહારાજા વિષે જે લખ્યું

છે તે એ છે કે:—ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજીના મરણથી આખા કાઠિયાવાડ પ્રાંતમાં જેવી રીતે દિલગીરી ફેલાઈ છે તેવીજ રીતે કોલેજને પણ એ બનાવે ઘેરી લીધી છે. બીજા કોઇપણ ખાનગી અથવા જાહેર બનાવથી આ કોલેજને આવી મોટી નુકશાની લાગી નથી. મહારાજા સાહેબ જ્યારે ૧૮૭૭ માં આ કોલેજના પહેલા વિદ્યાર્થી તરિકે દાખલ થયા ત્યારથી પચીશ વરસ સુધી આ કોલેજના સારામા મોટો ભાગ લઇ હમેશાં મદદ અને મીત્રાચારી ધરાવેલ, તેઓએ કોલેજની એક આખી વીંગ ક્રીકેટ પેવીલીયન અને ફરગ્યુસન મેડલ બંધાવી આપી વિગેરે વિગેરે કે જે આપણા સઘળાની જાણ બહાર નથી. જેઓ સાથે તેઓને મીત્રાચારી હતી, જેઓના ઉપર તેની મહેરબાની હતી તેઓના અંતઃકરણમાં જે અસર થયેલી છે તે કોઇ કાળે વિસરાય તેવી નથી. આ દેશમાં અને વિલાયતમાં જેઓ તેમને જાણતા તેઓ સઘળા તેઓના માટે ઉંચા મત્ત સાથે માન ધરાવતા. તેઓને વિષે જે કાંઇ બોલીએ તે ઓછુંજ છે. તેમજ પોલીટીકલ એજંટ મહેરબાન કર્નલ હેન્કોક સાહેબે પણ પોતાના ભાષણમાં નામદારને માટે દુઃખદાયક બોલો નિવેદન કર્યા હતા. તેઓએ કહ્યું હતું કે આજનો મીલાવડો ઘણાજ દિલગીરી ભરેલા સંજોગે વચ્ચે ભરાયેલો છે આ કોલેજના પહેલા પ્રીન્સીપાલ અને પહેલા વિદ્યાર્થી બન્નેનુ થોડા સમયપર નજીવા અંતરે મરણ થયું છે. વિગેરે વિગેરે.

## વર્તમાનપત્રો.

વાંચક વૃંદને અમારે વિદીત કરવું જોઇએ કે વર્તમાનપત્રોના આરટીકલો પણ આ પુસ્તકમાં દાખલ કરવાની અમારી ખાસ ધારણા હતી. પરંતુ નામદાર મરહુમની મશહુર કીર્તીના પોકારો અને તેમના વિયોગની દિલગીરી વિષે વર્તમાનપત્રોમા કેટલું આવશે તે વિષે અનુમાન કરવાની અમારી અજ્ઞતા એજ અમોને એતર્ક સોંપ્યો હતો. પરંતુ તપાસ કરતાં કાઠિયાવાડ પ્રાંતના વર્તમાનપત્રો તેમજ ગુજરાત અને મુંબઇ ઇલાકાના સંખ્યાબંધ ન્યુસપેપરોએ અને બંગાળા પંજાબ મધ્યહિંદુસ્તાન તથા દક્ષિણ દેશના પેપરોએ તેમજ ઇંગ્લંડ આદિ આખી દુનિયાપરના અગણીત વર્તમાનપત્રોની કટારોમાં નામદાર મરહુમના વિયોગે બેહદ શોક દર્શાવેલો છે તેમજ કોલમના કોલમો ભરવાને નામદાર મરહુમની ઉત્તમ પ્રકારની તવારીખ ઇંગ્રેજી ગુજરાતી દરેક પત્રોને કારણરૂપ થઇ છે. જોકે આવા દરએક પેપરોના બ્યાન કદાચિત દાખલકરવાનું બની ન શકે પરંતુ માત્ર મુંબઇ ઇલાકાના અને ઇગલંડના પ્રસિદ્ધ પેપરો જેકે પ્રીયસ્થળ મુંબઇ નગરીની જુદી જુદી જગ્યાએ મ્હોળા લતામાં વાંચક વૃંદની સમક્ષ ઉભરાતા દ્રષ્ટીગત થાય છે. તેટલાનાજ બ્યાંન દાખલ કરીએ તોપણ આ પુસ્તકના કદ કરતાં ચારપાંચ ગણા પાના તેવાં બ્યાંનને માટે રોકવાં પડે તેમજ ઇંગ્લંડના આફ્રિક વિગેરે તેમજ હિંદુસ્તાનના સંખ્યાબંધ પત્રોમાં આવેલી નામદાર મરહુમની ભિન ભિન પ્રકારની તસ્બિર તો દાખલ કરવાનું બનેજ કયાંથી. મતલબ તેવા સઘળા બ્યાનોના ચોડા દાખલ કરતાં પુસ્તકનું કદ હદપાર મ્હોટું થઇ પડે અને જેથી મ્હોટા ખરચને અંગે પૂસ્તકની કિંમત પણ વાંચક વૃંદને બોજાકારક થઇ પડે. સબબ તેવા આરટીકલોથી વિશેષ લાભ પણ શું? તવારિખનો મ્હોટો ભાગતો પ્રિય વાંચનારાઓને આ પુસ્તક પુરો પાડશે. અને તેમની અત્યંત ઉત્તમના પત્રોવાળાએ જાહેર કરી છે તે પણ બતાવવાથી વિશેષ શું છે? જે કે જગ જાહેર છે તેમજ જુદા જુદા મીલાવડા દિલસોજીના તારો ક્રંડો અને તેમના વિયોગે લોકોના શોકાગ્ર હૃદયના ભાષણો વિગેરેથી તેમની કીર્તીના પોકારોની પ્રતિધ્વનિ દુનિયા ઉપરના દરએક મનુષ્યોની કર્ણેંદ્રી સાથે અથડાવા લાગી છે. સબબ ઉપ-

રના ટુંક વિવેચનથી સંતોષ માની વર્તમાન પત્રોના આરટીકલો દાખલ કરવાનો વિચાર અંતઃકરણથી દુર કર્યો છે.

કવિત્વ શકતીનુ મારૂજ્ઞાન હું કોઇપણ પ્રકારે ફાંકોકરી શકુ તેવુ ઉત્તમ તોનથીજ તોપણ તેમના વિયોગે ભિન્નઓએ સેંકડો ચોપાનિયાઓ અને ચોપડિયોથી મહારાજના દુખ જનક વિયોગના વિરહીકાવ્યો બાહાર પાડયાછે. તો હું પણ મારી જે કંઇ જીગરની દુખ જનકજ્વાળા અને શોકમય ઉદગારના ઉભરા કવિતારૂપે બની શકવા મુજબ પ્રગટ કરૂં તો ખોટું ધારશો નથી.

---

## આશ્ચર્ય !

### મનહર.

શોરને બકોર અરેરાટી આવી શાની છુટી,
આતે કાળો કેર કયાંથિ કાને અથડાય છે;
ગજબ ગજબ ભણે હાહાકાર સાથે વળિ,
આતે શું કહેવાય બધા શાને અકળાય છે;
પૃથ્વીમાંથી જ્વાળા અને વાયુ જ્વાળા સાથે ફુંકે,
કલાનિધિ ઝાંખો આતે શું બધું જણાય છે;
ચિચિયારી ચારે મેર ચકલાં અપાર કેરી,
અજા અને શ્વાન સહુ રોતા સંભળાય છે,
અંગારાઓ વરષાથી પૃથ્વી બધી દાઝી મરે,
કેશું લોકો ઉદધિને ઉભરાયો જુવે છે;
ઇંદ્રાણું ઇંદ્રાસણ ડોલીને શું ભાંગી પડયું,
કેશું ઇંદ્ર હણાયાથિ દેવો બધી રૂવે છે;
કહે છે કે શેષ નાગ શિરપરે સ્રષ્ટી વસી,
તે શું શેષ નાગ નિજ સ્થિરતાને ખુવે છે;
કણુતરો તરફડે કાગડાઓ કાકા કરે,
શાને આતે પક્ષિ બધા ધુળે તન ધુવે છે;
શિરે કર લગાડીને વિસ્મય બની વિચારૂં,
જીંદગીમા ઝુરવાનું આજે તે શું આવ્યું છે;
જાણ્યા વિના જુગદિશ ત્રાસ મને લાગે શાનો,
હૃદયમા ગ્લાનિ કેરૂં ગામજ વસાવ્યું છે;
નજરે હું નિરખીને નિપજાવું કયાંથિ નામ,
નક્ષત્ર આ શોક કેરૂં કોણે વરસાવ્યું છે;
શું આ રસાતળ જવા બેઠું છે કે બન્યુ કેમ,
ક્રુરતાના કટકે શું સઘળું ફસાવ્યું છે.

## પ્રથપ્રયાણ.

### લલીત.

ધિરજ ધારતાં ઉરના ધરે, શિથીલ ગાત્ર તે કંપી થરથરે;
શું હશે અરે શું હશે હરી, એહ વિચારમાં ચિત્ત રહ્યું ચરી.
અરર આમ શું તન તવાય છે, અતિષે ઉઠતાં ત્રાસ થાય છે;
તોય ઉતાવળો ઉંબરે ગયો, દાદરમા જતાં પડુ પડુ થયો.
ભય થકિ ભમુ બહાવરો બની, દ્વાર વાસવાની શક્તિ તો નથી;
પગથિમાં જતાં માંજરી મળી, રૂએલ દિસતી અતિને આકળી.
શેરિયે મળી નારિયો રડી, પુરૂષ એકની પાઘડી પડી;
બાળ વિધવા બાર સામટી, મલીન લુગડા લઇને આવતી.
શિરે શ્રોણિતની ધારતો ખરે, લડિ મરેલી એ ગાય ભાંભરે;
સફેદ વસ્ત્રને પહેરતી સદા, મળી એ ઓરતો નહીં મળી કદા.
નહીં મળે સુણી વાત આટલી, લોટની પછી ઢાંકિ માટલી;
છોકરિ શિરેથી છાશ તાંબડી, પડી જતાં રડે છે એ બાપડી.

વાયુથી થયા ગોટા ધુળના, જેહ જઈ અડયા ગગન મુળમા;
ધુળધુળ બધે બહુ છવાઇ છે, રજથી આંખ્યતો અતિ ભરાઇ છે.
જઇ બજારમા જોવું શું અરે, અરર હાય હાય શબ્દ ઉચ્ચરે;
મનુષ્ય કોઇ કોન કામ આદરે, સરવ પેઢીયો બંધ તો કરે.
લોક તણા બધા થોકતો મળી, જાય છે અરે આમ કળ કળી;
ઓરતો મળી છાજિયાં કરે, બાલક બાલકો રૂદન આદરે.

## શારદુલ.

શું આ દિસે ભાવનગ્ર ભૂમી પરે, ગોટા ઉડી ધુમ્રના,
ધુમે છે કંઇ જેમમા ઘરઘરે ઘેરી લીધી સૌ દિશા;
શું આ કંઇ વિનાશ કાળ સુચવે છેટેથી આજે સહુ!
રે ચાલ વિલંબ જીવ તજિને બાકિન કાંઈ રહ્યું. ૧
ચાલંતાં પદ જેમ તજીને શિથીલ પાછાં પડે,
આંખે તમ્મરના હું જોઇ શકું ને ચિત્ત ભાગ્યું ફરે;
રોકયું રહે નવ ઉરશું ધડકતું ચિરાઇ ઉંડું જતું!
લાગ્યો વિષમ દાહ કંઇ અવનીમા ભાવી અરે પાલટ્યું. ૨
જોશિરે કિકલાંણ બહુ કરિ કરિ આ કાગ કંઇ સુચવે,
ને આ શ્વાન ઉંચે મુખે ગગનમા રોતાં ન કેમે રહે;
રેરે આંમ ઘુડો ઘણા ઘુઘવતા ઘેનું ઘણી ભાંભરે!
ને માળા તુટતા શું આ પળપળ આ તે કંઇ સૂચવે. ૩
જો આક્રંદ મનુષ્ય હા!! વિકળતા રોતાં લહે નામ શું,
શું મ્હારા મહારાજનું ભવિષ આ સુંણુ અરે વાત શું;
તો તો આ જગવાડી સૌ ગરિબની ઉંધી વળી સાબદી!
તેમા આશ અનેક જનતણિ તેતે બધી ભસ્મ થઇ. ૪
આ શું વાત્સલ્ય સ્નેહનો દધિ અરે સુકાઇ આજે ગયો,
આજે જીવન દોરી વિશ્વ રણમા વ્હેતા મુકી તુટીશું;
ગ્યાં સાથે બહુના સુખો વૈભવો જીવ્યા તણું સાર્થકે,
ગ્યું સાથે સદભાગ્ય બહુ તણું આજે મળ્યું ધુળ સરવે. ૫

## સ્થાન સામિપ્ય.

અંગારા સમ આ બધું અંહિઅરે જાણ્યે પડયુ ધુંધવે,
જે વારે ભરૂં પાયત્યાં કમકમી આ ભુમી સામી ધખે;
જોતાં સૌ દિશ આજ આ જગતની ખાવા મને ધાય છે,
ક્યાં જાઉં રતિ સુજતું નથી મને તખ્તેશ નારે જતાં. ૬
મહારાજાની સમાન આ જગતમા આંસુ હવે કો જુવે,
એના દિલ સમાન સૌ ગરિબને આશ્વાસના કોણ દે?
સૌ સુખે સુખિ દુઃખિ જોઇ દુઃખથી ઉગારશે કોણ હે?
આધિ વ્યાધિ ઉપાધિ દુર કરી કો ખંભે કર થાબડે. ૭

હૈયાનું હિર નેત્ર વાંણિ બહુના સંસ્થાનના ધિપતિ,
પંગુ જનની પાદુકા પરમને અનાથ નારે પ્રભુ;
ગોહિલ કુળ દિપક મણિ ક્ષત્રિ તણું નુર સરવે,
આજે ઉડી જતા અરે આમ સૌનું શું થાશે કહે છે બધા. ૮
ભાનુ શહેર તણા પતિ ભાવ પણ પિતા વિનાના રડે,
પૂત્રીના શું વિલાપ બાપ વિણ આજે અરે હાય શું;
શું સુંણુ સહુ રાણિના મ્હેલમા જ્યાં ફાટ છાતી રડે,
શું થાશે ભવમા કુળાં તનુજનુ એ ઘાવ છાતી પડે. ૯
દિવાન વિઠ્ઠલદાસપણ દિસે સમા બહાવરા,
શું દાખી હે શોક સાગર સમી આજે અહિં આપદા;
સારા સાકર લાલ હૃદયને અશ્રુ વડે ખેરતાં,
જાતાં પારખનાર નિજનો ઝાંખા પડીને રડે. ૧૦
જોઉં છું વળી દૂબળા વદનથી ચિસ્સોતિણી નાખતી,
ભાનુ શહેર તણિ પ્રજા સહુ રડતિ દિસે બાપડી;
લાગંતુ ઉંણુરે થશે પળપળે તારી વિના એહને,
ચાહે જીવ સમાન ભાવ તમના તોયે ગમીથી ગળે. ૧૧

## મનહર.

રડતિ અતિષે સ્રીયો, પુરૂષોએ તેવી રીતે;
લાખોના જમાવ સાથે, રોતાં મોતી બાગમાં;
ચિસો તિણી ચારે મેર, મનુષ્યો અપાર કેરી,
યવંનને હિંદુ બધા બળે જાણે આગમાં.
નોકર ચાકર સહુ, રડતા ન રહે લેશ,
કેરતણો મેહ જાણે, આવે છે અથાગમાં;
દિવાનને અધિકારી; શોક વિષે ગરકાવ,
વજિરનું ટોળું બધું, આહુતિના યાગમાં.

આ શું બેઠેલું છે બધું, કારભારી મંડળ કે,
પડેલાં છે વૃક્ષો જાણે, ખરેખરા શોકમાં;
પંડિતને કવિયો તે, બેઠેલા છે ઝાંખાબની;
એકાએક થયો કાળો કેર સહુ લોકમાં;
દિવાન વજિર સહુ, અમીરને ઉમરાવ;
રંકને શ્રીમંત શિર શોક કેરા થોકમાં;
તખ્તસિંહ રાય જતાં, ભમે ભુન્ડ સમા આજે;
હાહાકાર હાય હાય ચોબાજુ ને ચોકમાં.

## મૃત્તશરીર.

છે મોઢું તદપિ ન વદતું હુષ્યું શું ગાંભિર્યમા,
છે કર્ણો નથી સૂણતા રૂદિતકાં વીચારમા બંધથ્યાં;
નેત્રો આ નવ ઉઘડે નમટકું એકેવળી મારતા,
જોઉં શું નિસ્તેજસહુ રૂધિરઆ કાન્તી બધી કયાં ગઈ. ૧
છે પાયો નથી હાલતા કયમનથી હાથો વિષે કંઇ ગતી,
નેશ્વાસે નથી હાલતો વદનથી ના છાતીયે ચાલતી;
નાડિનો ધબકાર લેશ નથીકેં તેજી હિંણા નેત્રશું,
શું શું રે થયું હાય આમ તમને પાસે પડી વિનવું. ૨
રેવ્હાલા સજ્જન ઉદાર મુરતી શું હું ચુકયો આપની,
આવું મૌન ધર્યું નહીં કદિ આશું અરે સંભવે;
આવી શાંત્ત પ્રકૃતિ પ્રજા રડંતા, કોદિ નથી જોઇમેં,

ચોંકયોકે નથિ ભાન હાલ મુજને જે તર્ક આવો કરે. ૩
હ્યો શેતી સર્વે પ્રજા હાસ્યકરીને છાતીસહે દાબિને,
વેળા વિતી શીઆમકૈં તલસતા તોયેનકૈં ધ્યાન લો;
છો ત્યારે જીવ્હાતણી ચિસહવે કાયમ ભુએ ત્રાસદે,
છો આ વિષમ લાહ્ય પ્રસરી આજે બધું બાળીદે. ૪

## મેત વહન.

ઉપજાતિ વૃત્ત.

આજે બધા સ્થાન નિસ્તેજ જેવાં, ઉલટયાં અરે શું હતભાગ્ય કેવા;
રૂંવે રૂંવેને તન લાહ્ય લાહ્ય, વ્હાલા મહારાજ તજિને શું જાય.
કયાં તેજ તખ્તેશ ગયું તમારૂં, અધિક કલ્યાણ થતું અમારૂં;
અથાગ જે તેજ ફકિ છુપાય; વ્હાલા મહારાજ તજિને શું જાય.
સ્વપ્નુ થયું સર્વ અરે શું આમ, ઇવેને રાખી કંઇ લેશમામ;
શું સર્વ શાંતી બીજ આહુણાય, વ્હાલા મહારાજ તજિને શું જાય.
શોકે છવ્યું ધર્ણી પરે અમોઘ, તોયેનલાગે પ્રભુને પ્રબોધ;
કંપે બધું જગત તથાપિ હાય, વ્હાલા મહારાજ તજિને શું જાય.
સંવત શુભ વિક્રમનો તથાપિ, કૂડી બની બાવન શાલ પાપી;
મહા માસ શુક પક્ષ તણોજ હાય, વ્હાલા મહારાજ તજિને શું જાય.
ચતુર્દશી વૈર હતું વિધાતા, તુંને બનાવી નિચસંજ્ઞ માતા;
બુધવાર હિરા હરનાર હાય, વ્હાલા મહારાજ તજિને શું જાય.

## સ્મશાન ભૂમિ.

વસંત તિલીકા.

આજે ઉડુ ગણ તણા સહુ નુર ફિક્કાં,
જેથિ છુપાઈ ગગને રહિ ઝાંખિ દેના;
ને અબધા પટ પયોદ તણા વિકાસી,
ધારિ રહ્યા કુમળિઆ મુખ શામતાશી. ૧
છે સ્નેહ પાત્ર રૂડું વ્યોમ તથાપિ આજે,
નાહુ ગણું લવ ભયંકરતા ભરી છે;
હા દિનનાથ મુખ લોહિ ભર્યો પ્રકાસે,
ને બાપડિ કમલીની પણ ત્રાહિ ભાખે. ૨
શું શિતળાં ઝરણ આ તપી દાહદે છે,
ને પર્વતો ખળખળી નહીં અશ્રુ ચુકે;
છે દ્રવ્ય માન સહુ પંખી તણો તમાસો,
જે પક્ષકે અધિક રંગ છવ્યોજ શોકે. ૩
જો મચ્છ આ તરફડે જળમાં ડુબેલાં,
ને વારિમા વિખ પ્રભાવ દિસે ઠરેલા;
જેના તટે સરવકો સમરી સુસ્નેહે,
દેખાય આજ બનતા બળિ ભસ્મ હાય. ૪
શું શુક પક્ષિ પણ દક્ષ બની બળે છે,
પોકાર પાડિ રળતાં દિન આંસુડા શાં;
ને આબરાડિ મુખવાયસ ત્રાહિ શબ્દ,
છે લાહ્ય લાહ્ય ભર આ જગ સર્વે સ્તબ્ધ. ૫
ચારો રહ્યો મુખ વિષે પશુને અહિંયા,
ને વૃક્ષ સર્વ ઝુરતાં કરિડોક નિચાં;
જાણે કુંળિ કમલ પાંદડિ તુલ્ય બાળા,
સર્વે ચિરાઇ કરતી કકલાટ કાળા. ૬
શું ચંદ્ર શોક મય પુર્ણ વળિ કળાય,
બહુ જ્યોતિ એક અગ્નિ તણી હાબળાય;
બ્રહ્માંડ આ ખળ ભળ્યું બહુ ઉગ્ર તાપે,
ને બાપડા જન સહુ બળિ હાય ભાખે. ૭
શા આ બધા થઇ રહ્યાં તપતા ધિકેલા,
ને આ અનિલ તપતો ધપતો ભૂમીમાં;
જ્યાં જોઉ ત્યાં પ્રબળ તાપ ભરિ રહ્યો છે,
છે રે બધું જગત આ ભર્યું ઉગ્ર તાપે. ૮
જ્વાળા મુખિ ધખ ધખિ ભૂમી ભેદ પાડે,
કે આ ચિતા અનલની નજરે પડે છે;
જે ત્રાસ દાયી જનને બનતું અધિકું,
છે સત્ય અગ્નશર રૂપ બહુ વિશાળ. ૯

## વળતા વિલાપ.

(ઓધવજી માધવરે મેલી કયાં ગયા.)

ભાવનગર સંસ્થાન પતિને શું થયું?
અવિચળ ઉડગણ આજ થયો શું અસ્ત જો,
કોપ અચાનક દૈવતણો આ શું થયો;
મુશળ ધારે વર્ષ્યા કાળો કેર જો. અવિ-

શિતળને સુખકર શિરછત્રને શું થયું? અવિ-
સદ્‌ગુણિ સુખદાતાર, દયાળુ શું થયું?
પારસમણિ ખોવાયું અમારૂં કયાંય જો?
ગેબી ગજબનો ઓળો કયાંથિ આવિયો;
જે હરવાને ભાવનગરના ભુપાળ જો,
અમૃત કુંડ અચાનક શું ખુટી ગયા? અવિ-

કલ્પતરૂવર પરભાતે શેંનો પડયો!
રે શું દયાળુ ઇશ બન્યો દયાહિંન જો,
ભાવનગર સંસ્થાન રડાવ્યું સહેજમાં;
ભુસંડળમાં વરત્યો હાહાકાર જો,
અજબ ગજબ સરવત્ર જીગરમાં શું થયું! અવિ-

સૂર્ય સુધાકર રંકતણાને શું થયું?
ચો બાજુએ ચાલી અશ્રુ રેલ જો;
આફતનો ઉદધિ આતે શું ઉલટયો,
સ્થળે સ્થળે પ્રગટયો પુરણ કલ્પાંત જો;
ગરિબનો આલવ જાતાં સરવે રડે. અવિ-

ભડભડ ભડકા જીગરમાં જ્વાળા તણા,
અશ્રુ જળના વ્હેવા લાગ્યા ધોધજો,
શિર ફોડયાં કંઇ કંઈ ગમગીની કેપૂમાં;
ભાન ભુલા થઇ ભમવા લાગ્યા લોક જો,
ચો બાજુ ચોકારા છાતી ફાટતા. અવિ-

લય થાશે સત્વર સહુનો શું આ ઘડી,
કે શું જાશે પૃથ્વી તે પાતાળ જો;
ધર્મતણો વજ્જરનો સ્થંભ ટુટી પડયો,
ગુજર્યો ગુર્જર ગિરીપર ગમખાર જો;
ભયભિતને ભયમય ભાસે ભાનુ નગર. અવિ-

અરરરરર ઉચ્ચાર વિના બિજું નથી,
પવા શું બેઠું જગતપતિ માબાપ જો;
ઝંમ્પાલાવી સુખમય રૈયત દુઃખ સાગરે,
રડતાં રહે નહીં છાંના નાના બાળ જો;
વજ્જ જિગરના ચક્ષુ પણ અશ્રુ ભર્યા. અવિ-

ધ્વનિ બનિ ગગને પણ હાહાકારની,
પંખી ગણ પણ રડવા લાગ્યાં છેક જો;
ભાંભરિ ભોંય પડી ધેનુઓ ભાંભરે,
પશુ પક્ષિ ઇત્યાદિ શિરપર શોક જો;
અનાથના માળાનો સ્થંભ ટુટી પડયો. અવિ-

વ્યોમ વિષે પણ દેખું સરિતા શોકની,
ઉડગણ રડતાં દિસે બની નિસ્તેજ જો;
રાત્રિ સ્વામિ પણ ઝાંખો થૈને રડે,
ધ્રુના તારાને પણ પુરણ ખેદ જો;
કથતાં શું શું કથું જીગર ફાટી પડે. અવિ-

ભોજ ધર્મ હરિશ્ચંદ્ર ને રામ સમિકૃતિ;
કરિ બતાવી તે સઘળી તખ્તેશ જો;
શુરાતનથી આશ્ચર્ય અરજુનને થયું;
કરણ કહે ભુમીમાં પ્રગટયું કોણ જો;
કથતાં શું શું કથું જીગર ફાટી પડે. અવિ-

### મનહર.

ઉડગણ અગણિત દેખાય છે આબેહુબ,
વત્તા ઓછા તેજ થકિ દિસે છે આકાશમા;
વ્યોમરૂપી ચંદનીમા તેજસ્વિ તારાઓ જડયા,
રાત્રિને સમયે સહુ ચળકે ચોપાસમા;
પણ ધોળે દાહાડે જેહ દિસે તે નવાઇમાન,
રાત્રિ અને દિન્ને હતો પુરણ ઉજાસમા;
હાય હાય પૃથ્વી તણો તારો જે તખતસિંહ,
શોધિ શોધિ શોધું બધ મળે ન કોવાસમાં.

વિદ્યા ભોજ તણી ગઇ નજરે દિઠેલી તેતો,
સત્ય હરિશ્ચંદ્ર કેરૂં પુરેપુરૂં ભર્યુંતું;
કર્ણની ઉદારતા તે પ્રગટીને પાછી ગઇ,
દાતાને દયાળુ બની કષ્ટ સહુ હર્યુંતું.
જસવતસિંહકેરા યશવત સદપુત્ર,
તખ્તસિંહરાય કર્મ શ્રેષ્ઠ આદર્યું હતું;
બળતામા ઘૃતસમુ સંભારતા લાગે મને,
તખત તપત તેં તખત જગ કર્યુંતું. ૧
વિદ્યાના વિલાસિજનો માનપાન મેળવતા,
પાપી નિચ કામી નહીં વસે જેનાં રાજમા;
નિરંતર ભાગ્યશાળી પ્રજા સુખ માટે બની,
શાંતીને સુખોજ મળે તખ્તેશના કાજમા.
નિર્મળ ન્યાય પામે ગરિબ અમીર બધા,
વિદ્યા કળા તણિ જેને વાતોજ અવાજમા;
રાજા તે પ્રજા બનીને પ્રજાને બનાવી રાય,
જેહ જતાં ભાસે ભુંડો શોક શિરતાજમા. ૨

પાતાળે પહોંચેલા કુવા ધિમે ધિમે પાણી ભર્યે,
બહુકાળ જતાં જેકે ખુટેલા જણાય છે;
અચાનક અગ્નીથી લાગેલી જે મોટી આગ,
તેતો આગ ઓલાયેલી મુખેથી મનાય છે.
એકએક પથ્થરથી ગઢજ ચણવા ચહો,
ઘણો કાળ જતાં જેકે ચણેલો જણાય છે;
પણ તખ્તપતિ તણાં હસ્તથિ હંમેશ દેતાં,
ખુટેલી ન લક્ષ્મી મારા મનથી મનાય છે.
રેખામા શું રત્નો હતાં વાવરતાં વધતાં તે,
સમુદ્રના મોઝાપેઠે નહીંતો વાવરતા;
સખાવતો કિધી મોટી બનશે ન બિજાકોથી,
ધર્મ તણા કામો જેકે જનમથિ કરતાં
બીજાં રાજાયો કીર્તી વિના કરજમા ડુબ્યાં ત્યારે,
તખ્તસિંહ કીર્તી ધ્વજા ભાણું ફર ફરતાં;
કરજ કહિયે નહીં સંભળાયું મારે કાન,
આવ્યું હશે ક્યાંથી વધુ વ્યયને આચરતા.

## મરશિયાં.

હાય હાયરે સ્ટેટના સુર્ય તુને શું થયું?
ભૂષણ ભૂમી બધી તણુ ક્યાં ગયું રે. હાય હાયરે૦
ખરે કેર કર્યા અવીનાશી, બેઠો શની શું બારમી રાશી;
થયા તખ્તેશ સ્વર્ગના વાસીરે. હાય હાયરે૦
રાંડી રાંડો કરે છે શોક કેવો, હાય હાય ઉચ્ચાર કરી તેવો;
ખરો રંડાપો આજ મળ્યો એવો રે. હાય હાયરે૦
ઘાટે વાટેને હાટે એજ વાતો, શોક કરી કરે છે પંચાતો;
કકલાટ બધે છે બહુ થાતો રે. હાય હાયરે૦
નળ બાજુ પનિયારી બહુ જુવે, નેના ચક્ષુ ચોધારાં નીર ચુવે;
સુખ કર્તા સંભારી બહુ રૂવે રે. હાય હાયરે૦
જોઉ તળાવ નેરાને કુવા ત્યારે, થાય ત્યાં પણ પ્રસંશા એની ભારે;
સંભારે તખ્તેશ વારે વારે રે. હાય હાયરે૦
ધર્મ સ્થંભ એ દેશમા જેહેની, અહંકાર મળે ન પાસ જેની;
અરે દેહિ પડી શું આજ એની રે. હાય હાયરે૦
મોજ મજાને હર્ષ ગયો ઉડી, ગયા શોક સાગર વિષે બુડી;
પત્તો મળે ન ખોળી મરે કુંડી રે. હાય હાયરે૦
દિન જનો બાળે છે દિલ ભારે, દુઃખ ડુંગર દડ્યા છે અમારે;
એમ વદી સંભારે વારે વારે રે. હાય હાયરે૦
હતો દેશી રાજામા મહારાજા, સુના થયા ઇલ્કાબ એના ઝાઝા;

શોક સમુદ્રે આજ મુકી માઝા રે. હાય હાયરે૦
ખમા ખમા મુખેથી જેને કહેતા, ત્રાસ છુટે બનાવ આજ જોતા;
જેનાં પૂત્રો પૂત્રી રહ્યાં રોતાંરે. હાય હાયરે૦
જેને પંડિત કવિને સુજ્ઞ પ્યારા, જુવે કાવ્યો હમેશ ન્યારા ન્યારા;
તેવા ગયા વખ્તેશ રાય સારારે. હાય હાયરે૦

## ક્યાં ગયા?

રેરે જો ફરવા ગયા હોય કંઇ, તો લો પડું પાય હું,
જો કંઇ હોત પરદેશ ભુવનમા, આવું હું ધા નાખતો;
આકાશે કદિ હોય તો બલુનમા બેસી અરે રાતદી,
ઘુંમી ઘુંમી પડિયે ચરણમા, આપી અશ્રુની અંજલી. ૧
ક્યાં છો તે નથી ભાન કાંઇ અમને, બેભાન તેથી બની,
માથું હું પટકું છું હા ભુમી સહે, એ આજીકો હાથરે;
રોવું ઝુરવું ને ગમીથી ઢળવું, નીશ્વાસ કંઇ નાંખવા,
તખ્તેશના સદગુણુ સ્મરિ સ્મરિ, બાકી દીનો કાઢવા. ૨
આકાશે ગમ્યું કે વસ્યા ઉડુકને, કેવાયું સાથે મળ્યા,
કે જ્યોતી તમનીજ ભાનું સહહા, કે ભુમી સાથે ભળ્યા;
કે કો અદ્રસ્ય સ્થાનમા જઇ વસ્યા, પ્હોચે ન જ્યાં કલ્પના,
ક્યાં છો તે નવલેશ ભાન અમને, કે કો હવે ક્યાં જવું. ૩
જો હો લાખ કરોડકે અબજની છેટે વળી કોશજો,
છો હો ભિષણુ માર્ગ વારિ ભુમીનો કોદી મળે પારતો;
કે જો મંત્ર તણુાય સાધન થકી, દર્શનનું કંઈ બને,
બેસી આસન એક હું અડગતો, ગાળું બધી જીંદગી. ૪
કોઇ વેદ પુરાણુના ભરમમા, એ ભેદના સૂચવ્યો,
કે કિતાબ કુરાનની કલમમા, નાભેદ કાંઇ કહ્યો;
કેઈ યોગ સમાધિના પુસ્તકે, ચર્ચી નથી એ બિના,
થાતું ક્યાંઈ સ્વતઃ સિદ્ધ જનમી સુણ્યું નથી એવું હા. ૫
ત્યારે તો ફરિવાર હાય તમને કેમે કરીનામંળુ,
ઓ વ્હાલા સરદાર આમ અમને ધાર્યું ન ધાર્યું થયું;
અગ્નીમા પડતાં પડે ઉદધિમા, ધાર્યે ક્ષુધા કષ્ટને,
મ્હાડેથી ઝંપ લાવતા અમવપૂ કેમે કરીને મળે. ૬

## પરમેશ્વર પ્રત્યે!

### સવૈયા.

જ્ઞાન ધરા ધન લક્ષ્મી ધણી, સદગુણિ ગણી સુચવું શું તમોને?
તું પણુ ભુલ થકિજ ભરેલ ઠરેલ અપૂર્ણુ મનથી અમોને.
ભુલ થકિ શશિ ડાગ લગાડયા ન ડાગ તણું બિજુ સ્થાન મળ્યું તું,
કંટક પદ્મ તણા નળમા નિપજાવતાં ચિતડું કયા ચળવ્યું તું.
વારિ તણો મ્હાસાગર તો પણુ ખારો કરિ ખરિ ખોટ કરિ છે,

